# જાગ્રત

સતીનાથ ભાદુડી
અનુવાદક
ચન્દ્રકાન્ત મહેતા



નેશનલ બુક ટ્રસ્ટ, ઇંડિયા, નવી દિલ્હી

# ભૂમિકા

જોકે બંગાળી નવલકથાનું જન્મવર્ષ 1908માં રચાયેલી 'આલાલેર ઘરે દુલાલ'થી શરૂ થયું એમ માનવામાં આવે છે, અને એ કથાના લેખક પ્યારીચાંદે પ્રયોજનીય વસ્તુજ્ઞાનનો પરિચય એ પુસ્તકમાં કરાવ્યો હતો, તેમ છતાં એમાં જરા જેટલી પણ શંકા નથી કે બંગાળી નવલકથા સાહિત્યના પ્રથમ મહાન લેખક બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય હતા. એ વાતનો પૂર્ણાંશે સ્વીકાર કરવો જોઈએ કે 'આલાલેર ઘરે દુલાલ'માં નવલકથાનાં બધાં લક્ષણો મોજૂદ હોવા છતાં, એમાં નવલકથાનો પ્રાણ ધબકતો હોય એવું લાગતું નથી. બંકિમચન્દ્રે જ નવલકથાને એક શક્તિશાળી કલારૂપ તરીકે પ્રતિષ્ઠા અર્પી. એમણે સર્જેલાં પાત્રોના જીવનની પ્રાણવાન આકાંક્ષાઓ વિશે કશી સંદિગ્ધતા નથી. એ પાત્રોના ભાવિના ઘડતરમાં ઓગણીસમી સદીની સમસ્યાઓ વિશેના લેખકના મંતવ્ય વિશે પણ કશી શંકાને સ્થાન નથી. એમની પારિવારિક સામાજિક નવલકથાઓનાં પાત્રો દ્વારા એ યુગના ભલા લોકોની વિશિષ્ટ ચેતના નવા કાળમાં કેવી વ્યથાજનક હતી, તેના નિરૂપણ વિશે પણ મતમતાંતરને અવકાશ નથી, તોપણ એક શતાબ્દી વીતી જવા છતાં આજે પણ એ વાત મનમાં આવ્યા વિના નથી રહેતી કે એમના સમાજના ભલા લોકો નાહક નીતિ તથા પરંપરા વિશે ઉદ્વિગ્ન હતા. તોપણ તેમનાં નારીચિત્રો હરગિજ ભુલાય એવાં નથી, તેમનો અસ્વીકાર થઈ શકે એમ નથી — વ્યક્તિત્વમાં, પોતાની મનસ્વિતામાં, સજીવતામાં, જીવનની વાસ્તવિકતામાં — એનો આવિષ્કાર 'શૈવલિની' (ચન્દ્રશેખર–1875); અનન્ય એવી 'રોહિણી' (કૃષ્ણકાન્તેર વીલ–1878); વિસ્મયકર 'મૃણ્મયી' (કપાલકુંડલા–1866)માં છે. એમના 'ભદ્રલોક' જ્યાં એક કૃત્રિમ સંશ્લેષણની શોધમાં નિરર્થક ઘૂમતા હતા, એવી પરિસ્થિતિમાં એમનાં નારીચરિત્રો, એટલે સુધી કે 'દેવી ચૌધરાણી' (1884) જેવી પરિસીમિત કલ્પનાના ક્ષેત્રમાં પણ નિર્મૂલ જીવનાવેગથી સ્પંદિત રહ્યાં. ઘર–બહારનું આ જે વ્યવધાન છે, વિવર્ણ પુરુષ તથા ગતિચંચલ નારીની વચ્ચે જે દૂરતા છે, તે પણ અંગ્રેજીના સ્વાર્થનિર્મિત કૉલોનીના મધ્યવિત્તોના અસ્તિત્વની બીજી તરફ વિડંબના છે.

રવીન્દ્રનાથ ઓછામાં ઓછું 'ચોખેરવાલી'(1903)થી જ આપણા મધ્યવિત્ત જીવનની ખંડતાથી પીડિત જાતજાતના વિકારને બરાબર ઓળખી શકયા હતા. એમનાં પુરુષચરિત્રોએ આ ઔપનિવેશિક ઋજુતાથી, વિચ્છિન્નતાથી નાયકની ભૂમિકામાં સંઘર્ષ કર્યો છે. આ પ્રકારના નાયકોની યોજનાથી, એમની નવલકથાઓમાં આપણને અનાટકીય પણ ગૂઢ મનોવ્યથાથી સ્પંદિત વાર્તા, આ શ્રેણીના ગતિશીલ નાયકોમાં, ગોરા, શચીશ, અતીન્દ્ર જરૂર ચિરસ્મરણીય રહેવાના. એમનાં નારી-પાત્રોની વિશેષતા પણ યાદ રાખવા જેવી છે. વિનોદિની, સુચરિતા, દાસિની, કુમુ — એમાંની કોઈ પણ જ્યાં ફુરસદ જ ફુરસદ હોય એવા આરામપ્રધાન જીવનમાંથી ઊપસી આવી નથી. દરેકનું જીવન દુઃખ અને ગરીબીની અભિજ્ઞતાથી જ નિર્મિત થયું છે. એમણે આ દેશના સીમિત ગઢમાંથી જ સ્વાતંત્ર્યચર્ચા કરી છે. ત્યાં સુધી કે એમનાં પાછલાં વર્ષોની ઘણી બધી રોમાંચક નવલકથાઓ, 'શેષેર કવિતા' (1929); લાવણ્ય પણ સ્વાવલંબી ગવર્નેસ છે. 'ચોખેરવાલી' નવલકથાથી જ બંગાળી સાહિત્યનો વીશ શતકીય પર્યાય શરૂ થયો. પત્રાલેખન તથા ઘટના-સંયોજનનો બંકિમીય વિન્યાસ તે પછી સ્થગિત થઈ ગયો. અને શરૂ થયો પાત્રોની મનઃસૃષ્ટિના ઘાત-પ્રત્યાઘાતવાળો સંઘર્ષપ્રધાન નવલકથાઓનો યુગ. પાત્રાલેખનના સ્થાન પર પાત્રોના વ્યક્તિત્વ તથા વ્યક્તિસ્વતંત્રતાને પ્રાધાન્ય મળવા લાગ્યું. આ બધાની શરૂઆત રવીન્દ્રનાથે જ કરી. 'ગોરા' તથા 'ચતુરંગ' (1910 તથા 1915) એ રવીન્દ્રનાથની બન્ને નવલકથાઓમાં નાયકા તથા નાયકની અસ્તિત્વની વ્યથાને વધારેમાં વધારે કલાત્મક સાર્થકતા પ્રાપ્ત થઈ છે. 'ગોરા' તથા 'ચતુરંગ' આમ તો ઘણા સમય પૂર્વે લખાયેલી, પણ તેમ છતાં આજે પણ પહેલી મહા-કાવ્યોચિત લક્ષણમાં અજોડ છે, તો બીજી સૂક્ષ્મ સૌંદર્યમાં, કથાશિલ્પની દૃષ્ટિએ બિનહરીફ છે.

બંકિમચન્દ્રના નાયકો તથા નાયિકાઓ, ઘટનાઓના મોટા પર્વત પર ચઢઊતર કરે છે. રવીન્દ્રનાથની નવલકથાઓમાં એ પ્રકારની ઘટનાઓ જ નથી હોતી. પણ એમની નવલકથાઓનાં નર-નારીમાં વ્યકિતત્વના સ્પર્શથી સાધારણ ઘટના પણ કેવી અસાધારણ બની જાય છે! ઘટનાથી ઉત્પન્ન થતા દ્વંદ્વને રવીન્દ્રનાથ વ્યક્તિના પોતાના જીવનદ્વંદ્વના પ્રવાહમાં શોધે છે. ગોરાના જન્મના રહસ્યને વાચકની સામે ગુપ્ત રાખવાની નાટકીયતામાં રવીન્દ્રનાથને કોઈ પહોંચે નહિ. આ જાતના શિલ્પમાધ્યમના પ્રતિષ્ઠાતા જોકે બંકિમચન્દ્ર છે, પણ બંગાળી મધ્ય-વિત્તોને પોતાની જાતે જ આવિષ્કાર કરવાની પ્રેરણાથી આ જાતના શિલ્પ-

માધ્યમનો પહેલવહેલો ઉપયોગ રવીન્દ્રનાથે જ કર્યો. બંકિમચન્દ્રે રક્તમાંસસ્નાયુથી ઘડાયલી વ્યક્તિઓની આકાંક્ષા તથા નિષ્ફળતાનું સ્વરૂપ અંકિત કર્યું. રવીન્દ્રનાથે વારંવાર એ સમજવા પ્રયત્ન કર્યો કે વ્યક્તિના સંવર્ધિત ચરિતાર્થના માર્ગમાં વિઘ્ન ક્યાં નડે છે. એથી એમની કોઈ પણ બે નવલકથા વક્તવ્ય તથા આંગિક રીતિમાં એકબીજી જોડે મળતી નથી. બંકિમચન્દ્રની નવલકથાઓ પ્રશિષ્ટ સ્થાપત્યનું નિદર્શન છે. એમના કોઈ પણ પ્રકરણનો નાટકીય વિન્યાસ સ્મરણીય છે. રવીન્દ્રનાથની નવલકથાઓમાં બૌદ્ધિક અન્વેષણને જ મહત્ત્વ અપાયું છે. એ માટે 'ચાર અધ્યાય' (1904)ના અંતિમ દૃશ્ય ઉપરાંત નાટકીયતા એમને માટે ત્યાજ્ય છે.

સન 1913માં શરત્ચન્દ્રની 'બડદિદિ' પ્રસિદ્ધ થઈ. જોકે, મોટી વાર્તાના રૂપમાં એ એની પહેલાં 'ભારતી' સામયિકમાં પ્રસિદ્ધ થઈ હતી. 1915માં રવીન્દ્રનાથની 'ચતુરંગ' પ્રકાશિત થઈ. એ કહેવાની જરૂર નથી કે 'ચતુરંગ'ને 'બડદિદિ' જેટલી લોકપ્રિયતા ન મળી, પણ ખાસ નોંધવા જેવી વાત એ છે કે શરત્ચન્દ્રે જ્યારે સારી, આકર્ષક અંતવાળી વાર્તા લખવા માંડી, ત્યાં સુધી રવીન્દ્રનાથે બંગાળી નવલકથાને પૂર્ણ ઘટનાત્મક વાર્તાની પેલી તરફ પહોંચાડી દીધી. 'ચતુરંગ'થી જ એમણે નવલકથાના સ્વરૂપને તોડવાની શરૂઆત કરી, અને એમની એ તોડફોડથી એ વાત સાબિત થઈ કે મોટા લેખકો સ્વરૂપની તોડફોડ મનમાં લહેર ઊઠવાથી નથી કરતા, પણ જીવનની જટિલતાના ઊંડાણમાં પ્રવેશવાને માટે કરે છે. એ યાદ રાખવું જોઈએ કે 'ચતુરંગ' નવલકથામાં રવીન્દ્રનાથ હવે નવલકથાને નવું સ્વરૂપ આપવા પ્રયત્ન કરે છે, તે જ સમયે યુરોપમાં અને ખાસ કરીને ઇંગ્લૅન્ડમાં નવલકથાઓમાં બીજા પ્રકારની તોડફોડની શરૂઆત થઈ હતી.

શરત્ચન્દ્રે એ જટિલતાઓ માટે મગજમારી નથી કરી. એમને જે કહેવાનું હતું તે ઝાઝું નહોતું. બંકિમચન્દ્રે નારી અને પુરુષની દૈહિક યાતનાઓના ભવિતવ્યનું આલેખન કર્યું હતું. રવીન્દ્રનાથે વ્યક્તિત્વના પીડામય આત્મવિકાસની વાત કરી. શરત્ચન્દ્ર વિશેષે કરીને નારીના પ્રેમ અને સ્વાધિકારની વાત કહેવાને આવ્યા જ્યારે બંગાળનો વાચક રવીન્દ્રનાથની ઉચ્ચ કોટિની નવલકથાઓના નાયક તથા નાયિકાને પકડી શકતો નહોતો. 'ભારતી' યુગના લેખકોની કૃત્રિમ નાગરિક તથા શોખીન રોમાંચકતાથી જ્યારે સાધારણ મધ્યવિત્ત જીવનની વાસ્તવિકતા પ્રગટ થતી નહોતી, એવું જ થોડા સમય પછીના ખૂબ ડાંડી પીટવા છતાં 'કલ્લોલ'નો વિદ્રોહ પણ વિદેશી ફૅશનની નકલ જેવો લાગતો હતો ત્યારે એકલા શરત્ચન્દ્રે જ આપણા ધૂલિ-ધૂસર જીવન પર એક અલૌકિક રોમાંચક જ્યોત

પ્રગટાવી. રક્ષણશીલ બંગાળી મધ્યવિત્તોને શરત્ચન્દ્રની રચનામાં જેવું જીવન એઓ જીવતા હતા, એની કાવ્યકરુણ દિશા જડી ગઈ. માત્ર 'ગૃહદાહ' (1929)ને છોડીને શરત્ચન્દ્રની બધી નવલકથાઓને વિશે આ વાત કહી શકાય. જે સમાજ, અર્થ-નીતિનો જે ઢાંચો તૂટતો જતો હતો, તેના મૂળ વિશે શરત્ચન્દ્રને કશી જિજ્ઞાસા નહોતી, ફક્ત એ તૂટતા સમાજની વચ્ચોવચ ઊભા રહીને શરત્ચન્દ્ર ડિકન્સની જેમ વ્યક્તિગત કરુણા તથા સુવિચારની માગણી કરતા હતા. પણ એમના હૃદયના મહત્ત્વ વિશે શંકા નથી. હા, ફક્ત હૃદયવાન હોવાથી જ મોટા નવલકથાકાર થઈ શકાય કે કેમ એવી શંકા ઊઠે એ સ્વાભાવિક છે.

બંગાળી નવલકથાનો ત્રીજો યુગ આ સદીના ત્રીજા દસકામાં શરૂ થયો. આપણે જેને ત્રીશીના નવલકથાકારો ગણીએ છીએ તેમણે પોતાના યુગમાં એ સાબિત કરી આપ્યું કે બંગાળી નવલકથા હવે બંકિમચન્દ્ર–રવીન્દ્રનાથ–શરત્ચન્દ્ર જેવી એક એક પ્રતિભાની જ લીલાભૂમિ રહી નથી. એ નવલકથાકારોએ અનેક સંખ્યામાં નવલકથાઓ લખીને અનેક દિશામાં બંગાળી નવલકથાને સમૃદ્ધ કરી. આંચલિક નવલકથાનો ઉદય થયો. ફ્રૉઇડનું મનોવિશ્લેષણ તથા માર્ક્સની સમાજદૃષ્ટિ એકી સાથે બંગાળી નવલકથામાં વિહરવા લાગ્યાં. સ્વદેશ-વિષયક જિજ્ઞાસાને તીવ્રતા મળી. એ સંભવિત છે કે આ બધું 'કલ્લોલ' (1920)ની ઊંચી આશાના દિવસોમાં આમતેમ પાંખો ફફડાવાને પરિણામે બન્યું હોય. પણ એમાં જરા જેટલીય શંકા નથી કે એનો જશ મળ્યો એવા લેખકોને જેઓ નામના જ કલ્લોલી હતા, અને કેટલાક તો કલ્લોલ જૂથના હતા પણ નહિ. આંચલિક નવલકથાની શરૂઆત શૈલજાનંદ દ્વારા થઈ. તોપણ એ વાતનો સ્વીકાર કરવો જ પડશે કે એને વાસ્તવિક રૂપ આપ્યું તારાશંકર બંદોપાધ્યાયે. પ્રેમેન્દ્ર મિત્ર દ્વારા ઉપેક્ષિત મનુષ્યોનું ચિત્ર અંકિત થયું એ સાચું – એમના યુવનાશ્વના 'પટલડાંગાની પાંચાલી'માં – તેમ છતાં એનું વાસ્તવિક નવલકથારૂપે રસાયણ આપણને આપ્યું માણિક બંદોપાધ્યાયે. વિભૂતિભૂષણ બંદોપાધ્યાયે એક નવી ક્ષિતિજને ઉઘાડી – 'પથેર પાંચાલી' (1919) તથા 'આરણ્યક' (1938)માં. ત્રીશીના નવલકથાકારોની કેટલીક નવલકથાઓ કથાશિલ્પની પૂર્ણતાની દૃષ્ટિએ બંગાળી નવલકથા સાહિત્યમાં ધ્રુવપદનું સ્થાન પામે એવી છે. તારાશંકરની 'ગણદેવતા' (1942); 'કવિ' (1942); માણિક બંદોપાધ્યાયની 'પુતુલનાચેર ઇતિકથા' (1939), 'પદ્માનદીર માઝી' (1936) તથા વિભૂતિભૂષણ બંદોપાધ્યાયની ઉપર્યુક્ત બે નવલકથાઓ આ પ્રકારની ઉલ્લેખયોગ્ય નવલકથાઓ છે. તેમ છતાં આ નવલકથાઓમાં કેટલી વિશેષતા છે! વિષય અને શૈલીમાં કેટકેટલું વૈવિધ્ય છે!

જીવન વિચિત્ર છે. આપણા દેશમાં જીવનનાં રૂપની વિવિધતાનો કોઈ પાર નથી, મનુષ્યોનો કેવો જાતજાતનો પરિચય આ દેશના વિવિધ ભાગોમાંથી મળી રહેતો હોય છે! ત્રીશીના નવલકથાકારોએ પરિશ્રમથી, જિજ્ઞાસાથી તથા અભિનિવેશથી એ વિવિધતાને પ્રગટ કરી છે! આ પ્રકારની નવલકથાઓની મૂળભૂત વિશેષતા એ છે કે એમાં પાત્રાલેખનનાં ગતિશીલ અને સ્થિર રૂપો બન્નેનો સમન્વય છે. અને એ સમન્વયમાં પણ એ નવલકથાકારોએ પારદર્શિતા દર્શાવી છે.

વનફૂલ કે જેનું સાચું નામ બલાઈચાંદ મુખોપાધ્યાય છે, એ એવી કોટિના નવલકથાકાર છે કે જેમણે એમના વક્તવ્યને કારણે નહિ, પણ વિષયવૈવિધ્યને કારણે, શિલ્પવિધાનની સચેતનતાને કારણે વિશિષ્ટતા પ્રાપ્ત કરી છે. પણ સરવાળે એમ લાગે છે કે ત્રીશીના નવલકથાકારોમાં એકમાત્ર તારાશંકરને જ મહાન નવલકથાકાર કહી શકાય. માણિક બંદોપાધ્યાય શરૂઆતમાં અંધ ભાવિની રમતનું પ્યાદું હતા — નિઃસંગ, અસહાય મનુષ્યોના આલેખનકાર. પાછળથી એમણે માર્ક્સના સિદ્ધાંતોના પ્રકાશમાં જીવનની વિચારણા કરવાનો પ્રયત્ન કર્યો હતો. એથી પુરવાર થાય છે કે એઓ ગતિશીલ ચેતનાના અધિકારી હતા, પણ આ રૂપાંતરે માણિકની કેટલીક નાની વાર્તાઓને યશ અપાવ્યો હોવા છતાં નવલકથાકાર તરીકે એમને યશ અપાવ્યો કે નહિ એ કહેવું મુશ્કેલ છે. વિભૂતિભૂષણ પ્રકૃતિની નિત્ય લીલા અને દલિતપીડિત મનુષ્યોના જીવનની વિધવિધ ક્ષણોમાં અનંતના પ્રકાશને જોઈને જ સુખી થતા. પણ તારાશંકરે જોઈ મનુષ્યની નૈતિક દૃષ્ટિને, એની વિચિત્ર જનગોષ્ઠિને અને સૌ કરતાં વધારે એના આધુનિક ઇતિહાસના ચંચલ રૂપને; એ વિષયમાં તારાશંકરની દૃષ્ટિ અવિચલ હતી, એથી જ એમના પ્રારંભિક જીવનની માર્ક્સવાદ તરફની પ્રીતિ, અને પછીના કાળમાં ગાંધીજીની દીક્ષાથી એમની કલાને કોઈ નુકસાન ન થયું. ભારતીય જીવન, ભારતીયતા એમની દૃષ્ટિથી ક્યારેય ઓઝલ ન થઈ, ને એ જ એમના મહત્ત્વનું કારણ છે.

ત્રીશીના નવલકથાકારો જ્યારે પૂરી પ્રતિષ્ઠા પામી ચૂકયા હતા, તે સમયે સન 1945માં સતીનાથ ભાદુડીની ‘જાગરી’[1] પ્રકાશિત થઈ. સતીનાથનો જન્મ 1906માં થયો, મૃત્યુ 1965માં. એમની નવલકથાઓની પાર્શ્વભૂમિ મુખ્યત્વે બિહારનો પ્રદેશ છે. ‘ઢોઢાઈ ચરિત માનસ’ પ્રથમ અને દ્વિતીય (1949–51) તથા ‘અચિનરાગિણી’ (1954) એમની બીજી બે નવલકથાઓ છે. હાર્દિક ભંગિ,

1. મૂળ નવલકથાનું સમર્પણ પણ જોવા જેવું છેઃ જે અજાણ્યા રાજનૈતિક કાર્યકર્તાઓની કર્મનિષ્ઠા અને સ્વાર્થત્યાગનું વિવરણ ક્યારેય થવાનું નથી — તેમની સ્મૃતિમાં.

અભિનવ વિષયવસ્તુ અને પ્રસન્ન પ્રોજ્જ્વલ માનવવાદી દષ્ટિ એમની રચનાઓની વિશેષતા છે. 'જાગરી'થી એમની લેખક તરીકેની કારકિર્દીનો આરંભ થયો. પ્રગટ થતાંવેંત જ 'જાગરી'એ વાચક પર કબજો જમાવી દીધો. આવિર્ભાવ અને વિજય-લાભમાં જરા જેટલી પણ વાર ન લાગી; તેનાં બે કારણો છે — એક તો એ અગ્નિગર્ભ 1942ના આંદોલન પર લખાયલી પ્રથમ નવલકથા છે અને બીજું, એની વિશિષ્ટ આંગિક રીતિ. ફક્ત ત્રણ વર્ષ પહેલાં સન 1942નું લોક-અભ્યુત્થાન થયું. જનમાનસમાં તો એ પ્રત્યક્ષરૂપે જીવતુંજાગતું હતું. જેલની ચાર દીવાલની અંદરના અંતરાલમાં કેટલાય દેશપ્રેમીઓએ પોતાના પ્રાણ સમર્પિત કર્યા! આ નવલકથામાં એ સમયનું ચિત્ર વિશ્વસનીય વાસ્તવિકતાથી અંકાયેલું છે. વિલુ, પિતા, મા અને નીલુ એક ભયાનક પ્રાતઃકાળની પ્રતીક્ષામાં છે. જે પ્રાતઃકાળમાં વિલુને ફાંસી મળવાની હતી. આ ચાર વ્યક્તિઓની ચાર સ્વગતોક્તિઓનું પરિણામ આ નવલકથા છે. એના શિલ્પની વાત પછીથી, પહેલાં આ નવલકથાના વિષયવસ્તુની ચર્ચા કરી લઈએ.

સન 1921થી 1942 સુધી સંપૂર્ણ ભારતવર્ષ ઓછામાં ઓછું ચાર વાર જન-આંદોલનથી વિક્ષુબ્ધ થયું, જેને પરિણામે રાજકારણ ફક્ત છાપાંઓનો વિષય ન રહ્યું, પણ વ્યક્તિના પ્રત્યક્ષ જીવનનું એક અંગ બની ગયું. માસ્તર સાહેબના જેવાં રાષ્ટ્રીય કુટુંબો ઘડાયાં. બંગાળના ઇતિહાસમાં 1905માં આવા જ એક પ્રકારનું આંદોલન જાગ્યું હતું. સ્વદેશી યુગમાં એ આંદોલને પણ બંગાળી જીવનને કૌટુંબિક પટ પર તથા બૃહત્તર કાર્યક્ષેત્રને સ્પર્શ કર્યો હતો, જેને પરિણામે વીસમી સદીના બીજા શતકથી જ, આપણે જેને રાજનૈતિક નવલ-કથાને નામે ઓળખીએ છીએ, તેનો આવિર્ભાવ અનિવાર્ય બની ગયો. 'ઘરે બાહિરે' (1916) નવલકથામાં રવીન્દ્રનાથે બંગભંગની રાષ્ટ્રીય ઉત્તેજનાના રંગમાં એક પટ-ભૂમિનું ચિત્રણ કર્યું. એ નવલકથા પણ પાત્રોની એકોક્તિઓનું ઝૂમખું છે. રાજકીય વાતાવરણ ઉપરાંત નવલકથામાં કૌટુંબિક સંકટ પ્રધાન બની ગયું છે. બંગાળી નવલકથા સાહિત્યની બીજી મશહૂર રાજકીય નવલકથા 'પથેર દાબી' (1926) શરત્ચન્દ્રે લખી. ક્રાન્તિકારીઓની આતંકવાદી ઉત્તેજનાઓને કારણે એ નવલકથામાં સામાન્ય વાર્તાઓની ચારે તરફ એક જાળ રચી હતી. એથી તો એ નવલકથાને સહજ રીતે લોકપ્રિયતા પ્રાપ્ત થઈ. રવીન્દ્રનાથે એક બીજી રાજકીય નવલકથા લખી 1934માં જેનું નામ 'ચાર અધ્યાય' છે. 'ઘરે બાહિરે' અને 'ચાર અધ્યાય' એ બન્ને નવલકથાઓમાં રવીન્દ્રનાથે પક્ષ અથવા દળને વ્યક્તિ-સ્વાતંત્ર્ય

વિરોધી દબાણુ લાવનારા જૂથ તરીકે નિરૂપ્યું. વ્યક્તિની સ્વાધીનતાના વિકાસમાં પક્ષનું નેતૃત્વ તથા આદેશો પ્રતિબંધ ઊભા કરે છે, તે રવીન્દ્રનાથે બે વાર બતાવ્યું.

પરંપરાગત ધારામાં વહેતી આપણી કૌટુંબિક જીવનધારામાં આ દરમિયાન ભારતવર્ષના જન-આંદોલનમાં કયા અભિઘાત સર્જાવ્યા હતા, તેને સુયોગ્ય પરિપ્રેક્ષ્યમાં તારાશંકરે એમની 'ધાત્રીદેવતા' (1939) નવલકથામાં બતાવ્યું. હિંસક ક્રાન્તિવાદી આંદોલન શી રીતે ધીરે ધીરે રૂપાંતર પામતું ગયું, શી રીતે આંદોલનકારીઓ વ્યક્તિગત હિંસાનો રસ્તો છોડીને ગાંધીજી દ્વારા પરિચાલિત જન-આંદોલનમાં સામેલ થયા — 'ધાત્રીદેવતા' એનું જ રુચિર નિરૂપણ છે. પણ ફક્ત એટલાનું જ એમાં આલેખન નથી. 'ધાત્રીદેવતા' એક રાજકીય કૌટુંબિક નવલકથા છે. જેની ચર્ચા આપણે કરીએ છીએ તે 'જાગરી' નવલકથામાં આપણને એક રાષ્ટ્રીય કુટુંબનાં દર્શન થાય છે. 'ધાત્રીદેવતા' દ્વારા મળેલા એક રાષ્ટ્રીય કુટુંબનું જીવનવૃત્તાંત. નાયક શિવનાથની સાથે સાથે એની પત્ની, ફોઈ, એટલે સુધી કે કાલું કાલું બોલતું એક બાળક પણ વન્દેમાતરમ્ મંત્રથી દીક્ષિત બન્યું છે. એ જ આ નવલકથાની અંતિમ વાત છે. એ ઉપસંહારનો ઘટના સમય, માનસિક દ્વંદ્વથી છવાયેલો ઇતિહાસ જ 'ધાત્રીદેવતા' નવલકથાનો મુખ્ય રસ છે. એક નાનીશી સાંસારિક ગેરસમજને પરિણામે તૂટવાની અણી પર આવેલું એક કુટુંબ શી રીતે છિન્નભિન્નતા તરફ જતું હતું, ઇતિહાસના જાગ્રત કાળપુરુષે શી રીતે એને ફરી પાછું દૃઢ રીતે ગૂંથી લીધું, એટલું જ નહિ, એક બૃહત્તર ચેતનાના ક્ષેત્રમાં એને પુનર્જન્મ આપ્યો — એ તારાશંકરની જેમ બીજા કોઈએ દર્શાવ્યું નથી.

સતીનાથ ભાદુડીની 'જાગરી'એ બંગાળની રાજકીય નવલકથામાં એક નવો અધ્યાય જોડ્યો. 1942માં જ રાજનૈતિક ચેતના તથા દૃષ્ટિકોણની ભિન્નતા જુદા જુદા પક્ષોમાં ધીરે ધીરે પ્રગટ થવા લાગી. કોંગ્રેસ સમાજવાદી પક્ષ તથા સામ્યવાદી પક્ષે કોંગ્રેસના વિશાળ એક સૂર બજાવતા વાદનમાં પોતપોતાના સૂર બુલંદ કરવાનો પ્રયત્ન કર્યો. ઑગસ્ટ આંદોલનના ઔચિત્ય વિષે સામ્યવાદી પક્ષ તથા કોંગ્રેસ સમાજવાદી પક્ષ વચ્ચે મતભેદ હતો. 'જાગરી' નવલકથામાં જેનું વર્ણન છે તે માસ્તરનું કુટુંબ એ જાણે ભારતીય રાજકીય જગતનું એક નાનું શું પ્રતિબિંબ છે. વિલુ કોંગ્રેસ સમાજવાદી, માબાપ ગાંધીવાદી કોંગ્રેસી, નીલુ સામ્યવાદી. ઑગસ્ટના પ્રચંડ આંદોલનનો પ્રતિઘાત એ પરિવાર પર પડ્યો – વિશાળ અર્થમાં ભારત પર. 'જાગરી' લેખકની પહેલી નવલકથા છે, પણ બીજી બે નવલકથાઓમાં

પણ એમણે રાજકીય વાતાવરણનો ઉપયોગ કર્યો છે. 'ચિત્રગુપ્તેર ફાઈલ' (1949) તથા 'ઢોઢાઈ ચરિત માનસ'ના બીજા ખંડમાં (1949). મારા મત પ્રમાણે 'ઢોઢાઈ' લેખકની શ્રેષ્ઠ રચના છે. 'ઢોઢાઈ'ના બીજા પર્વમાં એમણે ફરીથી 1942ની અગ્નિગર્ભ પશ્ચાદ્‌ભૂનો પ્રયોગ કર્યો છે. એથી એ સ્પષ્ટ થાય છે કે અભિજ્ઞતાને કારણે લેખક આ પ્રસંગથી કેટલા બધા પ્રભાવિત થયા હતા. એઓ જાણે કે એક યુગાંતરકારી મહાન અગ્નિકાંડના પ્રકાશમાં ઉપરનાં બધાં આવરણો દૂર કરીને, એ મનુષ્યોને એમના સાચા રૂપમાં જોવા ચાહતા હતા. રાજકીય નવલકથાનો આશ્રય લઈને એમણે જે એક વિશિષ્ટ પ્રદાન કર્યું તે છે વિચિત્ર માનવરસ. 'જાગરી'ની એક અન્ય વિશેષતા એ છે કે એમાં રાજકારણ નથી રહેતું. આંગિકની ચર્ચાથી એ વાત સ્પષ્ટ થાય છે. સાંજથી પરોઢિયા સુધીના ઉદ્‌ગમય બાર કલાકો આ નવલકથાના ઉપરછલ્લી દૃષ્ટિએ પ્રાપ્ત ઘટનાફલ છે. પણ અન્તર્ગત એકોક્તિને કારણે બહારના આ બાર કલાકો પર સ્મૃતિ જગતના દીર્ઘ ભૂતકાળે પ્રબળ અસર કરી છે. અન્તર્ગત એકોક્તિ સ્મૃતિચર્ચાના પ્રાધાન્યને કારણે અહીં સમયાનુક્રમ જાળવવાની જરૂર નહોતી. ગોપાલ હાલદારની 'એકદા' (1939) નવલકથામાં એક જ દિવસની વાત છે. ત્યાં પણ નાયકની ચેતના અનેકવિધ સંબંધો દ્વારા બાર કલાકની સીમાને ઉલ્લંઘી ગઈ છે. પણ 'જાગરી'ની આંગિક રીતિ બીજે કારણે વિશેષ અનિવાર્ય બની છે. એમાં વર્ણવેલી પૂરી રાત જાણે કે એક અંતિમ દૃશ્ય છે. સભામાં બેઠેલા પડદાની નીચે ચાર પાત્રોના પરસ્પર સંવાદથી એમની લાંબી સ્વગતોક્તિને સાંભળવી વિશેષ આવશ્યક હતું. આ નિર્ધારિત મુહૂર્તના આગમનની પળો ગણતાં ગણતાં ચાર જણના ચાર પરસ્પર ગૂંથાયલાં જગત અથવા ચાર વિશ્વાનુભૂતિ આપણી સામે મૂર્તિમંત થાય છે, પણ આ વિશિષ્ટ અને કુશળ નિરૂપણરીતિને લીધે એની નાટકીય પરિસમાપ્તિ અંત સુધી પૂર્ણ તથા અનાવૃત રહી છે. એક બીજા કારણે પણ આ નિરૂપણપદ્ધતિ આવશ્યક હતી. લેખકે કોઈ પણ રાજકીય હેતુને મનમાં રાખીને આ નવલકથા લખી નથી. નીલુના પાત્રને વાસ્તવિકતાની ભૂમિમાં ઊભું રાખવાને કારણે પણ આ નિરૂપણ-શૈલી આવશ્યક હતી. પરંપરાગત નવલકથામાં નીલુને આ રીતે અંદરથી સમજવાનું શક્ય જ ન બનત. રાજકારણમાં પડેલો કાર્યકર્તા નહિ, પણ મનુષ્ય જ 'જાગરી'નો વિષય છે.

—સરોજ બંદ્યોપાધ્યાય

## ફાંસી સેલ

બે નંબરના વૉર્ડના અશ્વત્થ વૃક્ષની ઉપરની ડાળી ઉપર ગોધૂલિનો મ્લાન પ્રકાશ ચમકતો હતો. અનેક પક્ષીઓ આ ડાળીએથી પેલી ડાળીએ જતાં હતાં. એક ક્ષણનો પણ વિરામ નહોતો ! થોડી ક્ષણોમાં ચારે બાજુ અંધકાર છવાઈ જશે. ત્યાર પછી આખી રાત સૂમસામ — એથી જ છેલ્લી ક્ષણોમાં આટલી ચંચળતા, પાંખોનો ફફડાટ, આટલો આનંદ-ઉત્સવ — જેટલો આનંદ સમય પાસેથી છીનવી શકાય તેટલો લેવાની વૃત્તિ હતી. ખરેખર શું પક્ષીએ સાંજને વખતે આટલાં ચંચળ બનતાં હશે ? આ સેલમાં આવતાં પૂર્વે હું જ્યારે બે નંબરના વૉર્ડમાં હતો ત્યારે રોજ સાંજના લૉકઅપની પહેલાં, અમે બધા બહારની ખુલ્લી હવા ખાઈ લેતા. શા માટે? ના. અમે ખોલીમાં જ બેસી રહેતા. બહાર આવવાની કશી જરૂર નહોતી. તોપણ એક વાર બહાર જવાની ઇચ્છા રાખતા. મોટેભાગે આવી મનોવૃત્તિ રાજકેદીઓ રાખતા. વૉર્ડરો કંટાળતા, ગુસ્સે થતા, અંદર અંદર ઝઘડતા ને કહેતા કે સ્વ-રાજવાળા જાણીજોઈને તેમને હેરાન કરે છે. પણ અમે કોઈ પણ વૉર્ડરને હેરાન કરવા કશું કરતા નહિ. જેટલો ઉપભોગ થઈ શકે તેટલો ઉપભોગ કરવાની તક અમે જતી કરતા નહિ.

એ કાગડો હોય એમ લાગે છે — આટલે દૂરથી ઓળખી શકાય એમ નહોતું— પણ પંખીઓ રાત્રે પાંખો ફફડાવતાં.

એક વાર ઝાડની નીચે સભા ભરી પાછા ફરતી વખતે કામાખ્યાથાનના વિરાટ વડની નીચે અમે આખી રાત વિતાવી હતી. ત્યાંની માટીમાં સૂવાથી કોઢ મટી જાય છે એવી માન્યતા હતી. દૂર દૂરથી એટલા માટે કેટલાય લોકો ત્યાં આવતા. અનેક કોઢના રોગી આસપાસનાં ઝાડ નીચે સૂતા હતા. હું તથા નીલુ પણ હતા. અને મને યાદ છે કે સાથે સહદેવ પણ હતો. આખી રાત પંખીઓનો ફડફડાટ

સંભળાયા કરતો. ઝાડની નીચે અડખેપડખે અમે ત્રણે જણુ સૂતા હતા. એ ઝાડની નીચે સૂવું પડ્યું તેથા નીલુ કંટાળ્યો હતો. મેં પૂછ્યું, "આ પંખીઓ ફડફડાટ શા માટે કરે છે તે કહી શકશે?" નીલુએ જવાબ આપ્યો, "કીડીબીડી કરડી હશે વળી." એને વિચારતાં વખત લાગતો નહોતો. બધી બાબતમાં એનો નિશ્ચિત મત હતો. એમાં એ જરાય આઘોપાછો જતો નહિ. નીલુ હમેશાં એ રીતે જ વર્તે.

સાંજની રક્તિમા ઝંખવાતી હતી. અશ્વત્થ વૃક્ષનાં બાકોરાંમાંથી સિંદૂરવર્ણી આકાશની લાલાશ દેખાતી હતી. વૃક્ષનાં પાંદડાં પૂરાં લીલાં હતાં એમ કહી શકાય નહિ. જવા દો, વૃક્ષનાં પાંદડાંની લીલાશ ગઈ — એટલી લીલાશ તો અહીંથી દેખાતી હતી. એ ઉપરાંત ભૂરા આકાશનો થોડો ભાગ દેખાતો — લોખંડના સળિયા પાછળથી લોખંડના તારની અંદરથી પાઉંની સ્લાઈસ દેખાય તેવી રીતે. સેલમાં રહેનારા માટે તો એ જ વાસ્તવિકતા હતી. સી કલાસના કેદીઓને તો પૂરતો ખોરાક મળે એટલે બસ. વળી દેખાતો હતો જેલનો ઉપરનો ભાગ. તેની ભીંત ઉપર મોટા મોટા અંગ્રેજી અક્ષરોમાં લખ્યું હતું: 'પૂર્ણિયા સેંટ્રલ જેલ — બિહાર!' આકાશનો જે ભાગ અમારો પોતાનો લાગતો હતો તેનું દર્શન જ આનંદદાયક હતું. જાણે અમારે પોતાને માટે જ આકાશનું આ રૂપ નિરંતર બદલાતું રહેતું હતું. સિંદૂરિયો રંગ ઝાંખો પડવા માંડ્યો હતો, કાળાશ ઊતરતી હતી, જોતજોતામાં રંગ ધુમાડિયો થતો જતો હતો, અને થોડી વારમાં જ એ અંધકારમાં ડૂબી જશે. આમ વૈચિત્ર્ય ધારણ કરતા આનંદને જેલનો સાહેબ એક અકિંચન કેદીને વ્યક્તિગત સંપત્તિ તરીકે શા માટે ભોગવવા દે છે, એ મને બરાબર સમજાતું નહોતું. લાગતું હતું કે એમને ખબર નહોતી, ખબર હોત તો કાલે સવારે જ રાજમિસ્ત્રી 'કમાંડર'ના કેદીઓને અમારી સામે ભીંત હજુ વધારે ઊંચી કરવા હુકમ કરે, "ઔર ઊંચા, ઔર ભી ઊંચા, જરૂર પડે તો આસમાન તક ઊંચા ભીડા દો." આ વૃક્ષની લીલાશ, આ આકાશના ટુકડા સિવાય અહીંથી જે કાંઈ દેખાય, તે ફક્ત લોખંડ, ઈંટ અને સિમેન્ટ હતાં. એ આંખને ઠારતાં નહોતાં, ફક્ત દૃષ્ટિને આઘાત આપતાં હતાં, એને પાછી વાળતાં હતાં. આ લીલા અને ભૂરા સિવાય જે કંઈ રંગ દેખાતો હતો, તે આંખને પીડાકારી, રુક્ષ અને કઠોર હતો. સેલની ચૂનાથી ધોળાયેલી સફેદ ભીંત, પ્રાણહીન અને ફિક્કી લાગતી હતી. એની પર કેટલાય સમયથી ચૂનો લગાડાયો નહોતો. ભીંતમાં જાતજાતના ડાઘા હતા — થૂંકના ડાઘ જ વધારે પ્રમાણમાં હતા — જાણે ધૂળિયો રંગ હોય એવા લાગતા હતા. લાગતું હતું કે અમારી પહેલાં જે કેદીઓ હતા તેને સિપાઈઓએ માર મારેલો તેના લોહીના

ડાઘ પણ હતા. એ લોકો બધું છોડીને કોઈ અજાણ્યા પ્રદેશમાં ચાલ્યા ગયા હતા, ફક્ત ભીંત ઉપર સિપાઈઓની પ્રતિ કૃતજ્ઞતાના ડાઘ છોડી ગયા હતા....

વાત કરનાર કોઈ નહોતું. એથી જ સેલની બહારના જેલજગતના અવાજો તરફ કાન માંડવાનો પ્રયત્ન અમે કરતા. વાત જેની જોડે કરાય એવો ફક્ત એક વૉર્ડર જ હતો — પણ એની જોડે વાત કરવાનું ગમતું નહોતું. ચારે તરફ દીવાલ હતી, જે તરફ જુઓ, દષ્ટિ દીવાલ જોડે અથડાઈને પાછી વળતી, તેમ છતાં હમેશાં કાન માંડીને રહેતો, કે કંઈ સંભળાય છે ? સોળ પગલાં લાંબી, દસ પગલાં પહોળી ખોલી હતી. સામે જ તોતિંગ લોખંડી સળિયાનો દરવાજો હતો, દક્ષિણની દીવાલના ઉપરના ભાગમાં એક જાળિયું હતું. તેની નીચે, જમીન જોડે એક હાથ પહોળા અને દોઢ હાથ લાંબા બે જાડા લોખંડના પટા દીવાલની જોડે જોડેલા. એમાં કેટલાંક બાકોરાં હતાં. એની જરૂર શી હતી તે કાંઈ સમજાતું નહોતું. કદાચ પવન આવે તે માટે હશે. અથવા કદાચ એમ હશે કે એ બાકોરાં વાટે બહારથી વૉર્ડર જોઈ શકે કે અંદર કેદી શું કરે છે. સામે લોખંડના દરવાજા આગળ એક વૉર્ડર તો હમેશાં હોય જ. તે તો અંદર કેદી શું કરે છે અને શું નથી કરતો તે સ્પષ્ટ રીતે જોઈ શકે. તોપણ શા માટે આ વ્યવસ્થા કરી હશે તે સમજાતું નહોતું. ખોલીના રાચરચીલામાં બે કાળા રંગની માટીની ટોપલીઓ બે બાજુએ રાખેલી હતી. એ ખૂણામાં જમીન પર ચૂનાનું કામ કર્યું હતું — ને એમાંથી ચોથા ભાગનું આકાશ દેખાતું હતું. સેલના બહારના જાળિયાની તરફ દીવાલની પાસે એક પહોળો પાકો રસ્તો જતો હતો. રસ્તો અર્ધ ગોળાકાર હતો અને જેલના બધા વૉર્ડોને ઘેરી વળતો હતો. એ રસ્તાની બીજી બાજુ જેલની હૉસ્પિટલની ભીંત હતી. એ રસ્તા પરથી કેટલાય લોકો આવ-જા કરતા — કેટલાય કેદી, વૉર્ડર, ડૉકટર, કંપાઉન્ડર, કૉન્ટ્રાકટર, ઑફિસર, મિસ્ત્રી વગેરે જાતજાતના લોકો. દિવસે ઘણા માણસોથી ભરેલા કોઈ શહેરના ઉપનગરના રસ્તા જેવો એ લાગતો. ને આ વિરાટ પૂર્ણિયા જેલ શહેર કરતાં કંઈ કમ હતી ? સામાન્ય સમયમાં લગભગ પચીસસો કેદી એમાં રહેતા. હમણાં 1943ના મે મહિનામાં એમાં સાડા ચાર હજાર કેદીઓ હતા. હજી એમાં વધારો શા માટે થતો નહોતો તેની જ નવાઈ હતી. બહાર રહીને જિંદગી જીવવાની મુશ્કેલી હોવા છતાં, રસ્તે મરી જાય તોપણ આપણા દેશના લોકો એવું કાંઈ નહિ કરે કે જેથી એમને જેલમાં જવું પડે. એક વાર 'ઇન્કિલાબ ઝિંદાબાદ' બોલીને, અથવા મોદીની દુકાનેથી એક મૂઠી ખાવાનું ઉઠાવીને જો ખાવા-પીવાનો તથા માથા પરના છાપરાનો બંદોબસ્ત થતો હોય તોપણ ભૂખ્યા

રહીને મરવાનું કારણ શું ?... સાડા ચાર હજાર... કોઈ શહેરમાં પાંચ હજારની વસ્તી હોય તો ત્યાં મ્યુનિસિપાલિટી સ્થપાય. જેલ પણ જાણે એક નાનુંસરખું શહેર હતું. એ શહેરનું નામ 'લોખંડી દીવાલો' રાખ્યું હોય તો બરાબર કહેવાય, કારણ ધ્વનિનો ઝંકાર સાંભળતાં લેનિનગ્રાડની યાદ આવે... લોખંડના પડદા પાછળ બાકોરાં આગળ કાન માંડીને બેસી રહું. માણસનો કંઠસ્વર એટલો બધો મીઠો લાગે ! જેલનું રાજકારણ, જેલની બહારનું રાજકારણ, બધું અહીં બેસવાથી સાંભળવાનું મળે... સુપરિન્ટેન્ડેન્ટ જોડે જેલરબાબુને બનતું નથી. હેડ જમાદારને જેલરબાબુ 'આપ' કહીને સંબોધે છે કે તમે કહીને સંબોધે છે, જાપાનીઓના રણકૌશલની વાત, જેલમાં સંખ્યા વધી જવાથી કેટલા કેદીઓને છોડી મૂકવાના છે (જેલની ભાષામાં 'છટણી' કરીને), બર્માનો જેલસ્ટાફ બિહારી જેલ કર્મચારીઓને પરેશાન કરે છે — એ બધી વાતો ને બીજી કેટલીયે વાતો કાને અથડાતી. રાજકેદીઓ પર તે દિવસે લાઠીચાર્જ થયો તે પછી કેટલી વાર હોસ્પિટલની સ્ટ્રેચર આવી ને ગઈ તેની ગણતરી અહીં બેસીને જ કરી હતી. ખણ ખણ સાંકળનો અવાજ સાંભળતાં જ સમજાઈ જતું કે જે કેદી જાય છે તેને ડંડા બેડી (બાર ફેટર્સ) પહેરાવવામાં આવી છે — કદાચ એણે કોઈ જેલ કર્મચારીનો હુકમ માન્યો નહિ હોય.

કેવા મચ્છરો ! સાંજ પડે એટલે એના હુમલાથી બચવું અશક્ય. તે દિવસે સુપરિન્ટેન્ડેન્ટે આવીને પૂછ્યું હતું, "કાંઈ જોઈએ છે ?" એટલે કે "જે જોઈએ તે શક્ય હોય તો આપીશ." નાનપણથી સાંભળતો આવ્યો હતો કે ફાંસીના કેદીને આમ પૂછવામાં આવતું હતું. ને મોટાભાગના કેદીઓને મનગમતી ખાવાની ચીજો જ મળી. નવા સુપરિન્ટેન્ડેન્ટે પણ મારી પાસેથી આવી જ કંઈ આશા રાખી હશે ? મને એક મચ્છરદાનીની માગણી કરવાનું ઘણું મન થયું હતું, કે જેથી થોડા દિવસ નિરાંતે ઊંઘી શકાય. પણ કહેવાનો વખત આવ્યો ત્યારે કહી શક્યો નહિ — જાણે સ્વમાનને ધક્કો વાગતો હતો. મેં કહેલું, "આભાર ! અહીં આરામ છે. કોઈ પણ ચીજની જરૂર નથી." પછીથી વૉર્ડરે મને કહેલું, "ઓરિસાના બે સ્વરાજીબાબુને આ જેલમાં ફાંસી દેવાઈ હતી. એક જણ તમારા આ એક નંબરના સેલમાં હતો, ને બીજો બે નંબરમાં. તેમણે સાહેબનું ખૂન કર્યું હતું — 'એકદમ જાનસે.' પાંચ વર્ષ પહેલાંની વાત છે. તેમણે ફાંસીને આગલે દિવસે મરઘીનાં ઈંડાં શેકીને ખાધેલાં. ઈંડાં ખાઈને પછી 'ઇન્કિલાબ ઝિંદાબાદ' ને એવાં જાતજાતનાં સૂત્રો ઉચ્ચારેલાં. છેવટની ક્ષણ સુધી તેઓ સૂત્રો બોલતા હતા. તે રાતે એમણે કોઈ કેદીને ઊંઘવા દીધા નહોતા. તમે પણ જે ચીજ ખાવાની ઇચ્છા થાય તે કેમ ન માગી ?"

વૉર્ડરની વાત વિશે શંકા કરવાનું કોઈ કારણ નહોતું. પણ તેનો ઉપદેશ કંઈ મનમાં બેઠો નહિ. આ વૉર્ડરો મોટેભાગે અભણ હોય છે. જરા જેટલી તક મળી કે ચોરી કરે, કેદીઓ પર રોફ જમાવે, નબળા મનના કેદીઓ ઉપર પાશવી અત્યાચાર કરે. પણ માથાભારે કેદીઓથી ડરતા રહે. એ લોકો આમ તો સરળ પ્રકૃતિના લોકો, એટલે સૌજન્યને તો જાણતા જ નહોતા; શું બોલાય, શું ન બોલાય તેનો વિવેક તો એમનામાં હોય જ નહિ. સુપરિન્ટેન્ડેન્ટ વગેરે અમલદારો શિષ્ટાચાર ખાતર અમારી આગળ ફાંસી કે એને લગતી કોઈ પણ બાબતનો ઉલ્લેખ કરતા નહિ. પણ વૉર્ડરો તો વારંવાર ફાંસીની ને એને લગતી વાતો કર્યા જ કરે. શરૂઆતના દિવસોમાં એ વાતો સાંભળીને છાતીમાં ગભરામણ થતી — જાણે શરીરમાં એક પ્રકારની કમજોરી વર્તાતી. હું સૂનમૂન થઈ જતો — ફાંસીનું સમગ્ર દૃશ્ય મારાં મનઃચક્ષુ આગળ ભજવાઈ જતું. કદાચ મારો ફાંસીનો હુકમ રદ થઈ જશે એમ વિચારી હું મન મનાવતો. પણ થોડા દિવસમાં એ ફાંસીની વાતો કોઠે પડી ગઈ. એ વૉર્ડરોની વાતની મન પર કશી અસર થતી નહિ. સેલની આથમણી દિશામાં ફાંસીનો માંચડો હતો. વૉર્ડરો આવીને ખબર આપતા — આજે ફાંસીના માંચડા પર કાળો રંગ લગાડચો છે, આજે દોરડા જોડ઼ મારા વજનનો રેતીનો એક કોથળો બાંધીને દોરડું પૂરતું મજબૂત છે કે નહિ તેની પરીક્ષા કરી જોઈ. આવી આવી તો કેટલીય વાતો એ લોકો કરી જતા.

મને નવાઈ તો મારા મનની પ્રક્રિયા વિશે લાગતી. કાળા રંગની વાત સાંભળી મારા મનમાં બ્લૅક જાપાન કે ડામરનું ચિત્ર ઊભું થતું હતું. વૉર્ડરને પૂછતો પણ ખરો કે, માંચડા પર ડામર લગાડચો છે કે? દોરડું શાનું છે? શણનું કે? મારા મનની આવી ગતિથી હું અકળાઈ ઊઠતો. હજુય દોરડું શાનું બનેલું છે એ જાણવાની શી જરૂર? ઘણા સમયથી મારા મનની વિચિત્રતા મારા ધ્યાનમાં છે. જરૂરી બાબતો કરતાં બિનજરૂરી બાબતો પ્રત્યેનું મને વિશેષ આકર્ષણ રહ્યું છે. પરીક્ષા પહેલાં બધા સવાલોના જવાબ કઈ રીતે આપવા તેની તૈયારી કરતો ત્યારે હું મુખ્ય પ્રશ્નો કરતાં ગૌણ પ્રશ્નો પર જ ધ્યાન કેન્દ્રિત કરતો. ભૂમિતિના મહત્ત્વના પ્રમેયને બદલે બિનજરૂરી ઉપપ્રમેય પ્રત્યે મને વિશેષ આકર્ષણ રહેતું. પરીક્ષાની આગલી રાતે પાદટીપ, ભૂમિકા વગેરે વાંચી જતો. પરીક્ષામાં પહેલો આવવા છતાં મનમાં થતું કે, જરૂરી વાંચવાનું તો રહી ગયું, ને તે વાંચવામાં લાગી જતો. મૂળ મુદ્દાનું વાંચવાનું તો ક્યારેય બનતું જ નહિ.

કાશી વિદ્યાપીઠમાં ભણતો હતો ત્યારની એક રાતની વાત યાદ આવે છે.

હું તથા શકલદે આખી રાત વાંચતા હતા. એક ચપટી તપખીર સૂંઘીને એ મને 'આજ' પત્રનો સંપાદકીય લેખ વાંચી સંભળાવતો હતો… કાશી વિદ્યાપીઠમાં હું ભણતો હતો ત્યારે જ્યારે પોલીસે મને પકડયો હતો — રાજકીય ખૂન મેં કર્યું હોવાની શંકાને કારણે — ત્યારે એની મેળે જ મારા મનમાં ફાંસીનો વિચાર આવ્યો હતો. પછી પુરાવાના અભાવે પોલીસે મને છોડી દીધો હતો. હું સાચેસાચ એ કામમાં સંકળાયેલો નહોતો. છતાં ફાંસીનો ડર મને વિચિત્ર રીતે વળગ્યો હતો. પણ સાચેસાચ જ્યારે ફાંસીની સજા થઈ ત્યારે એ ડર ઓછો થઈ ગયો હતો. દૂરથી જ ડર વધારે લાગે. જેઓ જેલમાં જતા નહોતા તેમને જેલયાત્રા કરવી અત્યંત કઠણ લાગતી, પણ એક વાર જેલમાં આવ્યા પછી કશો ડર રહેતો નહિ.

ઊંહ ! મચ્છર કરડયો ને શરીર પર ઝાળ બળવા લાગી. કોણ જાણે કેમ અમારા ગાંધી આશ્રમના મચ્છરો આ મચ્છરો કરતાં વધારે તીવ્રતાથી ડંખ દેતા, આકારમાં પણ મોટા હતા. પણ લાગતું હતું કે એના ડંખની વેદના ઓછી થતી. નીલુ હોત તો મારી મશ્કરી કરતાં કહેત કે, "એ તો આશ્રમનો મચ્છર ખરોને, એટલે એ અહિંસક રીતે લોહી ચૂસે છે." મા હસવું દબાવી મુખ પર વિરક્તિના ભાવથી બોલતી, "બહુ સારું. તમે અહીં આવો." માના એ વખતના મુખભાવ અત્યારે સ્પષ્ટ રીતે મારી નજરે પડે છે. આંખના બન્ને ખૂણામાં ભયનો ભાવ હતો. જોકે, માને હમેશાં ભય રહ્યા કરતો. નીલુ એવું કશું ન કહે કે જેથી બાપાજીને માઠું લાગે. વળી નીલુ કશું બોલ્યો હોય તો એ બાપાજીના કાન સુધી ન પહોંચે તે માટે પ્રયત્ન કરતી. નીલુ હમેશાં સ્પષ્ટ વક્તા જ રહ્યો હતો. એને કારણે કેટલીય વાર હું મુસીબતમાં મુકાયો હતો. તેમ છતાં એની વાતથી કોઈને માઠું લાગે અને એ કારણે એ ક્ષુબ્ધ બની જાય એવું તો એના મનમાં આવતું જ નહિ. સૂક્ષ્મ વાત એ સમજી જ શકતો નહોતો. નીલુનું મન અને દૃષ્ટિ હમેશાં સ્થૂળમાં જ રાચ્યાં કરતાં. કલમ ને પીંછી એને માટે ન હતાં — એ તો શરીરશ્રમની વાત જ સમજતો, હથોડી અને એરણ એને આનંદ આપતાં અને ધારદાર તલવાર તથા કુહાડી એના હાથમાં શોભતાં — પરશુરામની કુહાડીની જેમ નિર્દય અને કર્તવ્યનિષ્ઠ. એક વાર નીલુએ કહેલું કે એને કવિતા ગમતી નહોતી. મેં તેને કહેલું કે, "હું એવી કવિતા લખી આપું કે જે તને ખરેખર ગમે." મેં એને ધનિક અને શ્રમજીવીના વિગ્રહની એક ધનિક પર કઠોર પ્રહાર કરનારી સૉનેટ લખી આપી હતી એ નીલુને ખૂબ ગમી હતી. એ કવિતાની એક લીટી પણ મને યાદ નથી. નીલુએ એને પૂંઠા પર ચોંટાડી માના ઓરડામાં લટકાવી હતી.

મા આંગણામાં બેઠી હતી. માથું હલાવતાં હલાવતાં જીભને દાંત વચ્ચે લાવી

એણે 'ચિક્' અવાજ મોઢામાંથી કાઢચો ને પછી એણે કહ્યું, "સ્વભાવ બદલાય નહિ." નીલુએ મારી સામે જોઈ ઇશારો કર્યો જેનો ભાવ એવો હતો કે, "મોટાભાઈ હવે મા." બન્ને જણે જે ધાર્યું હતું તે જ થયું. માએ સંસ્કૃત શ્લોકની પંક્તિ ઉચ્ચારી : "अंगार शत धौतेन मलिनश्च नः मुञ्चते" અમે બન્ને જણ હસી પડેલા, કે મા મલિનશ્ચ અમે ધાર્યું હતું તે પ્રમાણે બોલેલી પણ એણે થોડી ભૂલ કરેલી. અમને હસતાં સાંભળી એને પોતાની ભૂલ સમજાઈ ને બોલી, "એ કંઈ યાદ થોડું હોય ?" નીલુએ કહેલું, "તો પછી બોલવાની જરૂર શી ?" મા ખોટી રીતે શ્લોક બોલતી તે અમને મોઢે થઈ ગયેલું. જોકે નીલુએ જ મારું ધ્યાન એ તરફ દોરેલું, નહિ તો એનો મને ખ્યાલ જ ન આવત. મા બોલતી 'દયાદાક્ષિણાત્ય !' મેં એક વાર માને દયાદાક્ષિણ્ય બોલવા કહેલું પણ ખરું. પણ માને એવું બધું યાદ રહેતું નહિ. ને બોલતી વખતે એને ક્ષોભ થાય ને એ મૂંઝવણમાં પડી જાય તેથી હું એવું બધું એને કહેતો નહિ. પણ નીલુ આ વાત સમજતો નહિ. બીજાના નબળાઈભર્યા વર્તનમાં પોતાને ટીકા કરવાનો કે રમૂજ કરવાનો ખોરાક મળે એવું એ તરત પકડી પાડતો. પણ પોતાની વાતથી બીજાને કેવો આઘાત પહોંચશે એ વાત એ સમજી જ શકતો નહિ... બાપાજીથી હું દૂર દૂર જ ભાગતો. કામ પૂરતી જ વાત કરતો. એથી આશ્રમના બધા તથા બાપાજી જમી રહ્યા પછી જ હું તથા નીલુ મા જોડે જમવા બેસતાં. માથી દૂધ વિના ખવાતું નહિ. માની ફક્ત એ એક જ વિલાસિતા હતી. આશ્રમમાં અનેક લોકો રહેતા હતા અને ટાણેઅટાણે નવા નવા મહેમાનો આવતા, ને એ તો રોજનું થઈ પડ્યું હતું. એથી ઘણી વાર બહુ ઓછું દૂધ બચતું. થોડું દૂધ હોય તો મા મને અને નીલુને આપતી. હું બીજી એક વાટકીમાં મારા દૂધમાંથી કાઢી માને માટે રાખી મૂકતો. નીલુ એ વખતે જરૂર બોલી બેસે, "મા દૂધ વગર ખાઈ જ ન શકે." માનું મોઢું વિલાઈ જતું — જાણે કોઈ ગુપ્ત નબળાઈ પકડાઈ જતી. નીલુની નજરે બધું પડતું, પણ માનું વિલાયલું મુખ પડતું નહિ.

માની તબિયત બગડતાં ને વધારે બગડે ત્યારે ત્યારે જરા રાજી થતી. ત્યારે જાણીજોઈને એને કપાળે હાથ મૂકી હું કહેતો, "શરીર તો આગે બળે છે — ખૂબ તાવ આવ્યો લાગે છે." નીલુ ત્યારે હાજર હોય તો હો હો કરીને હસી પડે.

...સુપરિન્ટેન્ડેન્ટને મારે કોઈ ચીજની જરૂર નથી એમ કહ્યું ત્યારે મનમાં ખૂબ સંતોષ થતો હતો — ફક્ત સંતોષ નહિ, ગર્વ પણ. સાહેબ તો એકલા આવતા નહિ, સાથે જેલર, ડૉક્ટર, ઍસિસ્ટંટ જેલર, જમાદાર, કેટલાય રક્ષક, વૉર્ડર વગેરે હતા. જે શીખ કેદી સાહેબના માથા પર વિશાળ ખાખી રંગનું રાજછત્ર પકડીને ચાલતો

હતો, તેનો ઉલ્લેખ કરવો તો હું ભૂલી જ ગયો. ખરેખર જેલ સુપરિન્ટેન્ડેન્ટ જેલના સામ્રાજ્યનો સર્વસત્તાધીશ ચક્રવર્તી હતો... તે દિવસે એના સવાલોના જવાબ આપ્યા પછી હું કોઈના મોઢા સામું જોઈ શક્યો નહિ. મારા બોલવાની સામેની વ્યક્તિ પર કેવી અસર થાય છે, તે એના મુખભાવ પરથી હું જાણવા માગતો હતો. મને જાણે હું નાટકનો નાયક હોઉં એમ લાગતું હતું... પેલા સન્તોષદાને મોઢે નાનપણમાં સ્વદેશી યુગની વાતો સાંભળી કેટલીય વાર મારી આંખો ભરાઈ આવતી હતી. મરીને અમર બનેલાની એ સ્મૃતિ મારી આંખો સમક્ષ મૂર્તિમંત બનતી. "હવે મને હેરાન ન કરો. શાન્તિથી મરવા દો." બંદૂકની ગોળીથી ઘવાયલા મૃત્યુને ભેટતા શહીદની જોડે હું મારી સરખામણી કરતો. એ શહીદની વાત સાંભળી મારી આંખો આંસુથી છલકાઈ જતી. એ યાદ કરીને થતું કે શું મારી વાત સાંભળીને કોઈની આંખો આંસુથી નહિ છલકાય? કદાચ મારી વાતોની શ્રોતાઓ પર અસર નયે થતી હોય. કારણ કે આ જેલ કર્મચારીઓને માટે તો આ રોજની વાત છે. આ લોકોએ તો દુનિયા જોઈ છે. ઘડાયલા છે. બાળકની જેમ ભાવુકતાથી ભરેલા નથી. લોકો મારી પ્રશંસા કરે. મારી વાતો કર્યા કરે, તેઓ મારામય બની જાય — એવી અપેક્ષા એ મારી નબળાઈ છે. કેટલીક વાર તો મને મારી પોતાની પર જ શંકા જન્મતી. શું એવું હશે કે દેશના ભવિષ્ય કરતાં મારા પોતાના ભવિષ્ય વિશે હું વધારે સજાગ હતો? એ શું સાચું હતું? એક દિવસ માટે પણ જીવનના સ્થૂળ ઉપભોગમાં મેં મારી જાતને ઝબોળી નહોતી. દેશને માટે જે કરી છૂટવા જેવું લાગ્યું, તે કરતાં હું જરા જેટલો પણ વિચલિત થયો નથી. મારા વ્યક્તિગત સુખની અથવા ભવિષ્યની વાત મેં વિચારી નથી. આ બધાના બદલામાં જો મેં ઇચ્છ્યું હોય કે લોકો મારે વિશે પ્રશંસાપૂર્વક ઉલ્લેખ કરે તો શું મારી એ ઇચ્છા અઘટિત કહેવાય? જેલ ડૉક્ટરે જરૂર એના ઘરમાં મારાં વખાણ કર્યાં હશે. ઍસિસ્ટંટ જેલરે જરૂર ઉપલા વર્ગના રાજબંદીના વૉર્ડમાં જઈને મારી પ્રશંસા કરી હશે. બાપાજી પણ એ વૉર્ડમાં જ છે ને! એમણે પણ એ વાતો સાંભળી હશે. બાપાજી તો નિર્વિકાર છે. બહારથી એમના મનોભાવ કોઈ જાણી શકે નહિ. એ એકાંતમાં બેઠા બેઠા ચરખો કાંતતા હશે. એમની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં હશે ને ચરખામાંથી નીકળતું સૂતર ભીંજાયું હશે. ના, બાપાજી એટલા વ્યાકુળ નહિ બન્યા હોય. કદાચ થોડા અન્યમનસ્ક બન્યા હશે, ચરખો કાંતવામાં તન્મયતા થોડી ઓછી થઈ હશે — ફક્ત ચરખાનું સૂતર એકબે વાર તૂટ્યું હશે... મારા મનમાં સંદેહ ઊપજ્યો કે મારે માટે જેલના કર્મચારીઓના મનમાં એવો ભાવોદ્રેક થયો નહોતો, કે જેની મેં અપેક્ષા રાખી

હતી. હું ઊંચે સાદે બોલી શકયો નહોતો. આંખ નીચી ઢાળી દીધી હતી. કદાચ એમણે માન્યું હશે કે મારું મન સરળ નથી. મારા હાવભાવ સરકારની વિરુદ્ધ માથું ઊંચું રાખવા પૂરતા જ હતા. એ લોકોને રાતદહાડો ખૂની, ચોર, ડાકુ, ગુંડા વગેરે જોડે જ માથાઝીંક કરવાની હોય છે. જેને પરિણામે એમના હૃદયની કોમળ લાગણીઓ અને ભાવપ્રબળતા સુકાઈ ગયેલી હોય છે. એથી રાજબંદીઓને એ લોકો સામાન્ય કેદીઓ કરતાં જુદી દૃષ્ટિએ જોઈ શકતા નથી. વ્યવહારમાં પણ કાં તો એમની સ્વાર્થવૃત્તિ જોર કરતી હોય છે, અથવા સામી વ્યકિત ઢોંગ કરે છે એવી શંકા હોય છે. જે ડૉકટર તૃતીય શ્રેણિના રાજબંદી માંદા પડે ત્યારે ગાળાગાળી કરે ને 'મરડો થયો છે, દવા આપો.' — એમ માંદા કેદી કહે એટલે જ બરાડી ઊઠે, "દહીં ખાવા માટે મરડો થયો હોય તો દહીં નહિ મળે." એ જ ડૉકટર ઉચ્ચ વર્ગના રાજબંદીઓ આગળ ઢીલાઢફ થઈ જતા. એથી તો બે વર્ષ પહેલાં વ્યકિતગત સત્યાગ્રહ વખતે, આ જ જેલના કર્મચારીઓને કોંગ્રેસના નેતાઓની પાછળ પાછળ ફરતા અને ખુશામત કરતા ને લળીલળીને વાતો કરતા જોયા હતા. ત્યારે પણ એ લોકો એમ માનતા કે બિહારમાં કોંગ્રેસ પાછી મંત્રીપદ ગ્રહણ કરશે. ને આજે...

આવા જેલના કર્મચારીઓને તે દિવસે મારી બોલવાની રીતથી તથા વર્તનથી શું હું પ્રભાવિત કરી શકયો હતો ? એને બદલે જરા નાટકીય અવાજે ઘાંટા પાડીને બોલ્યો હોત, "માથું વાઢીને પાઘડી બાંધવાની વાત કરો છો, મારે તમારી દયા નથી જોઈતી." અથવા એ મતલબનું મેં કાંઈ કહ્યું હોત તો એ લોકો વિશેષ પ્રભાવિત થાત. હું નાટકીય બન્યો હોત તો હું એમના પર મારા પ્રભાવની જેવી આશા રાખતો હતો તે ફળીભૂત થાત. મારી સ્મૃતિ તાજી થાય છે — બે નંબરના વૉર્ડમાં ઑકટોબર મહિનામાં લાઠીચાર્જથી માથું ફૂટયું હોય એવી અવસ્થામાં, શુકદેવે સૂતાં સૂતાં ઘાંટા પાડીને – નાટકમાં માણસ મરતાં મરતાં જે ભાષણ ઠપકારે છે એ રીતે – "તુમ લોગકો શરમ નહીં આતી"થી શરૂઆત કરી હતી. અત્યારે પણ મને બરાબર યાદ છે કે એક વાર નિશાળમાં ઇનામની વહેંચણી વખતે મેઘનાદવધ-નો અભિનય મારે કરવાનો હતો ત્યારે, ઍસિસ્ટંટ હેડમાસ્તર કાલીબાબુ મને શીખવતા હતા. અહીં સુધી કોણી ઉપર માથું રાખી સૂતાં સૂતાં બોલવાનું, ત્યાર પછી ચત્તાપાટ સૂઈને આંખ બંધ કરીને ઊંચે સાદે, તારસ્વરમાં બોલવાનું, "હે કલંકિ ! આ જગતમાં એ તારા કલંકને કોણ પડકારશે ?" શુકદેવે તે દિવસે સૂતાં સૂતાં પાડેલા બૂમબરાડાનો વાસ્તવિક પરિસ્થિતિ જોડે જરાય મેળ ખાતો નહોતો. પણ મેં જોયું હતું કે, એ વિસંગતિ બહુ થોડા લોકોએ પકડી પાડી હશે.

"બાબુજી! ખાઈ લીધું કે?"

મારી વિચારધારા સ્થગિત થઈ ગઈ. જોયું તો વૉર્ડર મારી સામે ઊભો હતો. એના અવાજમાં સહાનુભૂતિનો સૂર હતો. બહાર બત્તીઓ સળગી હતી તેને ઘણો સમય થઈ ગયો હતો. હજી સુધી મારું એ તરફ ધ્યાન ગયું ન હતું. સેલની અંદર જ દીવો કર્યો હોત તો શું બગડી જવાનું હતું? ઘાસલેટથી આત્મહત્યા કંઈ સહેજે થતી નથી. તોપણ આ લોકો સાહસ કરી શકતા નથી. ન જ કરે ને! એમનો દરેક નિયમ ખૂબ વિચારીને ઘડાયો હોય છે. આવા બિનમહત્ત્વના નિયમને કારણે તો ગયે વર્ષે જેલનું બંડ સફળ થયું નહિ. દરવાજા પરના વૉર્ડરને મારીને ચાવીનો ઝૂમખો કેદીઓએ પોતાને કબજે કર્યો હતો. વિશાળ ઝૂમખામાં લગભગ બસોથી વધારે ચાવીઓ હતી અને એમાંથી મોટાભાગની નકામી હતી. જેલનો નિયમ હતો કે ઝૂમખામાં મોટાભાગની નકામી ચાવી રાખવી જોઈએ. આથી કેદીઓના હાથમાં પ્રચંડ ઝૂમખો આવવા છતાં એમાંથી કઈ ચાવી તાળાને લાગશે તે તેઓ નક્કી કરી શક્યા નહોતા. પ્રયત્ન કરતાં કરતાં પાંચ મિનિટ વીતી ગઈ. એટલામાં ભયસૂચક ઘંટી વાગી ને બંદૂક, સિપાઈ, ફોજ આવી પહોંચ્યાં... પછી...

વૉર્ડરના સવાલનો જવાબ ન આપતાં મેં પૂછ્યું, "કેટલા વાગ્યા?"

વૉર્ડરે જવાબ આપ્યો, "દફા-બદલીનો ટાઇમ થયો છે." એટલે કે એમને સ્થાને રાતના પહેરો ભરનાર વૉર્ડરોનું દળ આવી પહોંચ્યું છે. ડંકાઘરમાં હમણાં કયા વૉર્ડના કેટલા કેદીને પૂરવામાં આવ્યા છે, આજે નવા કેદીની 'આમદાની' કેટલી થઈ, કેટલો 'ખર્ચો' એટલે કે કેટલા કેદી છૂટચા. ત્યાર પછી કેદીઓનો મેળ મળ્યો કે નહિ તેનો હિસાબ થતો હતો. પણ હજુય વૉર્ડર એનો સવાલ ભૂલ્યો નહોતો. એણે પાછું પૂછ્યું, "ભોજન નહિ કિયા?"

એના ધ્યાનમાં આવ્યું હોવું જોઈએ કે મેં ખાધું નહોતું. મેં કહ્યું, "ના, ભૂખ લાગી નથી."

એણે કહ્યું, "દહીં હૈ, થોડા ભોજન કર લિયા જાય." અઠવાડિયે એક વાર નીચલા વર્ગના કેદીઓને દહીં મળતું, પિત્તળની થાળીમાં પાતળું દહીં — એમાં બળેલાની વાસ આવતી હતી — કૉંગ્રેસ પ્રધાનમંડળે શરૂ કરેલો નિયમ — ત્રીજા વર્ગના રાજબંદીઓનો આ રીતે ઉપહાસ જ થતો. એમનું ધ્યાન મોટા નેતાઓ તરફ જ હતું. શા માટે તેઓએ બધા રાજબંદીઓને એક જ વર્ગમાં મૂકચા નહોતા? ઉપલા વર્ગના અને નીચલા વર્ગના એવા રાજબંદીના વિભાગ પાડવાનો અર્થ શો? ઉપલા વર્ગની દસ આના ખોરાકી અને નીચલા વર્ગની સાડા ત્રણ આના —

એમાં ફક્ત રાજબંદીઓનો એક જ વર્ગ કર્યો હોત તો શું બગડી જવાનું હતું? બહારથી તેમને માટે ખાવાનું અથવા બીજી કોઈ ચીજ આવે ને તે તેમને આપવામાં આવે તો એમના ગૌરવમાં શું ગાબડું પડી જવાનું હતું? મહિનામાં બે વાર કાગળ લખવા દેવાથી શો મોટો ઉપદ્રવ થઈ જવાનો હતો? પોતાના પૈસાથી બીડી-સિગારેટ મગાવી પીવા દેવામાં શી મોટી હાનિ થવાની હતી? આવું તો કેટલુંય છે.

ઊંચા ડંકાઘરથી તારસ્વરે રાગિણી શરૂ થઈ, "બોલો રે એક નંબર! બોલો રે બે નંબર! બોલો રે ત્રણ નંબર! બોલો રે ચાર નંબર! બોલો રે પાંચ નંબર! બોલો રે નવા વૉર્ડ, બોલો રે બંધ કેટલાં?"

બધા વૉર્ડમાંથી કાંઈ જવાબ આવ્યો નહિ — લાગતું હતું કે અમારા સેલ સુધી એ અવાજ પહોંચ્યો નહોતો. ડંકાઘર પરનો સિપાઈ બધા વૉર્ડમાંથી જવાબ મળે એવી અપેક્ષા રાખતો પણ નહોતો. એને તો યંત્રવત્ કામ કરવાનું હતું. રેકર્ડના ગીતની જેમ એક વાર એ ગળું ફાટી જાય એટલા જોરથી બોલતો. પ્રત્યેક વૉર્ડમાં કેટલા કેદીઓ બંધ કરાયા છે તે વિશે પ્રત્યેક વૉર્ડમાંથી જવાબ આવે એ જરૂરી હતું. એનો સરવાળો પહેલેથી જ ડંકાઘરની નીચેના કર્મચારીઓએ કરી રાખ્યો હતો. આ બરાડાબરાડ તો ફક્ત એક નિયમ જાળવવા પૂરતી જ હતી. બધા વૉર્ડર 'મેટ' તથા 'પહરા' (બંદીવાનના ઓવરસિયરની બે શ્રેણી) એ વાત જાણતા હતા. એથી આ હાકલનો જવાબ આપીને ગળાં ખરાબ કરવા એઓ માગતા નહોતા. ટન્... ટન્... કરતા ટકોરા વાગ્યા, સરવાળો થઈ ગયો. નવ વાગી ગયા હતા. હવે કાલે કેદીઓને ગણવાની અને સરવાળાની રાડારાડ થશે, ત્યાં સુધી નિરાંત છે... ડંકાઘર આગળનો દીવો પચાસ કેન્ડલ પાવરનો હશે. બ્લેકઆઉટ હોવાથી એના પર કાળા રંગનું ઢાંકણ હતું. પણ એની નીચે જ વાંસની સાદડીયો વણેલું એક પ્રચંડ છત્ર હતું — વૉર્ડરને તડકા તથા વરસાદથી રક્ષણ આપવા માટે, બ્લેકઆઉટને કારણે ડંકાઘરને કાળા રંગે રંગ્યું હતું. આ છત્ર ઉપર અજવાળું પડીને ચારે બાજુ એટલું બધું અજવાળું પ્રતિફલિત થતું હતું કે, વધારે વખત એના સામે જોઈ શકાય નહિ. એથી છત્રને કાળા રંગે રંગવાનો હેતુ જ માર્યો જતો હતો... ડંકાઘરની દેવડી ને તેના છત્રને જોઇને કાશીમાં ગંગા પરના અહલ્યાબાઈના ઘાટની યાદ આવતી હતી. ઘાટના એ ગુંબજ આગળ રોજ સાંજે અમારો અડ્ડો જામતો. સિદ્ધેશ્વર શુક્લે એક વાર એની પર પાનની પિચકારી મારી હતી એને કારણે કેટલું ધાંધલ થયું હતું! સિદ્ધેશ્વરનું સાહસ અદ્ભુત હતું. એને મરવાની જરા

જેટલી પણ બીક લાગતી નહોતી. એ ફાંસીએ ચડવાની વાત એટલી સહજ રીતે કરતો કે મને એની અદેખાઈ થતી. એ મને એના દળમાં જોડવા માગતો હતો. પણ હું એની ઇચ્છાને પૂરી કરી શક્યો નહિ... એમની કાર્યપ્રણાલી મને પસંદ નહોતી એટલા માટે નહિ, પણ તે વખતે મરણનો જે ડર હતો તે આજે નથી. સાંભળ્યું છે કે માણસની ઉંમર જેમ વધે છે તેમ તેની સાથે સાથે મરણનો ડર પણ વધતો જાય છે. તો મારે માટે એ નિયમ પલટાયલો લાગે છે. સિદ્ધેશ્વર આજે જો મળી જાય તો એની જોડે ખુલ્લે હૃદયે વાતો કરી શકાય. ઘણા સમય પછી રામગઢ કોંગ્રેસના અધિવેશનમાં એ મળ્યો હતો. એ કોંગ્રેસમાં પ્રધાનમંડળની સ્થાપના પછી બરેલી જેલમાંથી છૂટ્યો હતો — મેલલૂંટમાં એને સજા થઈ હતી — લખનૌની પાસે જ એ જગ્યા હતી. એનું નામ પિપરાહા કે એવું જ કંઈ હતું. નવો સિપાઈ જ્યારે આવ્યો ત્યારે મને એની ખબર પડી નહિ. જ્યારે હું સ્વસ્થ થયો ત્યારે એણે મને પૂછ્યું, "બાબુજી! એક બીડી પીશો?"

આજે વૉર્ડરો પણ આત્મીય બનવા ઇચ્છતા હતા — જો મારા પર કોઈ ઉપકાર કરી શકે — મને જરા રાજી રાખી શકે — તેનો પ્રયત્ન એ લોકો કરતા. એ સહાનુભૂતિ સ્વાભાવિક હતી, એમાં કૃત્રિમતા નહોતી. એની સહાનુભૂતિનું દાન સ્વીકારવાથી એ રાજી થાય... આટલું કહીને એનું કર્તવ્ય બજાવ્યું. એક વાર તાળું ખટ ખટ કરીને ખખડાવી એણે અવાજ કર્યો. પછી ખટ ખટ કરીને ખોલીનો દરવાજો હલાવી જોયો. આ કામ એણે પહેલાં જ કરવું જોઈતું હતું — આગલો પ્રહરી ફરજ પર હતો ત્યારે જ. એનો હેતુ બારણું બરાબર બંધ છે કે નહિ, ને તાળું બરાબર વસાયું છે કે નહિ તે જોવાનો હતો. પહેલાંના વૉર્ડરની જોડે કેદીએ સંતલસ કરીને તાળું ખુલ્લું તો નથી મૂકયુંને તેની ચોકસાઈ કરવાને તાળું ખખડાવવાની પ્રક્રિયા થતી... કારણ કે, જો કેદી ભાગી જાય તો પહેલાં જે ફરજ પર હતો તે વાર્ડરની તો કશી જ જવાબદારી નહિ, કારણ કે એણે તો ફરજ પર આવેલા પછીના વૉર્ડરને ચાર્જ સોંપી દીધેલો. એટલા માટે જ આ બધી વ્યવસ્થા કરી હતી ને આટલી ચોકસાઈ રખાતી. ફરજ પરથી છૂટતાં એ સીધો ઘેર પહોંચી જતો. કારણ કે આઠ કલાક સખત કામ કર્યા પછી એ ભાગી છૂટે તેમાં નવાઈ શી?

સિપાઈનું મોઢું થોડું પડી ગયેલું જોઈને મેં પૂછ્યું, "પેલી બાજુની 'ડિગરી'-(સેલ)નું કામ પૂરું કરીને આવ્યો કે?"

એણે કહ્યું, "હા! દસ નંબર, નવ નંબર, સાત નંબર, ત્રણ નંબર અને એક

નંબરમાં કેદીઓ (આસામી) છે. આજે દસ નંબરથી જ શરૂઆત કરી છે. મારી અને ત્રણ નંબરના સિપાઈ પર જ ગણતરીની જવાબદારી છે."

'કન્ડેમ્ડ સેલ્સ'માં પાંચ કેદીઓ હતા. જેલની ભાષામાં એ વૉર્ડને 'ફાંસી સેલ' કહેવાતો. 'કન્ડેમ્ડ સેલ' સાંભળતાં જ મારા મનમાં થતું કે, એ સેલને ઇજનેરી વિભાગે જ કન્ડેમ્ડ કર્યો હશે. એ કન્ડેમ્ડ કેદી માટે ને એટલા માટે જ એ વૉર્ડનું એવું નામ આપવામાં આવ્યું હતું. તે શરૂઆતમાં તો મનમાં બેઠું જ નહિ. નવ અને દસ નંબરમાં બે જણ કાચી જેલના કેદીઓ હતા, જેની પર બૉમ્બ ફેંકવા માટે મુકદ્દમો ચાલતો હતો. એમને એ સેલમાં શા માટે રાખવામાં આવ્યા હતા તે કાંઈ સમજાતું નહોતું. ફાંસીના કેદીને કેદી ન ગણવામાં આવે તો જ આશ્ચર્ય !

ફાંસીના મંચની વિચારણા કરતાં શહીદનું સ્મરણ થાય છે. પણ ફાંસીનો માંચડો શબ્દ ખૂનીનું જ સ્મરણ જગાડે. એને વિશે વિચારતાં મનઃચક્ષુ સમીપ એક મૃતદેહ કસરત શાળાના આડા થાંભલા પરથી લટકે છે — બંને પગ લબડી પડ્યા છે ને એકધારી ગતિથી પવનનાં ઝોકાંથી દરેક દિશામાં હાલ્યા કરે છે — ઉત્તર, ઉત્તર-પૂર્વ, પૂર્વ, પૂર્વ-દક્ષિણ, દક્ષિણ, દક્ષિણ-પશ્ચિમ, દક્ષિણ, પૂર્વ-દક્ષિણ, પૂર્વ, ઉત્તર-પૂર્વ, ઉત્તર — કોઈ અંગ્રેજી નવલકથામાં વાંચેલું દશ્ય સજીવન થતું હતું.

દસ નંબરના સેલથી વૉર્ડરે પોતાનું કામ શરૂ કર્યું હતું એમ એણે કહ્યું. એનો અર્થ એટલો જ કે આજે અગિયારથી વીસ નંબરના સેલ ખાલી હતા. જે કેદીઓ જેલના નિયમ-કાનૂનનો ભંગ કરતા, તેને જેલના અમલદારો સેલની સજા કરતા. તેઓને એ સેલમાં રખાતા. સેલમાં એમને તદ્દન એકલા રખાતા અને એ રીતે શાન્તિ પ્રવર્તતી. થોડા દિવસ એકાંતમાં રાખવાથી શી સજા થતી હશે તે મારી સમજમાં આવતું નહોતું. વૉર્ડની ધાંધલધમાલમાંથી થોડા દિવસ વચ્ચે વચ્ચે સેલનો એકાંતવાસ કંઈ વસમો ન લાગે. એ સેલોનો વપરાશ પણ સારા પ્રમાણમાં થતો. આજે બધી ખોલીઓ ખાલી કઈ રીતે થઈ ગઈ ! આવું તો ક્યારેય થતું નથી. લાગતું હતું કે જાણીબૂઝીને એ ખોલીઓને ખાલી રાખવામાં આવી છે — કદાચ સુપરિન્ટેન્ડેન્ટે એમની સજા માફ કરી હોય. એણે વિચાર્યું હોય કે આજે રાત્રે જેટલા ઓછા કેદીઓ કન્ડેમ્ડ સેલમાં હોય તેટલું સારું. એવું પણ હોય કે આજે એ એકાંતવાસની સજા પામેલા કેદીઓને રાખવામાં આવે તો એમના મન પર કશી પ્રતિક્રિયા થાય. એથી એ જગ્યાએથી જેમને ખસેડી શકાય એમ હતા, તેમને અહીંથી ખસેડાયા હતા. અધિકારીઓની ઇચ્છા પ્રમાણે જ એ થયું હતું.

તેર નંબરમાંના રક્તપીતવાળા કેદીને પણ શું 'જનરલ વૉર્ડ'માં લઈ જવામાં આવ્યો હશે ? એક એક ગજબ ખોપરીવાળા સુપરિન્ટેન્ડેન્ટ આવતા. મેજર ફિલ્ટપસ જેમાં સ્ત્રીનું ચિત્ર હોય એવી એક પણ ચોપડી કેદીઓ માટે મંજૂર કરતો નહિ. મેં સાંભળ્યું હતું કે એ માનસિક રોગોનો નિષ્ણાત હતો. એનો એવો મત હતો કે, સ્ત્રીનું ચિત્ર, જેઓ કેટલાક સમયથી જેલમાં હોય છે તેમનામાં, વિકૃતિ પેદા કરે. એ બાબતમાં હજારીબાગ જેલમાં રામખેલાવન બાબુ જોડે એને મોટો ઝઘડો થયેલો. એને અત્યંત પ્રિય એવી તે વર્ષની રૉયલ એકેડેમીની ચિત્રાવલિના પુસ્તકમાંથી દસ-પંદર ચિત્રો પર કાતર ફેરવવામાં આવી હતી, ને પછી તેને એ અપાયું હતું. ચિત્રાવલિ એના હાથમાં આવતાં એના મન પર શી પ્રતિક્રિયા થઈ હશે તે તો હું જોઈ શકેલો નહિ — પણ એની તે સમયે પ્રતિક્રિયા શી થયેલી તે તો મેં પણ જોઈ હતી. ફિલ્ટપસ સાહેબે પણ જોઈ હતી. પરિણામે એને ચૌદ દિવસની એકાંત જેલની સજા થઈ હતી.

સખત ગરમી છે. સેલમાં પવનને આવવા-જવાનો રસ્તો નહોતો. વૈશાખ મહિનો પૂરો થવા આવ્યો હતો, હવે સેલની બહાર પણ અત્યંત ગરમી હતી. બારણા આગળ જમીન પર હું બેઠો હતો બારણાનો સળિયો પકડીને, જેથી બહારનો ઠંડો પવન આવે. અંદરની બંધિયાર હવામાં જીવ ગભરાતો હતો. જેટલો સમય બારણા બહાર મોઢું અને નાક જેટલાં બહાર કાઢી શકાય, ને બહારની ખુલ્લી હવાનું સેવન કરી શકાય, તો ધીરે ધીરે અકળામણ ઓછી થાય...પહેલાં માથું ખૂબ ભારે ભારે થઈ જતું હતું. થોડા વખતથી નહાતી વખતે વૉર્ડર થોડું સરસવનું તેલ આપતો. કોણ જાણે ક્યાંથી એક માખણના ડબ્બામાં એણે થોડું તેલ ભેગું કર્યું હતું. ફાંસીના કેદી તરફ એટલી સહાનુભૂતિ – પહેલાં વિચાર કર્યો હતો કે એ તેલ લેવું નહિ. પણ એણે કશું કહ્યા વગર હાથમાં રેડી દીધું ત્યારે મેં વાંધો લીધો નહિ — એક તો માથાના દુખાવાને લીધે હશે, ને બીજું સિપાઈએ કશું બોલ્યા વગર હાથમાં તેલ રેડી દીધું તેને કારણે હશે. વાણીનો સંયમ તો એમને હોતો જ નથી. દિવસે આઠ કલાક અને રાત્રે બે કલાક એમની ડ્યૂટી. એકધારું એમનું જીવન. એ લોકો ફરજ પર હોય ત્યારે વાત કરીએ તો એમના એકધારા જીવનનો ભાર હળવો થાય. એણે કશું બોલ્યા વગર મારા હાથમાં સરસવનું તેલ રેડી દીધું તે મેં માથામાં લગાડ્યું. નવાઈની વાત એ હતી કે આ લોકો બધી જ ચીજો ચોરી કરીને મેળવતા. કપડાં ધોવાનો સાબુ, શેકેલા ચોખા, સીંગદાણા, બટાટા, કોપરું, લોખંડનો સળિયો, ફાનસની વાટ — કોઈ પણ ચીજ એમના હાથમાંથી છટકે નહિ. રાજબંદીના ચાના પ્યાલાથી માંડીને

ટુવાલ સુધી બધી ચીજોની ચોરી રાતે જ થતી, જ્યારે જેલના વૉર્ડર સિવાય બધા કેદીઓ ખોલીમાં પુરાયેલા હોય, ચોરોને તાળામાં પૂરવામાં આવ્યા હોવા છતાં ચોરી બંધ થતી નહોતી એવા વૉર્ડરની આ ઉદારતાએ મને વિહ્વળ કરી મૂક્યો હતો. આના કરતાં પણ વધારે આશ્ચર્ય ત્યારે થયું કે, જ્યારે તે દિવસે ગાંડા કેદીને એણે મારું પહેરણ અને જાંઘિયો આપીને એની પાસે એ ધોવડાવ્યાં. નાહીને સુકાવલી ઇજાર મેં પહેરી હતી ને ત્યાં જ એણે જબરજસ્તી કરીને મને સેલમાં ધકેલી દીધો. મને વિરોધ કરવાનો મોકો પણ એણે આપ્યો નહિ. પછી એણે પોતાની ટૂંકી પાટલૂનનો પટો ઢીલો કરીને કમરની નીચેથી એક બીડી બહાર કાઢી પેલા ગાંડાને આપી ને પોતાની જ દીવાસળીથી એને સળગાવી આપી — સમજી ગયો કે મારાં કપડાં ધોવાનું એ મહેનતાણું હતું. કશું પણ બોલ્યા વિના કોઈ કેદી કંઈ કામ કરે તો એને વારવાનું બહુ મુશ્કેલ છે. મને થયું કે સિપાઈ મારા ત્યાગ અને દેશભક્તિથી મુગ્ધ થયો હતો — બીજા સિપાઈ જેવો એ નહોતો. મારું મન ખૂબ હલકું થઈ ગયું. તે પછી આજે કેટલાય દિવસોથી એ સિપાઈ ફરજ પર હોય છે.

"અમારા પક્ષનો ચન્દ્રિમા માથામાં તેલ નાખતો નહોતો. એ કહેતો — તેલ નાખવાથી માથું ગરમ થઈ જાય છે." એ ઠીંગણો હતો — બહુ સરળ, ઓછાબોલો અને સતત કામ કરનારો. બીજાનું કંઈ કામ કરવાનું હોય તો પોતાની જાતને કૃતાર્થ માને. બે નંબરના વૉર્ડમાં એ હમેશાં ચક્કર લગાવતો જ હોય. માથે મોટા વાળ. તેમાં એ તેલ નાખતો નહિ. 1932માં મિલિકગંજ કોંગ્રેસ આશ્રમમાં 'જગતી ઉદ્ધાર' સત્યાગ્રહ વખતે એના કાનમાં સાઇકલના પંપથી હવા ભરવામાં આવી હતી. ત્યારથી એ સાંભળી શકતો નહીં. મારી આંખોથી મેં જોયું — આજે સવારે ચન્દ્રિમા બે નંબરના વૉર્ડની ખોલીમાં શોકસભાનું આયોજન કરતો હતો. નીરવ શોકસભા. રામભજનબાબુ સભાપતિ હતા. બધા સભાપતિની જોડે એક મિનિટ શાંત ઊભા રહ્યા — પછી બેસી ગયા. ચન્દ્રિમા ઊભો હતો. આમતેમ ઊડતા વાળ એણે કાન પાસે સેરવી દીધા — એના વાળ સિંહની કેશવાળી જેવા દેખાતા હતા. કેદીઓના બે હાથનો ટેકો લઈ એણે શરૂઆત કરી: "મારા ગુલામ ભાઈઓ ! આજ..." ચારે બાજુથી જયધ્વનિ ગુંજી ઊઠ્યો. બધા ચન્દ્રિમાને અટકવાનું કહેતા હતા. હમણાં જ જેલના અધિકારીઓ પાસે મીટિંગની ખબર પહોંચી જશે. હમણાં જ કદાચ લાઠીચાર્જ થશે. "હમ લોકકે ભીતર કિતને સી.આઈ.ડી. હૈ. શોકસભામેં

કભી ભાષણ હોતા હૈ? બહેરા હૈ વહ કુછ નહિ સૂનેગા.'' આમ જાતજાતનાં મંતવ્યો પ્રગટ થતાં હતાં. પણ ચન્દ્રિમા તો મારી વાત કરતો હતો — મારી દેશ-ભક્તિ, મારો ત્યાગ, એની ને મારી દોસ્તીની વાત, અપર ડિવિઝન વૉર્ડમાં રાખવામાં આવેલા મારા પિતા 'માસ્ટરસાહેબ'ની તરફ એના ભક્તિભાવની વાત — મહિલા જેલમાં કેદી દેવીજી વિલુબાબુની મા જેણે એને આઘાત સહન કરવાની શક્તિ આપી તેમની પ્રતિ શ્રદ્ધા — અને મારા કુટુંબનો રાષ્ટ્રસેવક કુટુંબ તરીકે ઉલ્લેખ કરી એણે દેશની સામે એક ઊજળું દૃષ્ટાંત પૂરું પાડયું છે એવી વાતો શ્રોતાઓના કર્તવ્ય વિશેનો ઉલ્લેખ — એમ એ બોલ્યે જ જતો હતો. એની અર્ધી મીંચેલી આંખના ખૂણામાં અશ્રુબિંદુઓ બાઝયાં હતાં... બધાએ પકડીને ચન્દ્રિમાને બેસાડી દીધો. નક્કી થયું કે મૃત આત્માને શ્રદ્ધાંજલિરૂપે એક દિવસનો ઉપવાસ બધાએ કરવો. ચન્દ્રિમાને ઉપવાસનો વાંધો હતો. એના પક્ષના લોકો રાજકારણમાં ઉપવાસને સ્થાન ન હોવું જોઈએ એમ માનતા હતા. ચન્દ્રિકા ઉપવાસની વાત જેમને ગળે ઊતરતી નહોતી તેમને સમજાવતી હતી કે, આ ઉપવાસ કંઈ પાપનું પ્રાયશ્ચિત્ત કરવા માટેનો ઉપવાસ નથી. શત્રુનું હૃદય-પરિવર્તન થાય એટલા માટેનો એ ઉપવાસ નથી. એણે કહ્યું : ''વિલૂબાબુકી પ્રતિષ્ઠાકે ખ્યાલમેં દેશપ્રેમીકે નાતે હમ યહ કરના હય.''

તે પછી અશ્વત્થ વૃક્ષ નીચે કૉંગ્રેસ સમાજવાદી પક્ષના સભ્યોની એક સભા મળી હતી. ગોરેસિંહ ભાષણ કરતો હતો : ''દરેક વસ્તુને સમાન દૃષ્ટિથી જોવી જોઈએ... દરેક માર્ક્સવાદીનું કર્તવ્ય છે... ને જાતજાતની વાત... રાષ્ટ્રયુદ્ધમાં પક્ષે જે યોગદાન આપ્યું છે તેનો અમને ગર્વ છે, પણ એક કૉમરેડનું મૃત્યુ એમના હૃદયને હલાવી શકયું નથી... પણ તેથી પક્ષને બહુ નુકસાન થયું છે એવી લાગણી તેઓ દર્શાવતા નથી... કેટલાય લોકો આવશે ને જશે... જાતજાતનાં સામાજિક બંધનો અને તોડી ન શકાય એવી કૌટુંબિક શૃંખલાઓ ફગાવી દઈને તેઓએ રાજકારણમાં ઝંપલાવ્યું છે — બધા નહિ તોય અનેક સાથીઓ પોતાના આદર્શ માટે એઓ પ્રાણાર્પણ કરવા તત્પર છે. એમને પોતાનો જીવ વહાલો નથી. તે રીતે બીજાના જીવ પ્રત્યે પણ એમનું વહાલ ઓછું છે — કૉમરેડ ભોલા પાછળ બેઠો બેઠો હસતો હતો. રાજબંદીઓમાં એક આશ્ચર્યજનક વાત મેં જોઈ. જે રાજબંદી દેશને માટે પોતાનો વ્યક્તિગત સ્વાર્થ ને પોતાનું ભવિષ્ય બધું જ ફના કરવા તત્પર હતો, જે દેશને માટે હમેશાં મૃત્યુના મુખમાં હોમાવા તૈયાર રહેતો તે જેલમાં સામાન્ય સ્વાર્થ માટે, એની નીચ વૃત્તિનો પરિચય આપતાં મેં જોયો છે. કૉમરેડ ભોલા ફાંસીની સજામાંથી બચી ગયો હતો. એને કેટલાક મુકદ્દમામાં સામેલ

કરીને બધું મળીને ત્રેવીસ વર્ષની સજા થઈ હતી. ખૂબ શક્તિશાળી હતો, હમેશાં હસતો — ફાંસીની સજા થઈ હોવા છતાં હમેશાં હસતો રહેતો. જે કામમાં જેટલી મુશ્કેલી તેટલો એનો આનંદ વધારે. એ બાળકના જેવા સરળ, એકનિષ્ઠ દેશપ્રેમીમાં સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ ઓછી હતી, પણ હુકમ પાળવામાં એ પાછી પાની ન કરે. એ કૉમરેડને પણ, બે નંબરના વૉર્ડમાં એ રહેતો હતો ત્યારે, ઝાડની ડાળી લઈને કૉમરેડ કાલેશ્વર પ્રસાદનું માથું ભાંગતો મેં જોયો છે.

જેલના અમલદારો રાજબંદીઓની આ નબળાઈ રોજ જોતા હતા. દેશવાસીઓ રાજબંદીઓને શંકાની નજરથી જોતા હતા, તો જેલના અધિકારીઓ એને બીજી દૃષ્ટિથી કઈ રીતે જોઈ શકે? એથી જ દેશવાસીઓની પ્રશંસા કરતાં તેમની પ્રશંસા મેળવવાનો અમને લોભ રહેતો... એક દિવસ જેલ સુપરિન્ટેન્ડેન્ટને હું સમજાવતો હતો કે નવ અને દસ નંબર વૉર્ડના કેદીઓ ઘણા સારા છે. એ વખતે એણે કહ્યું કે એ લોકો કશી ફરિયાદ અને માગણી કરતા નથી એ એનો માપદંડ હતો. સુપરિન્ટેન્ડેન્ટ તે વખતે મારે શું જોઈએ છે એ પૂછતો હતો, ત્યારે જેલરે એક ખિસ્સાડાયરી કાઢી, ફાઉન્ટનપેન લઈને મારે શું જોઈએ છે તેની નોંધ કરવા એ તૈયાર થયો. મેં એને ઘણો હતાશ કર્યો... જેલની બહાર જ્યાં કુંજો હતો ત્યાં જ તે વખતે જેલર ઊભો હતો.

ખોલીની બહાર બારણાની પાસે કુંજામાં પાણી રહેતું. એ પાણી બહાર રહેતું, મને આત્મહત્યાના હાથમાંથી બચાવવા માટે નહીં, સેલમાંના બધા કેદીઓ એમાંથી પાણી લેતા. જોકે નવ અને દસ નંબર એમાં અપવાદ હતા. જેને તરસ લાગે તે સિપાઈને બોલાવે, નહિ તો સેલનો ઘંટ વગાડે. સિપાઈ એની ઇચ્છા અને ફુરસદ મુજબ એને પાણી પાય. સામાન્ય રીતે જેને જ્યારે પાણી જોઈએ, તેને ત્યારે પાણી મળે નહિ. અનેક કેદીઓની વિનંતી જ્યારે એકસાથે મુખર બની જાય ત્યારે સિપાઈ કુંજામાંથી પાણી લાવી આપે. એક નંબરના કેદીની વધારે દરકાર લેવાતી તેથી મારા બારણા આગળ કુંજો રહેતો. કુંજાના નળને ખોલીની અંદર લાવીને, પવાલામાં પાણી ભરીને હું લેતો. જેટલે દૂર પાણી ફેંકી શકાય તેટલે દૂર ફેંકવાનો હું પ્રયત્ન કરતો. ને મોઢા પર તથા આંખ પર પાણી છાંટતો. મોઢા અને આંખમાંથી જાણે આગ બહાર ઝરતી હતી. સેલમાં નાળી નહોતી. બારણામાંથી પાણી બહાર જતું. મોઢું અને આંખ ધોઉં ત્યારે પાણી મોટે ભાગે અંદર જ પડતું. કોગળા કરીને હું પાણી બહાર ફેંકતો — દીવાલ અને જમીનનો

જ્યાં સંયોગ થતો ત્યાં એક નાનું ઝાડ હતું તેની ઉપર. એ ઝાડ પર કોગળા કરી હું એને જલસિંચન કરતો. દર વખતે જ્યારે હું કોગળા કરતો ત્યારે કોગળાનું પાણી કેટલે દૂર જાય છે તે હું જોતો. મોટે ભાગે એ બાબતમાં હું અનુમાન બાંધી શકતો. ઊભો રહીને, બેઠો બેઠો, મુખભંગી બદલીને — ક્યારેક મારી પોતાની જોડે હરીફાઈ કરી — ને પહેલાંનો રેકર્ડ તોડવા પ્રયત્ન કરતો. બપોરે જ્યારે બહારની સિમેન્ટની જમીન તપતી હોય ત્યારે કોગળા કરી એની પર પાણી ફેંકતો. ત્યાર પછી એક એક કરતાં પાણીનાં બિન્દુઓ શી રીતે સુકાતાં જાય છે તેની ગણતરી કરતો. એ કયું ઝાડ હતું તેની ખબર નથી. પણ એનાં પાંદડાં લાલ હતાં. એ પાંદડાં લીમડાનાં પાનાં જેવાં હતાં. ફાનસ પાસે હોય ત્યારે ઝાડ સ્પષ્ટ દેખાતું હતું. પાસે જ લતા દીવાલ જોડે સંકળાયેલી હતી. ફાનસના અજવાળામાં એનાં પીળાં ફૂલ સ્પષ્ટ દેખાતાં નહોતાં. એ ઝાડની જિજીવિષા કેટલી પ્રબળ હતી! એ ઈંટ અને સિમેન્ટની વચમાંથી ઊગ્યું હતું. એમાંથી પ્રબળ જીવનશક્તિ પ્રગટતી હતી, તે મને આકર્ષતી હતી. એ હું ન હોઉં ત્યારે પણ પ્રગટતી રહેશે. એને મારા કોગળાના પાણીની જરૂર નહોતી. ઝાડની તરફ જોતાં મને લાગે છે, એની દાંડી ભાંગી હોય તો એમાંથી દૂધ જેવો રસ નીકળે. થોરમાંથી પણ એવો જ રસ નીકળે છે — એ રસ મારી કાકી ફોલ્લો થયો હોય તો તેની પર ચોપડતી, જેથી ફોલ્લો ફૂટી જાય. તે પછી દુર્ગાદીના રમકડાંના ઓરડામાં એક જૂના કોડિયામાં હું તથા નીલુ થોરના દૂધને એકઠું કરતા.

દુર્ગાદીની નાની બહેન ટેપી, જરાતરા મેલું ફ્રોક એણે પહેરેલું, વેણી ગૂંથેલી હતી, તેને હું તથા નીલુ આશ્રમના પાસે ગંજેમ — દાર્જિલિંગ રોડ પર રબરના ઝાડની નીચે લઈ ગયા હતા — શી રીતે રબરનો રસ એકઠો કરી એને જમાવવામાં આવે છે તે બતાવવા. હું ઝાડ પર ચડીને છરી લઈને એક ડાળીની છાલ ઉતારતો હતો. ટપટપ દૂધ જેવો રસ ટપકતો હતો. નીલુએ ટેપીને પકડીને રસ ટપકતો હતો ત્યાં જ ઊભી રાખીને કહ્યું, "ખબરદાર ઉપર જોયું છે તો. તારા માથાનો ઇલાજ કરું છું." ત્યારે ટેપી બિચારીની કેવી દયામણી દશા હતી! એનું એ વખતનું રુદન આજે પણ મારાં રૂંવાડાં ઊભાં કરે છે. રસથી એનું માથું તરબોળ થઈ ગયું, ને વાળ ગંઠાઈ ગયા. અમે બન્ને ભાઈઓએ તે દિવસે માના હાથનો ખૂબ માર ખાધેલો. સદ્‌ભાગ્યે બાપુજી ગામડે ગયા હતા. તે પછી એકાદ મહિનામાં ટેપી મરી ગઈ. એ પછી મારી તથા નીલુની કેવી ભયાનક માનસિક દશા હતી! કેટલા પશ્ચાત્તાપની આગમાંથી અમે પસાર થયા હતા! આશ્રમના નાના ઝાડ નીચે બેસીને અમે એ નિર્ણય પર આવ્યા હતા કે રબરનો રસ એના

માથામાં નાખવાથી જ એને ડિફ્થેરિયા થયો હતો. નીલુએ અને ખબર આપી હતી કે કાર્તિક ડૉક્ટરે ટેપીનું ગળું કાપીને તેમાંથી રબરનો રસ બહાર કાઢ્યો છે. દુર્ગાદીનાં ઘરનાં બધાં છોકરાંઓને તે દિવસે મા અમારે આશ્રમવાળે ઘેર લઈ આવી હતી. ટેપીનો ભાઈ ભોંદા આ વર્ષે એલએલ.બી. પાસ કરીને વકીલ થયો છે. ત્યારે તો એ કેટલો નાનો હતો! એ માની પાસે તે દિવસે સૂતો હતો. રાત્રે ઘેર જવા માટે એ કેટલું રડયો હતો!

બારણા આગળ બેસી શકાય એમ નહોતું. જગ્યા બધી ખૂબ ભીની થઈ ગઈ હતી. ભૂરા દોરાના ચટાપટાવાળા પાયજામાથી જગ્યા લૂછી નાખી. પાયજામો મેલો થાય તો કંઈ વાંધો નહિ. કાલે તો એ પહેરવાનો નથી. નવ વર્ષ પહેલાં અહીં ધરતીકંપ થયો ત્યારે અહીં જમીનમાં ખાડો પડચો હતો. આજ દિન સુધી એ દશામાં રહી એ પી.ડબ્લ્યુ.ડી.ની કર્મનિષ્ઠાનું દર્શન કરાવતો હતો. એક નંબર સેલમાં જે રહેતા હોય તેણે વળી આવા વિચારો કેવા કરવાના હોય! ફાંસીના માંચડાથી વધારેમાં વધારે નજીક આ ખોલી હતી, ને જે કેદીને ફાંસી આપવાનો દિવસ વધારેમાં વધારે પાસે હોય તેનો આ ખોલી પર વધારેમાં વધારે હક. જેલના સાડા ચાર હજાર કેદીઓમાં આ ખોલી પર મારો જ હક સૌથી પહેલો અને વધારે સંગીન. પી.ડબ્લ્યુ.ડી.ના લોકોએ બરાબર જ વિચાર્યું હતું કે ભીની જમીન પર બેસીને માંદાં પડતાં જેટલો સમય લાગે તેટલો સમય એ કેદી કંઈ જીવતો રહેવાનો નથી. અને નસીબ જોર કરે અને એની દયાની અરજી મંજૂર થાય તો તો સામાન્ય રોગની ચિંતા કરવાની હોય જ નહિ. આજને દિવસે પણ મને મનમાં થાય છે કે આ ભીની જગ્યામાં બેસવાથી હું માંદો પડી જઈશ. એક પ્રસંગ મારા વાંચવામાં આવ્યો હતો — એક જણ આત્મહત્યા કરવા તૈયાર થયો હતો. ઝેરની શીશી એના હાથમાં હતી. તેનો દોસ્ત બહારથી આવ્યો. પિસ્તોલ તાકીને એ બોલ્યો, "આ શીશીને ફેંકી દે, નહિ તો ગોળી મારી દઈશ." એના હાથમાંથી શીશી પડી ગઈ. મનની ગતિને કોણ કળી શકયું છે!"

કદાચ બારણાની આગળ જ ધરતીકંપથી થયેલો ખાડો મરમ્મત કરતી વખતે એમની નજરે પડચો નહિ હોય. ઇજનેરનો કંઈ વાંક નહોતો. આસપાસ પાણી પડવાથી એ ખાડો ભરાઈ જતો ત્યારે ખબર પડતી કે અહીં એક ખાડો છે... એ વખતે ધરતીકંપ થયો ત્યારે શી ધાંધલ થઈ હતી! 1934ની ધરતી-કંપની વાત હું કરું છું — પટણા કેમ્પ જેલમાંથી ઉત્તર બિહારના બધા રાજ-બંદીઓને છોડી દેવામાં આવ્યા હતા. ધરતીકંપથી પીડિત જનોની સેવા માટે નીલુને 1932ની આખરમાં છોડી દેવામાં આવ્યો હતો. બાપાજી અને બા બન્ને

જણ જેલમાં હતાં. નીલુ કાકીની સાથે રહેતો હતો. અમે બી.એન.ડબ્લ્યુ. રેલવેમાં બેસીને આવતા હતા. દરેક સ્ટેશને ધરતીકંપનો વિનાશ દેખાતો હતો. રસ્તો ભૂલવાથી કોઈ સ્ટેશને બેસી રહેવું પડેલું. પુલ ભાંગી ગયો હતો. હોડીથી નદી પાર કરવાની વ્યવસ્થા થઈ હતી. સરકાર તરફથી ત્રણ આના ખોરાકી મળતી હતી. નદીને ઘાટે, દહીંવાળા પાસેથી ચાર આનાનું દહીં લીધું હતું. નગેન્દ્રસિંહે લગભગ ચાર-ચાંચ શેર દહીં ખાધું હશે. એમાં ખાંડ તો હતી નહિ, અને દહીંમાં રંગ ભેળવેલો. પાસે પૈસા નહોતા. કાલાગોલા રોડ સ્ટેશનથી પૂર્ણિયા સુધી ચાલતા જવું પડે એવી દશા હતી. ગંજીમ-દાર્જિલિંગ રોડમાં મોટી મોટી તિરાડો પડી હતી. હરદાર પુલ ભાંગી ગયો હતો. હરદાબજારની પાસે પગ ચાલતા નહોતા. દુબેજી કોંગ્રેસના કાર્યકર્તા હતા. એની દુકાન આગળ જઈને ઊભો રહ્યો એટલે એની વહુ ઘરમાં ચાલી ગઈ. થોડી વાર પછી 'પ્રણામ' એમ કહીને હું બહાર ચાલ્યો ગયો. જોયું તો મિલનું લૂગડું બદલીને લીલા રંગનું ખાદીનું લૂગડું પહેરીને એ હાજર થઈ. આટલી ઉંમર છતાં શરીર સુંદર લાગતું હતું — ઋજુ દેહ, પોપટની ચાંચ જેવું નાક — આંખ અને મોઢાનો એક આત્મમર્યાદાનો ભાવ એ વૃદ્ધાના રૂપને માધુર્ય અર્પતા હતા. દુબેજી તથા દુબેજીની પત્નીએ મારી ખૂબ ખાતરબરદાસ્ત કરેલી. દૂધપૌંઆ મેં ખૂબ સંતોષથી ખાધા હતા. દુબેજી કુતૂહલના લક્ષ્ય હતા. બધા એની ભોજપુરી બોલીનું અનુકરણ કરતા હતા. દુબેજીની બોલી પર બધા કેવા હસતા હતા ! ડોસો અને ડોસી એ હાસ્યમાં પોતાનું યોગદાન દેતા હતા. તાપણી પાસે મોડી રાત સુધી બન્ને જણ જોડે ક્યાંય સુધી ગપ્પાં માર્યાં કર્યાં. — માની વાત — હવે લગ્ન કરવાં પડશે — બીજું ઘણું ઘણું યાદ આવે છે. પણ પોલીસે દુબેજીને પકડેલા નહિ, કદાચ એમની ઉંમરને લીધે હશે. દુબેજીએ એની વહુ એની પર રોફ જમાવતી હતી તેની ફરિયાદ કરેલી. એ બન્ને વરવહુ ખૂબ સરળ સ્વભાવનાં હતાં. એમની પાસે થોડીઘણી જે જમીન હતી તે કોંગ્રેસને દાનમાં આપી દીધી હતી. રાત્રે આડો પડ્યો હતો ત્યારે એ બન્ને જણે માન્યું કે હું ઊંઘી ગયો છું. મારી ઊંઘ બગડે નહિ તેથી મારા કામળા પર એક બીજો કામળો એમણે ઓઢાડેલો. ત્યાર પછી ત્યાંથી નીકળ્યો ત્યારે ત્યાંની પ્રાથમિક શાળા આગળ લઈ જઈને મને કહે, "મારી એક વાત માનવી પડશે. અમારે છોકરાંછૈયાં નથી. તું નાનો હતો ત્યારથી તને પ્રેમ કરતો આવ્યો છું. માસ્તરસાહેબનો છોકરો એ મારો જ છોકરો છે એમ હું માનું છું. અમે ગરીબ છીએ, તમે બંગાળી છો વિલુબાબુ! પણ મારા એક કામનો ભાર તારે લેવો જ પડશે. મારી થોડાં વીઘાં

જમીન છે તેની આવક હું કોંગ્રેસને માટે જ ખરચું છું. એ માટે મારે લખાણ કરવું છે. હું મરી જાઉં પછી એની આવક મહાત્માજીના કામમાં જ વાપરજે. હું હવે કેટલો વખત જીવવાનો ? તારી પાસેથી વચન માગી લઉં છું. દુબેની વહુ એ વખતે રામજીની રંગીન છબી આગળ બેસીને, દીવાના અજવાળામાં તકલી કાંતતી હતી.

હરદાબજારથી પટના બીજે દિવસે બપોરે પહોંચ્યો. ગાંધી આશ્રમ સરકારે જપ્ત કર્યો હતો. તોપણ હું એ તરફ જ ગયો. દૂરથી જોયું, જિલ્લા કોંગ્રેસની કચેરીની પાસેનું નાનું ઝાડ પીળાં વિગ્નોલિયા ફૂલોથી ભરાઈ ગયું હતું. મેં તે વખતે એ ઝાડ પર વેલ ચડાવી હતી. ધ્વજની કાઠી પર રાષ્ટ્રધ્વજ ફરકતો દૂર દૂરથી દેખાતો હતો તે હવે નથી. પણ વાદળની પાર્શ્વભૂમિકામાં વિગ્નોલિયા ફૂલથી ભરેલું ઝાડ રાષ્ટ્રધ્વજની ગરજ સારતું હતું — સફેદ, જાફરાની અને લીલો — ત્રણ રંગો હતા... આશ્રમનાં ઘરો માટીનાં હતાં. અમારા ઘરનો ઓટલો ભાંગી ગયો હતો. ટ્યૂબવેલનો ઉપરનો ભાગ નહોતો. એસ. ડી.ઓ.એ સીલ કરેલા બારણા પર તાળાનું ચિહ્નમાત્ર નહોતું. દીવાન અને કબાટ સિવાય બીજી કોઈ પણ વસ્તુ ઘરમાં નહોતી. નાનીમોટી વસ્તુ જે જેના હાથમાં આવી તે વ્યક્તિ તે ઉઠાવી ગઈ હતી. રસોડાનાં બે બારણાં પણ કોઈ તોડીને લઈ ગયું હતું. મહાત્માજીની છબી ચોરાઈ ગઈ હતી. નંદિએ બનાવેલી ફ્રેમ પણ ગાયબ થઈ ગઈ હતી. સહદેવની બહેન સરસ્વતીએ નાનપણમાં તૈયાર કરેલી શેતરંજી ઉપર વણેલું વાક્ય — 'અનટચેબિલિટી ઇઝ એ સીન' — જેમાં સીનનો એન ઝેડ જેવો ગૂંથ્યો હતો— તે શેતરંજી પણ નહોતી. મારી એક કવિતા કે જે નીલુએ પૂંઠા પર ચોંટાડીને ભીંત પર ટાંગી હતી, તે હતી. જોકે લખાણ ઝાંખું થઈ ગયું હતું. મેં દોરેલું રવીન્દ્રનાથનું ચિત્ર કોઈને લઈ જવા જેવું લાગ્યું નહોતું. કદાચ એને મઢેલું નહોતું તેથી એ લઈ જવા જેવું નહિ લાગ્યું હોય. ફૂલના છોડો પણ ચોરાઈ ગયા હતા. ફક્ત ગુલાબી અને સફેદ મિનકા ફૂલોથી આંગણું ભરાઈ ગયું હતું. કદાચ એટલા માટે હશે કે એ છોડ ગાય કે બકરી ખાતાં નહોતાં. વચ્ચે વચ્ચે ઓસરી આગળ એક-બે ઝાડે માથાં ઊંચાં કર્યાં હતાં. ગૌરવહીન મિનકા વૃક્ષની તુચ્છતા દર્શાવતાં હોય એવી રીતે. ખેતર વચ્ચેનું ઘર પડી ગયું હતું. બળદગાડીનાં બે પૈડાં ગાડામાંથી કાઢીને કોઈ લઈ ગયું હતું. તેલની ઘાણીવાળા ઓરડામાં મોટા મોટા ખાડા પડ્યા હતા. પણ ઘાણીનો ઓરડો દૂરથી અડીખમ ઊભેલો લાગતો હતો. અંદર જવાય એમ નહોતું. આશ્રમના પુસ્તકાલયમાં એક પણ ચોપડી નહોતી. સભાગૃહમાં

બધી ચીજોનો ખડકલો કર્યો હતો. ત્યાં ઘણી બકરીઓ તથા ગાય બંધાતી હશે તેનાં ચિહ્નો ત્યાં હતાં. પાડોશીઓ આવા કપરા દિવસોમાં પણ કોંગ્રેસને ભૂલ્યા નહોતા.

મન ઉદાસ થઈ ગયું. આશ્રમમાંથી બહાર નીકળી કાકીના ઘરના બારણામાં પેઠો. એ બાપાજીના ગાઢ મિત્રનું ઘર હતું. ઘરની સામે જ એક તંબૂ તાણ્યો હતો. તંબૂના પ્રવેશદ્વાર આગળ એક સફેદ બકરી ઊંચું મોઢું કરીને એક ભરેલો ટેબલ-ક્લૉથ ચાવતી હતી. નનીદીની દીકરી બુડિયા અને એના રમતના સાથીઓ ખેતરોમાંથી જે વિશાળ તિરાડ પડી હતી તેમાં આંખ પહોળી કરીને જોતા હતા. મને જોતાં બધા દોડીને આવ્યા. મેં પૂછ્યું, "અહીં શું કરતા હતા ?" એમણે કહ્યું, "નાના મામા કહે છે કે આ તિરાડમાંથી જોઈએ તો અંદર અમેરિકા દેખાય"... બહારથી બુડિયા દોડતી આવી અને મોટેથી કહેવા લાગી, "દીદીમા ! જુઓ તો, કોણ આવ્યું છે ?" કાકીમા અને નંદિ જમવા બેઠાં હતાં. 'ક્યાં છે નંદિ' કહેતો અંદર ગયો કે બન્ને જણાં ખાતાં ખાતાં બહાર આવ્યાં. કાકીમાનો જમણો હાથ એઠો હતો. ડાબા હાથથી મને પાસે એંચ્યો. નીલુ ઘરમાં જ હતો. એ આંખો ચોળતો ચોળતો બહાર આવ્યો : "કાકીમા ! ખાવાનું બધું બગાડ્યું. હવે કાકીમાની થાળીમાં પીરસ્યું છે તે ખાઓ." — કહીને જોર જોરથી હસ્યો. નંદિએ કહ્યું, "જુઓ છો ! મારું તો પતી જ ગયું છે." નંદિની આંખમાં ખોટો ક્રોધ હતો. કાકીમાએ નીલુને ઠપકો આપતાં કહ્યું, "તું પાછો એ ભાંગેલા ઓરડામાં સૂતો. ઘર પડે તો મરી નહિ જાય ? તું કબજામાં રહેતો નથી. હવે હું તને અહીં નહિ રાખું. મામાને ત્યાં મોકલી દઈશ. છે જ ડાકુ જેવો. કાલે રાત્રે પણ એ અર્ધા ભાંગેલા ઘરમાં સૂતો હતો." એ પછી કેટલી વાતો થઈ. નીલુ-પ્રકરણ જ ચાલ્યું. એની થાળીમાં જ મારે જમવું પડ્યું. હું ક્યારેય કાકીમાના ઘરને પારકું ઘર માનતો નહોતો. કાકીમાનું ઘર એ હમેશાં મારું જ ઘર હતું.

કાકીમાની છબી યાદ આવે છે — બે મોટા મોટા દાંત બહાર નીકળેલા હતા. કપાળે બે ભમરની વચ્ચે છૂંદણાનો ડાઘ હતો. માથા પર અર્ધા કાળા ને અર્ધા સફેદ વાળ હતા. નાનું અમસ્તું મોઢું હતું. એ મોઢું હમેશાં હસતું જ રહેતું. એ હસે ત્યારે દેખાય કે આગલા બે દાંત પડેલા છે. એણે મટકાની સાડી પહેરેલી. એની આંખ અને મોઢા પર વાત્સલ્યભાવ સ્પષ્ટ દેખાય નહિ. અંદરની માતૃમૂર્તિ અત્યંત ગંભીર હતી, જે આકર્ષક લાગતી હતી. આખા શરીરમાં ચંચળતા નહિ. હૉસ્પિટલની મેટ્રનની જેમ કૃત્રિમ ગાંભીર્ય એનામાં દેખાતું હતું. કાકીમા દેશી

પટોળા પર આંકેલી યશોમતિની છબી જેવાં હતાં — બહુ બોલે નહિ પણ હૃદય એમની તરફ ખેંચાય. મારી માને મારે માટે અને નીલુ માટે જેવી લાગણી હતી એવી જ લાગણી કાકીમાને શેરીનાં બધાં છોકરાંઓ માટે હતી. બધાંને માટે એનાં બારણાં ખુલ્લાં હતાં, પણ મને અભિમાન એ વાતનું હતું કે મારું સ્થાન બધા કરતાં ઘણું ઊંચું હતું. નીલુ હમેશાં કાકીમાને ચીડાવતો કે એ મારા તરફ પક્ષપાત કરે છે, ને બધાથી છાનું છાનું મને ખાવાનું આપે છે. હું જેલમાં હતો ત્યારે એક વાર કાકીમા ઘણાં માંદાં થઈ ગયેલાં. ત્યારે એની બધી મિલકત મને સોંપવાની ઇચ્છા એણે પ્રગટ કરેલી. ત્યારે એની મિલકતમાં જૂના ઓશીકામાં છુપાવેલા છવ્વીસ રૂપિયા અને એક ડબ્બો જૂનું ઘી — જે દર મહિને થોડું થોડું કરીને એકઠું કરેલું. નીલુ જ્યારે ત્યારે આ વાત કરીને કાકીમાને ચીડવીને હેરાન કરતો.

એક વાર કાકીમાના ભાઈની પૌત્રીના લગ્નમાં કાકીમાને લઈને એને ગામ ગયો હતો. પાબના જિલ્લામાં એક નાનું ગામ હતું, યમુના નદીને તીરે. કાકીમાની જોડે એનું ગામ જોવા બહાર નીકળ્યો હતો. ત્યાંના વૈદરાજનું ઘર, ગામના બાજુનું ભાંગેલું મંદિર — ભૈરવ ભૂંઈઆ — જેની બાધા લેવાથી સુકાયેલા ઝાડને ફળ આવતાં, ગાય ને વાઘ એક ઘાટે પાણી પીતાં, તે કાકીમાનું જૂનું ઘર, એમ ઘણી જગ્યાએ ફર્યો. કાકીમાની પાસે આ બધી જગ્યાઓ વિશે એટલું બધું સાંભળ્યું હતું કે કોઈ જગ્યા અજાણી લાગી નહિ. ત્યાર પછી જમાઈદીઘિના બંધ આગળથી અમે પસાર થતા હતા ત્યારે કાકીમાએ બતાવ્યું ને કહ્યું કે, "અહીં નવદ્વીપના ડૉકટર સાઇકલ પરથી પડી ગયેલા. ત્યારે આ જિલ્લામાં એક જ સાઇકલ હતી. સાઇકલ જોવાને અમે શેરીમાંથી બધા અહીં આવ્યા હતા — બિચારો ધડામ કરતો સાઇકલ જોડે જ બંધની અંદર પડ્યો." મેં કહ્યું, "પહેલાં તો એક વાર તમે એમ કહેલું કે ફેરીમેન્ટના રસ્તામાં એ પડેલા (મૂળ શબ્દ Ferry Fund) હતા." "અરે! આ બંધ આગળથી એક જ તો ફેરીફન્ટ રસ્તો જતો હતો. જો, અહીં બેસ, તને એક વાત કહું. તું મને 'કાકીમા કાકીમા' કહીને બોલાવે છે, તે મને ગમતું નથી. મને મા કહીને બોલાવને!" હું ચમક્યો. એના મોઢા તરફ નજર કરી તો ત્યાં આગ્રહનો ભાવ હતો. એ જિજ્ઞાસુ નજરે મારી સામે જોતી હતી ને મારા જવાબની રાહ જોતી હતી. એના મોઢા પર ગાઢ વાત્સલ્યભાવ છવાયેલો હતો. પ્રશ્ન એવો અણધાર્યો હતો કે મને જવાબ આપતાં થોડો વખત લાગ્યો. મેં વિચાર કરીને જવાબ આપ્યો: "કાકી મા ને મામાં ફરક જ શો છો?" મેં જોયું કે મારા જવાબથી

એ નિરાશ થયેલી. પછી જાણે ગુનો કર્યો હોય એવા સૂરે કહેલું, "તારે તો મા છે. મેં તને મને મા કહેવા કહ્યું એ ભૂલ હતી." એની દૃષ્ટિ બાંધની પેલી પાર હતી, પણ કોઈ નિશ્ચિત વસ્તુ પર સ્થિર નહોતી.

તે દિવસ અમે બે એકલાં હોઈએ ત્યારે હું કાકીમાને મા કહીને બોલાવતો. બધા એ જાણતા હતા; પણ નાનપણથી જ કાકીમા કહીને બોલાવવાની એવી ટેવ પડી ગયેલી કે બધાની સામે એને મા કહીને હું સંબોધી શકતો નહિ, મને સંકોચ થતો. નવદ્વીપના ડૉકટર જે જગ્યાએ પડી ગયેલા તે જગ્યા બતાવતી વખતે કાકીમાને એકદમ મારી મા બનવાની ઇચ્છા કયાંથી થઈ તે તો આજેય મને સમજાતું નથી.

તે પછી થોડા દિવસની વાત છે. મને જેની બીક હતી તે જ થયું. મારી કાકીમાને હું મા કહીને બોલાવું તે માને ગમતું નહોતું. હું તથા નીલુ રસોડામાં જમવા બેઠા હતા. મા પીરસતી હતી. પીરસીને મા અમારી જોડે જ ખાવા બેઠી. હું એકાએક બોલી ઊઠયો, "મા, ખબર છે, કાકીમા તલનો વઘાર કરીને એવી સુન્દર રીંગણના ભરતની વાનગી બનાવે છે." "તો ત્યાં ખાવા જાને. અહીં ખાવાની જરૂર જ શી છે?" મારી નાનીશી વાતનો કેવો જવાબ! મા સ્વભાવથી જ મીઠાબોલી હતી. એની આ રીતની વાતે મને ચમકાવી મૂકયો. નીલુએ એકાએક કહ્યું, "આજે માને કહ્યું ને કે તું કાકીમાને મા કહીને બોલાવે છે, એથી મા ગુસ્સે થઈ ગઈ. જોયું નહિ માએ તને તમે કહીને બોલાવ્યો તે!" સાચેસાચ જ્યારે મા ખૂબ ગુસ્સે થતી ત્યારે મને તમે કહી બોલાવતી... નીલુ પણ મૂરખ હતો. મા ન હોય ત્યારે મને કહી શકત. મેં જોયું કે માની બન્ને આંખમાંથી પાણી પડતું હતું. તેને ઢાંકવાને એ રસોડામાં ચાલી ગઈ. મને લાગ્યું કે મેં મોટો ગુનો કર્યો છે.

મા જે વૉર્ડમાં હતી તેનું નામ 'ઓરતકિતા' હતું. આજે એ સૂઈ નહિ શકે. લાગે છે કે મા મચ્છરદાની આઘી ઠેલીને જપ કરવા બેસી ગઈ છે. જ્યારે મન ખરાબ થાય ત્યારે મા જપ કરવા બેસતી. નીલુ જ્યારે ગયા વર્ષની શરૂઆતમાં માંદો પડયો હતો ત્યારની વાત કરું છું. એકાએક ખબર આવ્યા કે નીલુને એપેન્ડિસાઇટીસનું ઑપરેશન કરવામાં આવ્યું છે — અજમેરની હૉસ્પિટલમાં. તે દિવસે મા આખી રાત પૂજાના ઓરડામાં બેઠી હતી. રાતના અગિયાર વાગ્યે એક વાર મારા ઓરડામાં આવીને અરીસાની ઉપર તાકામાં શીશીઓની પાસે એ કશુંક ખોળતી હતી. મને લાગ્યું કે મા નીલુની માંદગી વિશે મારી જોડે વાત કરવા માગે છે પણ સાહસ કરી શકતી નહોતી. કારણ કે કદાચ હું માંદગીને વધારે મહત્ત્વ આપું ને મરણ વિશે કંઈ બોલી બેસું. લાગતું હતું કે જપથી મનને જોઈએ

તેવી શક્તિ મળી નહોતી. મા માનતી હતી કે મારું ધ્યાન ચોપડીમાં છે. હું એને જોતો નથી. મેં જોયું કે ખૂબ ભક્તિભાવથી ભીંત પર ટાંગેલી ગાંધીજીની છબીને એ પ્રણામ કરતી હતી. પછી તાકામાંનાં કપડાંને ઝાડઝૂડ કરવા લાગી ત્યારે મેં માને કહ્યું, "એપેન્ડિસાઇટીસનું ઑપરેશન તો બહુ મામૂલી ઑપરેશન છે. બધાને જ સારું થાય છે. આજકાલ તો વિલાયતમાં સાજાસમા લોકો પણ એ ઑપરેશન કરાવી નાખે છે." માએ એવો ભાવ બતાવ્યો કે આ વિશે એને કશી ચિંતા કે ઉત્સુકતા નહોતી. "દેઉલીથી અજમેર કેટલું દૂર?" પછી આખી રાત જપમાં વિતાવી.

ડંકાઘર ઉપરથી એક વૉર્ડર જોર જોરથી બૂમ પાડતો હતો : "બોલો રે નયા-ગોલ. બોલો રે જુવલીન (Juvehile ward)..."

રાત કંઈ બહુ વીતી નહોતી. પણ એટલામાં તો મોટા ભાગના વૉર્ડમાંથી જવાબ આવવા લાગ્યા. વૉર્ડર જાણે ગીત ગાતો હોય એવા સૂરે બોલતો હતો : "બોલો રે..." "બોલો રે પાંચ નંબર" બોલતાં મને સોળ ગણતાં જેટલો સમય લાગે તેટલો સમય લાગ્યો. એક વૉર્ડરે મને એક દિવસ સમજાવ્યું હતું : આમ ગાતાં ગાતાં બોલવાથી પરિશ્રમ ઓછો પડે છે અને ગળું બેસી જતું નથી. દરેક વૉર્ડમાં ચાર મોટા મોટા ઓરડા હતા. બે ઉપર અને બે નીચે. જેલની ભાષામાં આ ઓરડાને 'ખાટાલ' કહેતા. પાંચ નંબરના વૉર્ડમાંથી પહેલવહેલો જવાબ આવ્યો. બેઠેલા કાંપતા અવાજે "પાંચ નંબર પહેલા ખાટાલ — જમા એકસો સત્તાવન, આસામી, તાલા, બત્તી ઠીક હૈ" એ માણસનો અવાજ સાંભળી મને થયું, એના મોઢા પર અડધા કાળા, અડધા સફેદ વાળની મૂછો છે, ને એ ખૂબ કર્તવ્યનિષ્ઠ છે. એના માથા પર ભૂરી ટોપી હતી. એ 'પાહારા' હતો. મહિને ચાર આના એના વેતન તરીકે સરકાર બહાદુરના ખાતામાં જમા થતા. એના બદલામાં રાત્રે બે કલાક જાગીને એ પહેરો ભરવાનું કામ કરતો. એ સરકારનું લૂણ ખાતો હતો તો કામચોરી શા માટે કરે?" પાંચ નંબરના બીજા ત્રણ ખાટાલ-માંથી જે જવાબ આવ્યો તે બહુ સ્પષ્ટ નહોતો. એ પૂરી વિગત આપતા પણ નહિ. ફક્ત..."હો...ઓ...ઓ...ઓ...છે" જેવું કંઈ વાક્ય બોલ્યો. ગામડાના ચોકીદારો એકાંત રાત્રિમાં જેવો અવાજ કાઢે છે તેવો અવાજ. ગીત ગાતા હોય એવા સૂરે બોલવાનો પ્રયત્ન નહોતો — પણ નીરસ રીતે વેઠ ઉતારતા હતા. એ લોકો સફેદ ટોપીધારી 'મેટ' એટલે કે 'પાહારા' કરતાં જૂના કેદી હતા. મહિને આઠ આના વેતન મળતું હતું. પણ તેમણે જેલનો ઠીક ઠીક અનુભવ લીધો હતો. તેઓ જાણતા હતા કે આ

કામ સારી રીતે કરવાથી તેમનું 'માર્ફા' (remisson) વધવા-ઘટવાનું નથી. તેઓ જાણતા હતા કે જમાદારને શી રીતે ખુશ રાખી શકાય. એક મેટના હાથ નીચે કેટલાયે કેદીઓ હતા. તેમને કાબૂમાં રાખવાથી જેલના કર્મચારીઓની તરફ, જેલના નિયમકાનૂન તરફ બેદરકારીનો ભાવ દર્શાવવો જોઈએ.

"બોલો રે નયાગોલ (segregation ward). જ્યાં સુધી 'બોલો રે' કહેતો હતો, હું કાન માંડીને સાંભળતો હતો કે પાંચ નંબર પછી છ નંબર બોલશે કે 'નયાગોલ' બોલશે. એના પરથી ખબર પડશે કે વૉર્ડર નવો છે કે જૂનો. છ નંબરનું બીજું નામ હતું 'દામલી કિતા.' જેમને જનમકેદની સજા થઈ હતી તેઓ એ વૉર્ડમાં રહેતા. એ વૉર્ડના કેદીઓ બીજા વૉર્ડના કેદીઓની 'કદુચોર' કહીને મજાક કરતા અને તુચ્છતાનો ભાવ દર્શાવતા. જાણે કે તેઓ 'દૂધીની ચોરી કરીને જેલમાં આવ્યા હોય. આ દામુલી(lifer)ના બધા વૉર્ડરો સ્વસ્થતાથી કામ કરતા. જૂના વૉર્ડરો સાથે એમની એક પ્રકારની સમજૂતી હતી. એઓ ડંકાઘરની દેવડીમાં હોય ત્યારે આખી રાત નિરાંતે ઊંઘી શકતા. 'મેટ' પહેરેગીરોના ચિત્કાર અને કેદીની સંખ્યાગણતરીમાંથી તેમને છુટકારો મળતો. આખો દિવસ બિચારા જેલના કારખાનામાં કામ કરતા. એમની જો ઊંઘની જોગવાઈ ન થાય તો એઓ આખું જીવન આવી હાડકાં ખોખરાં કરી નાખનારી મજૂરી શી રીતે કરી શકે?... નવો વૉર્ડર હોય તો જરૂર 'બોલો રે છય નંબર' કહીને પોકાર કરે. બે નંબરના વૉર્ડ પરથી છ નંબરના વૉર્ડ તરફ નજર કરતાં એમ લાગતું કે એક મોટા જંકશનના પ્લૅટફૉર્મ પર ઊભા છીએ. આ વૉર્ડનું એક રાજાબહાદુરે દાન કર્યું હતું. દાનનું પાત્ર, વિષયવસ્તુ અને ઉદ્દેશની પસંદગી કરવા માટે રાજાબહાદુરની વિચક્ષણતા નોંધપાત્ર છે. જે હોય તે, પણ આ દાન મારફત રાજાબહાદુરની કોઈ ગુપ્ત આકાંક્ષા ફળીભૂત થઈ કે નહિ તેની મને ખબર નથી, તોપણ જે હતભાગી જીવો આજીવન કારાવાસ ભોગવશે તેઓ જરૂર એનો અંતરથી આભાર માનશે. જનમકેદના કેદીઓ સાધારણ રીત સારા માણસો હોય છે. પાકા ચોરની નીચતા તથા બદમાશી તેમનામાં નથી હોતાં. એમણે જેલને જ પોતાનું ઘર માન્યું હોય છે. કેટલાક પોતાના વૉર્ડના આંગણામાં તુલસીના છોડ ઉગાડે છે. કેટલાક થોડી જગ્યા બરાબર સાફસૂફ કરીને તેને બેસવા યોગ્ય બનાવી ત્યાં સ્થાન જમાવે છે. ઘણાના પોતાના મરચાંના કે ફુદીનાના છોડ હોય છે. એ છોડો કે ઝાડ ઉપર એમને અદ્‌ભુત માયા હોય છે. સ્નેહ, પ્રેમ, વાત્સલ્યની સ્વાભાવિક પ્રેરણા — એ બધું એઓ આ ઝાડપાન ઉપર જ વરસાવતા હોય છે.

હજારીબાગ જેલમાંથી પેલા ફિરંગી વિલિયમ્સનો છુટકારો થયો ત્યારે એણે કેવું હૃદયવિદારક રુદન કરેલું! એણે ચૌદ વર્ષો જેલમાં વિતાવ્યાં હતાં. એણે વાવેલાં વૃક્ષો ને છોડવાઓ કેટલાં બધાં મોટાં થઈ ગયાં હતાં! એણે જ વાવેલું ગુલાબ-જાંબુનું ઝાડ ખીચોખીચ ફૂલથી ભરાઈ ગયું હતું. અશ્વત્થ વૃક્ષની નીચે એણે પોતાને બેસવાને બાજઠ જેવું આસન બનાવ્યું હતું. એ માટે તો સુપરિન્ટેન્ડેન્ટ અને પી.ડબ્લ્યુ.ડી. ઇજનેર વચ્ચે કેટલી તંગદિલી જન્મી હતી! — એ બધી વસ્તુઓ તરફ જુએ ને રડતો જાય. એક ઉંમરલાયકને આટલો રડતાં મેં ક્યારેય જોયો નથી. ઘેર જવાના અને પોતાનાં સ્વજનોને મળવાના આનંદ કરતાં, જેલનાં ઝાડપાન અને જેલના મિત્રોને છોડી જવાનું દુઃખ ઘણું વધારે હતું.

એક જ પ્રકારે ઘણો વખત બેસી રહેવાથી પગે ખાલી ચડી ગઈ હતી. ખોલીમાં આંટા માર્યા. ખાલી દૂર કરવા માટે સળિયા પકડીને પગ ઊંચાનીચા કર્યા, ને આંગણાની ડાબી બાજુએ બેઠો અને જમણે હાથે થાંભલાને પકડી રાખ્યો. એક વાર પણ ખભો થાંભલાને અડકાડી ડાબી બાજુએ ભાર દઈને બેસતો નહોતો.

ત્યારે અમે કેટલા નાના હતા! નિશાળે જતા નહોતા. બોર્ડિંગની બાજુમાં જ હેડમાસ્તરનું ઘર હતું. બાપાજી નિશાળે ગયા હતા. મા બેઠી બેઠી સોપારી કાપતી હતી. મારી અને નીલુની વચ્ચે ગરમાગરમ ચર્ચા ચાલતી હતી. નીલુ કહેતો હતો કે મારો જમણો ખોળો એનો છે, ને ડાબો ખોળો જ્યારે ઇચ્છા થાય ત્યારે એનો ઉપયોગ એ કરી શકે. કોણ જાણે શાથી ડાબો ખોળો લેવાનું મને અપમાન-જનક લાગતું હતું. બન્ને જણ માના જમણા ખોળા પર હાથ મૂકી પોતાનો હક સાબિત કરવા માગતા હતા. આ ધમાલમાં માએ કાપેલી સોપારી, સોપારી રાખવાની નેતરની છાબડીમાંથી વેરાઈ ગઈ હતી. માએ ધડધડ બે ઠોંસા મને માર્યા. "મોટો છે પણ જેમ જેમ ઉંમર વધતી જાય છે તેમ તેમ નાનો થતો જાય છે." મેં કહ્યું, "સોપારીની છાબડી મેં ઊંધી કરી છે?"

"પાછો સામું બોલે છે? નાનો ભાઈ જમણો ખોળો માગે છે, તો એને એ આપવો પડશે. જમણો ખોળો નીલુનો. વધારે બોલાબોલી કરી હોત તો મારો હાથ કપાઈ ગયો હોત."

ક્રોધથી, અપમાનથી તથા શરમથી મારી આંખમાં આંસુ આવ્યાં. થોડો આઘો જઈને શાંત બેસી રહ્યો. નીલુ થોડી વાર પછી ઊઠીને ચાલ્યો ગયો. લાગતું હતું કે એના હકનો કોઈ વિરોધ કરનારું ન હોવાથી ઝઘડો કરવાની એની વૃત્તિ મરી ગઈ હતી. અનેક સમયથી હું અનુભવ કરતો હતો કે હું કંઈ કામ કરતો

હોઉં ત્યારે મા આડી નજરે મારી પ્રવૃત્તિ જોયા કરતી હતી ત્યાર પછી સોપારી કાતરી. છાબડી કબાટ પર મૂકી. મારી પાસે આવી બોલી: "તું કેટલો મૂરખ છે! ડાબો ખોળો જ સારો. જોતો નથી ગીનુને ધવડાવતી હોઉં ત્યારે એને ડાબા ખોળામાં હાથ મૂકી પીવડાવું છું તે જમણા ખોળામાં એને સૂવડાવું છું. તું તો જમણા ખોળામાં પણ સૂતો હતો. ડાબો ખોળો હવે તારો. ઊઠ ને જો પેલો દુષ્ટ છોકરો ક્યાં ગયો?" એની ચાલાકી તે દિવસે મને ગમેલી.

જમણો પગ જાણે ખોટકાઈ ગયો હોય એમ લાગતું હતું. ખોલીમાં આંટા મારું છું તે જોઈને વૉર્ડર બારણા પાસે આવ્યો – જાણે એ જાણવા ઇચ્છતો હતો કે હું શું વિચાર કરું છું, શા માટે અધરાતે ખોલીમાં આંટા મારું છું. એ વિચારતો હશે કે બાબુજીનું મન સ્વસ્થ નથી. આજે તો મન ઠીક નથી જ. બારણાની બહારથી વૉર્ડર જોતો હતો તે એવું લાગતું હતું કે પ્રાણીઘરનો કોઈ દર્શક સળિયાની અંદરના કોઈ જંગલી પશુને જોતો હોય.

પ્રાણીઘરની વાત પરથી મને યાદ આવ્યું. મારા મિત્ર નીરેશની દાદીમા કાશી જાત્રાએ ગયેલાં. એની દૂરની દાદી હતાં. એક ઘરડા જમીનદાર બીજવરને એ પરણેલાં. લગ્ન પછી થોડા જ વખતમાં વિધવા થયેલાં. એની જોડે એની મા અને એનો બાપ કાશી આવેલાં. આમ, દાદી દાદી બધા કરે પણ ઉંમર એટલી નાની હતી કે જોઈને હું તો આશ્ચર્યચકિત થઈ ગયો. એમની જોડે હું તથા નીરેશ બધાં જોવા જેવાં સ્થળોમાં ફરેલા. રાજાનું પ્રાણીઘર જોવા ગયાં હતાં. વાઘના પાંજરાની સામે અમે ઊભાં હતાં. વાઘે આગલા બે પગ લંબાવીને ભયાનક અવાજ કાઢયો. મને એ વખતે જાણે એ 'હાય' બોલતો હોય એવું લાગેલું. નીરેશની દાદી 'ઓ મા' કરીને બીકની મારી મને વળગી પડેલી. થોડી સેકંડમાં જ એ બની ગયેલું. એ નીરેશ કે દાદીમાનાં માબાપ કોઈએ જોયું નહિ હોય. એ દશ્ય એમણે જોયું હોત તોપણ એમાં અજુગતું ન લાગત. પણ એ પ્રસંગ પરથી મેં મનમાં ને મનમાં કેવી સ્વપ્નજાળ રચી હતી! નીરેશના શીખવ્યા પ્રમાણે મેં એની દાદીને માસીમા કહીને બોલાવ્યાં. કાશીમાં નીરેશની જોડે એ જ્યાં રહેતાં હતાં ત્યાં ગયો હતો, અને એ રસોડામાં જ્યાં રાંધતાં હતાં ત્યાં જઈ પહોંચ્યો. માસીમા ખૂબ ભલાં હતાં. ઝાઝું બોલતાં નહિ. ભણેલા છોકરા જોડે વાતો કરતાં શું બોલવું ને શું ન બોલવું એની એને બિચારીને ખબર નહિ. હું રસોડામાં ગયો એટલે એણે કહ્યું: "મારા ભાંગેલા ઘરમાં ચાંદની આવી!" એણે શું વિચારીને એમ કહ્યું હશે તે હું સમજ્યો નહિ. પછી હાથમાં તાવેથો લઈને થોડી વાર કશું બોલ્યા વિના એમ ને એમ ઊભાં રહ્યાં, – એમના મુખ પર અર્થહીન હાસ્યનો ભાવ હતો. તે

પછી થોડા દિવસો હું મોટે ભાગે એમની જોડે જ વિતાવતો. દાદીના પિતાને માટે કેટલીય દુકાનોમાં ફરી ચાર જુદી જુદી જાતની ટૉર્ચ ખરીદી. બહાર નીકળીએ કે એમને કશુંક ખરીદવાની ઇચ્છા થવાની જ. એ લોકોની વાતો ભોળા ગ્રામજનો જેવી હતી. છોકરીના વાલી તરીકે જમાઈના મરણ પછી એની મિલકતની દેખરેખ એઓ જ રાખતા હતા. એકની એક દીકરીના વૈધવ્યનું એમને ઝાઝું દુઃખ હોય એવું લાગેલું નહિ. પણ પોતાના દરિદ્ર પૂર્વજીવનમાંથી મુક્તિ મેળવવાનો સુયોગ સાંપડ્યો તેથી સંતોષ પામ્યા હોય એવું લાગ્યું. પણ એમને દીકરીની ખૂબ બીક લાગતી હતી. કાશીમાં દાદીમાની માનું શરીર બગડ્યું. માંદગીમાં એણે નિયમ લીધો કે મારા સિવાય બીજા કોઈની પાસેથી એ દવા ન લે. રોજ સવારે એમને માટે વિશ્વનાથ મંદિરના પંડા પાસેથી નાળિયેર લઈ જતો, એને પાણી પીવડાવવા. ઘરમાં પેસું એટલે જ દાદીમા કહે: "આ સંન્યાસી ઠાકુર આવ્યા એટલે હવે હું નિશ્ચિન્ત થઈ ગઈ." એ વખતે મને અવનવા શોખ કરવાની ઇચ્છા થતી. હું મોટા વાળ રાખતો. દાઢીમૂછ ઊગેલાં પણ બોડતો નહોતો. એથી દાદીમા મને સંન્યાસી ઠાકુર કહેતાં. એમની યાદ આવતાં જ એમની મૂર્તિ નજર સામે ખડી થાય છે. — નીલાંબરી સાડી પહેરતાં, મુંબઈની બંગડીઓ, ગળામાં મોટા દાણાની માળા — કદાચ માએ મમતાથી એકની એક છોકરીને વિધવાનો વેષ પહેરવા દીધો નહોતો. એમનો રંગ કાળો હતો, તેની જોડે નીલાંબરી સાડીનો મેળ ખાતો નહોતો. એ એક ગામડાની સામાન્ય ગૃહસ્થ ઘરની છોકરી હતી, કોઈ ઉલ્લેખનીય રૂપ કે ગુણ એનામાં નહોતાં. પણ એમની સ્નિગ્ધતાએ અત્યંત આત્મીય સ્વજન જેવા મમતાભર્યા વર્તને, ને વાતની નિખાલસતાએ મને વશ કરેલો. તેઓ જે દિવસે દેશમાં પાછા જવાના હતા, ત્યારે હું તથા નીરેશ તેમને સ્ટેશને મૂકવા ગયા હતા. નીરેશ તથા દાદીના પિતા પાનવાળા પાસેથી કાશીનો સારામાં સારો જર્દો લેવા ગયા હતા. હું પ્લૅટ-ફૉર્મ પર ઊભો હતો. મારા બન્ને હાથ ગાડીની બારી પર હતા. બારી આગળ બેઠેલાં દાદીમાએ એમના હાથ મારા હાથ પર રાખ્યા હતા. એમની બન્ને આંખોમાં આંસુ છલકાતાં હતાં. હું એમની તરફ જોઈ શકતો નહોતો. એમણે મને ધીરે સાદે કહ્યું: "સંન્યાસી ઠાકુર! મારે ત્યાં એક વાર આવવાનું જ છે." મેં એમને વચન આપ્યું હતું. ઘણા વખત સુધી એ વચન પાળવાની પ્રબળ ઇચ્છા પણ હતી. દાદીમાના ગયા પછી થોડા દિવસ તો ઘણું એકલું એકલું લાગ્યું. જરાય ગમતું નહિ — હરતાંફરતાં એક જ મુખ નજર સામે આવ્યા કરતું. કાગળની આશામાં પોસ્ટ ઑફિસ સુધી હું જતો.

ત્યાર પછી ધીમે ધીમે એ નીલાંબરી સાડી, એ મુંબઈની બંગડીઓ અજ્ઞાત મનમાં લુપ્ત થઈ ગયાં. ચાર-પાંચ વર્ષ પહેલાં જૂના કાગળની થોકડીઓ સળગાવતી વખતે એક ભૂરા કાગળ પર લખેલો પત્ર હાથમાં આવ્યો, ત્યારે એનો ભાવ મને ખૂબ સ્પર્શી ગયેલો.

"સંન્યાસી ઠાકુર ! લગ્નના ભોજન-સમારંભમાં મને દગો દેતા નહિ. ભોજન-સમારંભને માટે હું પેટ ઠોકીને બેસી રહી છું," 'પેટ ઠોકીને' શબ્દ ખૂબ સુરુચિ અને દૈન્યનો દ્યોતક હતો. કાગળમાં આ જાતનો ઉલ્લેખ થઈ શકે એ વાતે મનને મેં એની પ્રત્યે કરેલા અવજ્ઞા તથા ઉપેક્ષાના ભાવથી ભરી દીધું.

ખટ્, ખટ્, ખટ્, ભારે લશ્કરી બૂટનો અવાજ સંભળાતો હતો. આંગણામાં ઉપર ત્રણ નવા સિપાઈઓ આવ્યા. પહેલાંના વૉર્ડરોની પાસે ચાર્જ લઈને ખોલીનું તાળું બરાબર બંધ છે કે નહિ તે જોયું. કોઈ સેલની આગળ ઘણી વાર ઊભા રહી શોરબકોર કર્યો નહિ. હું સમજ્યો કે સેલનો કોઈ પણ કેદી હજી ઊંઘ્યો નથી. જો ઊંઘ્યો હોત તો જરૂર વૉર્ડર એને બૂમ મારત. જ્યારે ચાર્જની અદલાબદલી થાય ત્યારે નવો વૉર્ડર પ્રત્યેક સેલના કેદીને બૂમ પાડીને બોલાવે ને ખાતરી કરી લે કે એ જીવતો છે. જો કોઈ સેલના બારણા આગળ આવીને ઊભો રહે, અથવા ખોંખારો ખાઈને કે કોઈ રીતે કે એ સાજોસમો ને જીવતો છે તો એને બોલાવે નહિ. પણ ઊંઘવાનું તો હોય જ શાનું ? સેલને કેદી, — એને વળી બે કલાકથી વધારે ઊંઘનું કામ શું ? કારણ પૂછીએ તો કહે, "એ નિયમ છે બાબુ." જો કોઈ બેભાન થઈ જાય, અથવા માંદગીને કારણે બોલવાની શક્તિ ગુમાવે, ને સૂઈ રહે તો અમે બૂમ ન મારીએ તો શી રીતે જાણીએ ને 'ડાકદાર'ને શી રીતે ખબર આપીએ ? " સાચી વાત કરીએ તો એનાથી જેલના કેદીને ખાસ કોઈ અગવડ નહોતી. મચ્છર, કીડી, રાતદિવસ કર્મહીનતા, ખોટી ચિન્તા વગેરે અનેક કારણે સ્વાભાવિક રીતે સુખનિદ્રા સેલવાસીઓને મળતી નહિ.

દસ નંબર સેલમાંથી ગીતનો સૂર ગુંજી ઊઠ્યો :

'શહીદોકી ટોલી નીકલી.'

ટોળી શબ્દ સાંભળતાં પટણા કેમ્પ જેલની 1932ના સેવાદળની ટ્રેનિંગ કેમ્પની વાત યાદ આવે છે. મેં અને નીલુએ સેવાદળના ટ્રેનિંગ કેમ્પમાં જવાનું નક્કી કર્યું. પહેલે દિવસે કવાયત પૂરી થતાં નીલુએ મને પૂછ્યું, "આ ટોળી શું છે ?" મેં એને સમજાવ્યું કે કેટલાક સિપાઈઓની એક ટોળી બને છે. સિપાઈ એટલે 'પ્રાઇવેટ' અને ટોળીનાયક એન.સી.ઓ., નીલુ અકળાઈને બોલી ઊઠ્યો,

"એ બધું તો તેંડુલકરે આજે સમજાવ્યું, પણ હું પૂછું છું કે 'ટોળી' શબ્દ એમણે પસંદ શા માટે કર્યો? બીજો કોઈ શબ્દ જડયો નહિ?" પછી ટોળી શબ્દ પર અમે ખૂબ હસેલા. તે દિવસે બપોરે જ્યારે તેંડુલકર 'કદમ ખોલ' (stand-atease) અને સાવધાન(attention)નો અર્થ સમજાવતા હતા ત્યારે નીલુ ખડખડાટ હસી પડયો. તેંડુલકર તો ગુસ્સાથી લાલ લાલ થઈ ગયા. એણે હુબલીમાં હાર્ડિકરના કેમ્પમાં તાલીમ લીધી હતી. મુંબઈમાં કેમ્પ ચલાવ્યો હતો. પ્રાદેશિક કોંગ્રેસ સમિતિના પ્રમુખના વિશેષ આગ્રહથી એ મહારાષ્ટ્ર છોડીને બિહાર સેવા-દળમાં કામ કરવા આવ્યા હતા. સેવાદળ તાલીમ વિશે એમને પૂરી જાણકારી હતી. પણ ડ્રિલને વખતે આવી ગેરશિસ્ત એમણે કયાંય જોઈ નહોતી. એ સારું હિન્દી બોલી શકતા નહોતા. ગુસ્સાથી એમની આંખો અને મોઢું લાલ લાલ થઈ ગયાં હતાં. "તુમકો યહી લકડી મિલેગા" કહી એમના હાથમાંની લાઠી એમણે નીલુને મારી. નીલુએ એમના હાથમાંથી લાઠી ખેંચી લીધેલી અને જોર જોરથી બોલતો હતો, "લકડી મિલેગા, વહ સબ મહારાષ્ટ્રમેં કીજીએ, યહાં વો સબ નહિ ચલેગા. રાષ્ટ્રભાષા બોલને નહિ આતા હૈ. પૂના શહરકો પૂને બોલતા હૈ ઔર હિન્દીમેં વાત બોલનેકા શોખ હૈ." નીલુએ તેંડુલકરનો હાથ પકડી લીધો. ચારે બાજુએ બધાએ જઈને હાથ છોડાવ્યો. સાથે સાથે એ ખબર જેલમાં બધે ફેલાઈ ગઈ. કેમ્પ જેલમાં તે વખતે લગભગ સાડા ચાર હજાર રાજબંદી હતા. જે વૉર્ડમાં જાઓ ત્યાં આ જ વાત થતી હોય. જેલના દરેક ખૂણામાં, આકાશમાં, હવામાં ગુંજનધ્વનિ ગાજી રહેતો હતો. જેલનું કેન્દ્ર કે જેને અમે ચોક નામ આપ્યું હતું,— ત્યાં રાજબંદીઓ એકઠા થઈ ચર્ચા કરતા હતા. તેમનો જેલના રાજકારણનો ઉત્સાહ કંઈ ઓછો નહોતો. એક જણે ભાષણમાં બધી પરિસ્થિતિની સ્પષ્ટતા કરી. "બિહારના નામને કલંક લાગશે. તેંડુલકર બહારના છે, એમનો અતિથિસત્કાર શું આવી રીતે થાય? એમની મજાક કરવા રાષ્ટ્રભાષા વચમાં લાવવામાં આવી?" પછી શ્રોતાઓને કશી ખાનગી વાત કહેતો હોય તેમ હળવે સૂરે બોલ્યો, "બંગાળી ખરોને?" પછી હોઠના ખૂણા પર જરા સ્મિત લાવીને જાણે એ વ્યક્ત કરવા ઇચ્છતો હતો કે તમે તો બધું જાણો છો. તમને કંઈ ફોડ પાડીને કહેવાની જરૂર છે?" શરમ અને અપમાનથી મારું માથું ફાટી ગયું, એ લોકો નીલુના મનનો ભાવ જાણતા નથી. એના વર્તનનો મનફાવતો અર્થ કરીને લોકોને બહેકાવવાનો પ્રયત્ન થયો છે. સાંજે જમતી વખતે વૉર્ડમાં નીલુ મળ્યો. સૂર્યાસ્ત પહેલાં જ ખાઈ લેવાનું. એ વખતે ભૂખ ન હોય એટલે રોટલા લઈને વૉર્ડમાં રાખી મૂકતો,

ને પછી મોડી રાતે ખાતો. નીલુએ જાતે જ વાત ઊંચકી ને મારો સંકોચ દૂર કર્યો. બપોરના પ્રસંગથી હું દુઃખી થયો હતો પણ નીલુ પર એની કશી અસર દેખાતી નહોતી. એ બોલતો હતો, "આ ડ્રિલના ઑર્ડર અંગ્રેજીમાં રાખ્યા હોત તો શો વાંધો હતો? ક્વિકમાર્ચ, સ્ટેન્ડ-એટ-ઈઝ બોલવાથી ભારતને સ્વતંત્રતા મેળવવામાં શી અડચણ આવવાની હતી? હિન્દી જાણે નહિ ને હિન્દીમાં બોલવાનો શોખ. રીતભાત જાણતો નથી. બહુ નાનો માણસ છે, એનું સન્માન શાનું રાખવાનું?" હું નીલુને ક્યારેય માગ્યા વિના શિખામણ આપતો નહોતો. આ વખતે પણ જો એણે વાત ઉપાડી ન હોત તો હું એને શિખામણ આપવાનો નહોતો. બીજા રાજબંદીઓએ નીલુના વર્તનનો કેવો અવળો અર્થ કર્યો છે તે મેં એને સમજાવ્યું. નીલુ ગુસ્સે થઈ ગયો. એણે કહ્યું, "આ લોકો સ્વરાજ લેવાના?" પછી તો એ એકધારું ગમે એમ બોલવા લાગ્યો. થોડી વાર પછી એનો બધો ગુસ્સો જેણે એના ગોળની ચોરી કરી હતી તે એના સાથી પર ઠલવાયો. રવિવારે જે રાજબંદીઓ 'ઇતવાર' કરે તેમને ભાતને બદલે ગોળ ને રોટલો અથવા છ પૈસાનાં ફળ મળતાં. નીલુ ગોળ લેતો. રવિવારે મારો ભાત અમે બન્ને જણ મળીને ખાતા. આ અગવડને સ્વીકારી અમે બન્ને જણ આખું અઠવાડિયું થોડો થોડો ગોળ ખાતા. એ ગોળ ચોરાઈ ગયો હતો એથી નીલુનો ગુસ્સો એના હાથમાં ન રહે તેમાં કશી નવાઈ નહોતી. પણ મને ખરાબ એ કારણે લાગ્યું કે નીલુએ બધા રાજબંદી પર કટુતાભર્યા શબ્દોમાં પ્રહાર કર્યો. — ખાસ કરીને જ્યારે એની વિરુદ્ધનું વાતાવરણ હતું. પણ આખી દુનિયા એની વિરુદ્ધ તોયે નીલુ એણે પકડેલો માર્ગ છોડે નહિ. એક વાર એણે માર્ગ નક્કી કર્યો કે કોઈ એને એ માર્ગમાંથી પાછો ફેરવી ન શકે. મને હંમેશાં બીક લાગ્યા કરતી કે નીલુ કશી ઉપાધિ તો ઊભી નહિ કરે ને? જેલના રાજબંદીઓને તો વખત કાઢવા કશા ખોરાકની જરૂર હતી. જે અસીમ કાર્ય કરવાની પ્રેરણા એ લોકો જેલની બહાર હોય ત્યારે એમને મળતી, તેઓ તૃપ્તિને જ માટે જ્યારે જેલમાં હોય ત્યારે જાતજાતનું ધાંધલ કરતા. જૂથબંધી કરતા, ને જેલનું રાજકારણ ઊભું કરતા. એથી રોજ નવો કાર્યક્રમ ન હોય તો એમને ગોઠે કઈ રીતે? એથી નીલુના વર્તનની વાત લાંબી ચાલી નહિ. બીજે દિવસે સવારે જ્યારે નાસ્તો વહેંચાતો હતો ત્યારે કોઈએ વાત ઉપાડી કે રોજ ભીંજવેલા ચણા નાસ્તા માટે આપે છે તેના કરતાં જો પૌંઆ આપ્યા હોય તો સારું. પછી તો આગળ ચાલ્યું. તરત જ સૂત્ર ઉચ્ચારાયું: "ચનેકે બદલે ચૂડા લેંગે," જેલના બધા જ કેદીઓએ એકસાથે સૂત્ર ઉચ્ચારવા

માંડયું. સાથે સાથે થાળી અને પવાલાં વગાડવાની શરૂઆત થઈ. કેટલાક બારણા આગળથી પોતાની થાળી ખેંચી લેતા હતા. એથી શોર ઘણો વધી ગયો. કેટલાક બારી પર ચઢી ગયા હતા. બે જણ બારીમાંથી પતરાંની અગાશી પર ચઢી ગયા. એકદમ જાણે જાદુની અસર નીચે હોય એ રીતે બધા પાગલ જેવા બની ગયા હતા. જે ખૂબ ગંભીર અને સંયમી છે એવી મારી માન્યતા હતી તેઓ પણ ઉત્સાહના આ નશામાં ખેંચાઈ ગયા હતા. કેટલાક પાગલની જેમ વૉર્ડની એક દિશામાંથી બીજી દિશામાં 'કંબલ કંબલ' બોલીને દોડાદોડ કરતા હતા. એમાં કોઈ નવા કાર્યક્રમનાં એંધાણ મને દેખાયાં. ઢગલાબંધ કામળા જોતજોતામાં કેટલાક જણે બહાર લાવીને ખડકયા. એ કામળાને ફાડીને કટકેકટકા કરવાના પ્રયત્ન થવા માંડયા. એક જણ રસોડામાં (જેલની ભાષામાં ભાઠડા) જઈને સળગતો કોલસો લઈ આવ્યો, ને કેટલાક કામળા પર ફેંકયો. એમાંથી આછો આછો ધુમાડો નીકળવા લાગ્યો અને તીવ્ર વાસ આવવા લાગી. બે જણ દોડીને ગયા, ને જે લોખંડના વાસણમાં ચણા હતા તે વાસણને ઊંધું કરી નાખ્યું. પાસેના વૉર્ડરે પાગલી (alarm) વગાડીને ફૂટબોલ રેફરીની સાથે અંગ્રેજી ડ્રાઇવરની સિસોટીની જાણે હરીફાઈ ચાલતી હતી. અગણિત સિસોટીના અવાજે જેલના વાતાવરણને ક્ષુબ્ધ બનાવ્યું હતું. વૉર્ડમાંથી ટન્, ટન્, ટન્ ઘંટ વાગતા હતા. દરવાજા આગળ પણ ઘંટ વાગતા હતા. જાણે દરિયામાં વહાણ ફસાયું હોય એવું દશ્ય હતું. આ તરફ 'કંબલ જલતે રહે', 'થાલિયાં બજતી રહે,' 'નોકરશાહી નાશ હો!' વગેરે ધ્વનિ ગાજતા હતા, ને બીજાં સૂત્રો ઉચ્ચારાતાં હતાં તે સ્પષ્ટ સંભળાતું નહોતું. જેલ કર્મચારી જ્યાં જે સ્થિતિમાં હતા તે અવસ્થામાં દોડતા આવતા હતા. સેલ આગળ એક પાટિયું ટાંગવામાં આવ્યું: 'વૉર્ડ નંબર 17-18-19,' વૉર્ડમાંથી ખોલીઓ તરફ વૉર્ડરો લાઠી લઈને આવતા હતા. ઘણાએ ગણવેશ પહેર્યો નહોતો. તેમનાં શરીર અને પગ ઉઘાડા હતા. જેલના ડૉકટર હરેનબાબુ શરીર પર એકલા ગંજીફરાક જોડે આવતા હતા. ખોલી પાસેથી એક વૉર્ડર ચિત્કાર કરતો હતો. 'વૉર્ડ નંબર 17-18-19.' બધા એ વૉર્ડો તરફ દોડતા હતા. એકદમ અવાજ આવ્યો: 'મિલિટરી આ રહી હૈ,' હાથમાં બંદૂક લઈને લશ્કરે જેલના દરવાજામાં પ્રવેશ કર્યો. એમના હાવભાવમાં કશી મૂંઝવણ નહોતી. કિવકમાર્ચ કરતા તેઓ ખોલીઓ નજીક આવ્યા ને ત્રણ વૉર્ડોના સહિયારા દરવાજા પાસે આવીને ઊભા રહ્યા. વૉર્ડના ખૂણામાં એક બીલું રાખ્યું હતું.

આગલા દિવસે વૉર્ડનું બીલીનું ઝાડ કાપી નાખવામાં આવ્યું હતું. બધા ઝાડ પર ચડીને 'ગાંધીજીકી જય' બોલતા ને કોંગ્રેસનો ધ્વજ લહેરાવતા જે જેલની બહાર ઘણે દૂર સુધી દેખાતો. એથી ઝાડને કાપવાનો હુકમ અપાયો હતો. શરૂઆતમાં ચાર વૉર્ડરોએ આવી બીલીના ઝાડને ઘેરી લીધું જેથી લાઠીચાર્જની વખતે કેદીઓ વૉર્ડરની સામે અનો ઉપયોગ ન કરી શકે. લશ્કરે વૉર્ડને ઘેરી લીધો. ત્યાર પછી વૉર્ડરનું એક દળ થોડા 'મેટ' (Convict overseer)ને લઈને તથા થોડા જેલના કર્મચારીઓ જોડે વૉર્ડની અંદર ઘૂસ્યા. પછી લાઠીચાર્જ શરૂ થયો. સરકારી ભાષામાં હળવો લાઠીચાર્જ. એમાં દોષ કરનાર તથા નિર્દોષનો ફેર નથી રખાતો. જેઓ વિરોધી નથી હોતા, ને શાન્તિપ્રિય હોય છે તેમને જ વધારે માર પડે છે. મારતી વખતે સિપાઈ મોઢામાંથી કશોક અવાજ કાઢતા હોય છે. 'ઉધર જાઓ', 'ઇકઠ્ઠા ભાગો', 'ઇસ બદમાશ કો મારો'. વૉર્ડરો ચિત્કાર કરતા હતા. 'મેટો' અતિ ગેલમાં હતા. જે તરફ અમલદારો ઊભા હતા તે તરફના કેદીઓનું આવી બન્યું હતું. કારણ વૉર્ડરો પોતાની કાર્યકુશળતા ઉપરવાળાને દર્શાવવા માગતા હતા. કેટલાક લોકો માર ખાઈને ઢળી પડ્યા, માથા પર ઘા લાગવાથી બેસી પડ્યા. બારણા પાસે એક રાજબંદી જપ કરતો હતો. એ પણ બચ્યો નહિ. એ લોકો મારી તરફ આવતા હતા. માર પડશે એ વિચારે હું ઢીલો થઈ ગયો હતો. મને ખબર હતી કે હું એ લોકોનો સામનો નહિ કરી શકું. ભાગ્યમાં શું લખ્યું હશે તેની કલ્પના કરતો હતો, ત્યાં એક લાઠી મારા માથા પર ઝીંકાઈ. અજ્ઞાત અવસ્થામાં મેં મારું માથું બે હાથથી ઢાંકી દીધું હતું તેનો ખ્યાલ રહ્યો નહિ. જ્યારે હાથ પર પ્રહાર થયો ત્યારે મને ખબર પડી. લાઠીના ઉપરના ભાગમાં લોખંડની કડીઓ હતી. તેનાથી મારો હાથ કપાયો. બીજી બેત્રણ લાઠી એની પર વાગી. હું બેસી પડ્યો. નીલુ મને વળગી પડ્યો. બોલતો હતો : 'માથું ઢાંકો.' નીલુ પર કેટલીક લાઠી ઝીંકાઈ, વૉર્ડરો બીજી તરફ ચાલી ગયા. એ લોકો એક જગ્યા પર ઝાઝો સમય ટકતા નહિ... આખા વૉર્ડમાં ઉશ્કેરાટ હતો. જે ભાગ્યશાળી લોકો ઘવાયા નહોતા તેમાંના કેટલાક ઘાયલોને પાણી લાવી આપતા હતા, કેટલાક બેભાન સાથીઓનાં મોઢાં પર ને આંખ પર પાણી છાંટતા હતા, કેટલાક છાપાં વડે અથવા ટુવાલ લઈને અચેતન જેવા સાથીને વીંઝણો નાખતા હતા. જેમને ધાર્યા કરતાં ઓછું વાગ્યું હતું તેઓ પોતાની જાતે જ પોતાની પ્રાથમિક ચિકિત્સા કરતા હતા. જેલના હૉસ્પિટલના લોકો પર આધાર રાખે તો આજે ઊઠીને બેઠા થવા ન પામે. જેમને જરા પણ વાગ્યું નહોતું તેઓ ઘવાયેલાને

જનરલ ઇન્સ્પેકશન માટે બહાર કાઢતા હતા જે — રીતે કાળચોઘડિયું વીત્યા પછી ગામના લોકો ગામમાં કેટલો વિનાશ સર્જાયો છે તે જોવા બહાર નીકળે તેમ. પછી દવાની પેટી લઈને જેલના ડૉકટર તથા કમ્પાઉન્ડર આવ્યા. એમની સાથે કેટલાક કેદીઓ સ્ટ્રેચર લઈને આવતા હતા. જેઓ ઘણા ઘવાયેલા હતા તેમને હૉસ્પિટલમાં લઈ જવા માટે.

'બોલો રે અસ્પતાલ.' હૉસ્પિટલના પ્રહરીનો અવાજ અહીં સુધી સ્પષ્ટ સંભળાય છે. એણે કશું બોલ્યા વગર ઊંચે સાદે મોટેથી ચિત્કાર કર્યો. એ ઝોકાં ખાતો હશે ને એકાએક ચોંકી ઊઠયો હશે, ને પોતાના કર્તવ્યનું ભાન થયું હશે, એના ચિત્કારને કારણે હૉસ્પિટલનો કોઈ કેદી નિરાંતે સૂઈ નહિ શકતો હોય. એની સેવાશુશ્રૂષા કરનારું તો કોઈ હતું નહિ. તેમાં વળી રાતોની રાતો વગર ઊંઘે વિતાવવાની. પહેલાંના સુપરિન્ટેન્ડેન્ટે એક નિયમ કર્યો હતો કે હૉસ્પિટલના પહેરેગીરને રાત્રે ડંકાઘરના પ્રશ્નનો જવાબ આપવાની જરૂર નથી. વૈદકીય ધોરણે સુપરિન્ટેન્ડેન્ટ કેદીઓને જાત જાતની સગવડ આપી શકે. આ ભીષણ પીસણ-યંત્રમાં વૈદકીય સગવડના છિદ્ર દ્વારા જ હવા-ઉજાસ આવી શકે. સહાનુભૂતિવાળા જેલના કર્મચારીઓ આ સગવડનો લાભ કેદીઓને આપતા. પણ નવો સુપરિન્ટેન્ડેન્ટ આવતાં એણે પાહરાનો જૂનો નિયમ પાછો ચાલુ કર્યો. રોગી કેદીઓને પોતાની સેવા કરનારાની ઝંખના જાગે છે, એ રોગશય્યા પર સૂતાં પોતાના કુટુંબીજનોના સ્મરણમાં ડૂબી જાય છે. રોગ થતાં જ જેલના રોગીઓને કુટુંબ વધારે યાદ આવે. સામાન્ય કેદીઓ જ્યારે જેલની બહાર હોય ત્યારે બે ટંકનું ભોજન પણ નહિ પામતાં હોય. જેલમાં બીજું કશું ભલે નહિ, પણ બે ટંક બે મૂઠી ભાત મળવાની નિશ્ચિતતા તો છે. આમ છતાં માંદગી આવે ત્યારે એ લોકો ખૂબ લાચારી અનુભવે. એ માંદા કેદીઓ એમની અનેકવિધ ચિંતાઓમાં મારો વિચાર કર્યા વિના રહી શકે એમ છે? સહાનુભૂતિને કારણે ભલે ન હોય, પણ આતંકને કારણે પણ તેઓ મારી ફાંસી વિશે વિચાર કરતા હશે. મારો જ નહિ પણ એક અપરિચિત ફાંસીની સજા પામેલા એક નંબરના સેલમાં રહેતા કેદીનો વિચાર જરૂર એમને આવતો હશે.

હૉસ્પિટલના બીજા માળની ખુલ્લી ઓસરીમાં ક્ષયરોગના દર્દીઓને રાખવામાં આવતા. ત્યાંથી ફાંસીનો માંચડો બરાબર દેખાતો. આજે માંચડો ચારે બાજુથી ઝળહળ થતો હતો. સંત્રીઓ માંચડાની ચારે બાજુ પહેરો ભરતા હતા — કોઈ લાંચ આપીને વૉર્ડરને ફોડીને ફાંસીના સરંજામને ખોટકાવી દે એવું કંઈ તેમાં રખાવી દે તો! ક્ષયરોગીઓ આ દિવાળી ઉત્સવ જોતા હતા, ને એ જોઈ એમનો પ્રાણ

સુકાતો હશે. જીવવાની આશા હોવા છતાં, તેઓ ક્ષણે ક્ષણે મરણ પામતા હતા. છતાં ફાંસીના કેદી કરતાં પોતાને ભાગ્યશાળી માનતા હતા. એમનો દીર્ઘ નિઃશ્વાસ અને વણમાગી કરુણા માથે લઈને મારે જવું પડશે. મારી ફાંસી તો જેલમાં એક પ્રકારના સામયિક ચાંચલ્ય તથા વિષાદને પ્રગટાવશે. પણ એમના મૃત્યુની તો કોઈને કશી જાણ પણ નહિ થાય. નજીકના આત્મીય સ્વજનને એક સરકારી પોસ્ટકાર્ડ લખી દેવાશે ને હૉસ્પિટલની મૃત્યુસંખ્યામાં એકનો વધારો થશે. એમના મરણની રાતે નાઈટ ડ્યૂટીનો જેલ ડૉક્ટર કદાચ ગરમ ઓઢવાનું કાઢીને બહાર પણ નહિ નીકળે. હૉસ્પિટલ વૉર્ડનો પ્રહરી રાત્રે વૉર્ડમાં કેટલી સંખ્યા છે તેની જાહેરાત કરતાં એકનો આંકડો ઓછો કરીને પોકાર કરશે. અને મધરાતની શાંતિનો ભંગ કરતાં પોતાના પોકારમાં થોડી રસિકતા ઉમેરીને કહેશે: 'એક આસામી એકદમ રિહા.'

આગગાડીની સિસોટી સંભળાય છે. બાર ક્યારે વાગી ગયા ? ટ્રેન ઊપડી. સ્ટેશન ઘણું દૂર હતું તોપણ જાણે લાગતું હતું કે પ્લૅટફૉર્મનો કોલાહલ સંભળાતો હતો...

મુસાફરોની દોડધામ, 'કુલી ! કુલી ! ઇધર' એ જ રાઉતલા સ્ટેશનના સ્ટેશન માસ્તરની બૂમાબૂમ, ઘંટા, ઘંટા, સિગ્નલર ઘંટા દે.'

રેલગાડીની સિસોટીનો અવાજ જેલના મર્યાદિત જગત જોડે ઉન્મુક્ત ઉદાર પૃથ્વી જોડેની સાંધણકડી હતો. બંસીનો (બંગાળીમાં રેલની સિસોટીને બાંસી કહે છે) ધ્વનિ મનને ઉદાસ અને ઉત્પીડક બનતો હશે તેની વૈષ્ણવ કવિઓએ કલ્પના પણ નહિ કરી હોય. 'કાનની અંદર મર્મને સ્પર્શ કર્યો' એ માત્ર છંદોબદ્ધ શબ્દવિન્યાસ નહોતો. કોઈ અજ્ઞાત ઇથરનું કંપન મનની અવરુદ્ધ તંત્રીને આટલું તરંગિત કરતું હશે ? કારખાનાનું ભૂંગળું મજૂર વસ્તીને સામયિક આંદોલિત કરતું હશે. પણ રેલવેની સિસોટી પ્રત્યેક કેદીના હૃદયમાં દ્રુત સ્પંદન જગાડતી હતી. પ્રાણમાં કેટલીય મધુર સ્મૃતિ જગાડતી હતી, કેટલીય કાયાહીન આકૃતિ અને વાસનાને રૂપે મઢતી હતી... રેલગાડીનો જવાનો અવાજ આવતો હતો — અંધારામાં બન્ને બાજુનું કશુંય દેખાતું નહોતું — ફક્ત વિશાળ સીમાહીનતાનો અનુભવ થતો હતો — કોઈ ભીંતનો અંતરાય નહિ.

બી.એન.ડબ્લ્યુ. બદલાઈને બધી ગાડી પર ઓ.ટી.આર. શબ્દો લખાયેલા છે. બી.એન.ડબ્લ્યુ. નામ ક્યારેક ફેરવતાં મનને ઘણું વસમું લાગે છે. પૃથ્વીમાં રોજ રોજ કેટકેટલાં પરિવર્તનો થાય છે. પરન્તુ એમાં પણ કેટલીક ચીજોની આપણે

સ્થિર અપરિવર્તનશીલ એવી કલ્પના કરીએ છીએ. પિતાજીની દાઢીમૂછ બોડાવવા-ની કલ્પના હું ક્યારેય કરી શકતો નથી. એનો વિચાર કરતાંય હસવું આવે છે. દૂર ! એવું તે થઈ શકે !

— ફક્ત આગગાડીનો અવાજ જ નહિ પણ બહારનો કોઈ પણ અવાજ, ક્વાર્ટરના કૂતરાના ભસવાનો અવાજ પણ કાનને મીઠો લાગે છે....તે દિવસે જેલની બહારના રસ્તા પરથી છોકરાઓનું એક ટોળું 'હીપ હીપ હુર્રે' અવાજ કરતું ચાલ્યું ગયું. લાગતું હતું કે કોઈ મેચમાંથી એ લોકો પાછો ફરતા હશે. એ અવાજનો કેટલાય જૂના અવાજો સાથે સંબંધ હતો.-નાનાં બાળકોને કેટલાય વખતથી જોયાં નહોતાં. અર્ધું પાટલૂન પહેરીને નવદસ વર્ષનો નીલુ કાચના એક પવાલા-રકાબીને લઈને ઊંચે સાદે 'હીપ હીપ હુર્રે' બોલતો હતો. ગરમીને કારણે, થાકને કારણે ને બરાડા પાડવાને કારણે એનું મોઢું લાલચોળ થઈ ગયું હતું.

ત્રણ વાગ્યે ને રાતે સાડા બાર વાગ્યે આગગાડીની સિસોટી વાગતી. સવારે પાંચ વાગ્યે ને સાંજે છ વાગ્યે આગબોટનું ભૂંગળું વાગતું. મારું ઘડિયાળ સેલની સામેની છાયા કરતાં પણ વધારે ચોક્કસ — મારા કલ્પનાવિલાસનું સાથી હતું. ક્યારેક વિમાનનો અવાજ સંભળાતો. રાત્રે તો દર બે કલાકે આસામ ફ્રન્ટ ટપાલ લઈને જતું. પણ એનો અવાજ મનમાં કોઈ સ્મૃતિની સુવાસ જગાડી શકતો નહોતો — કદાચ એક ક્ષણનું કુતૂહલ. રોજ ક્યાં જાય છે અને શી રીતે રસ્તો પાર કરે છે. મારો માપદંડ એટલે ગંગાની રેલલાઇન, એથી આગળ નહિ. દિવસે જ્યારે એકસાથે અનેક વિમાનો જાય હું સેલની અંદરથી સાંભળતો, કે નવ અને દસ નંબરના બે બાબુઓ, જેઓ બૉમ્બ કેસમાં પકડાયા હતા તે જાણે મને જણાવવા માટે હોય તેમ જોર જોરથી ગણતા હતા : એક, બે, ત્રણ, ચાર. પણ કોણ જાણે શાથી ઍરોપ્લેનનો અવાજ મારા મનમાં કોઈ પણ જાતનો પ્રતિભાવ જગાડી શકતો નહિ. મારા પરિચિત જગતમાં એને સ્થાન નહોતું. કારણ કે માટીની જોડે એનો સંબંધ ગૌણ હતો. આથી જ કદાચ કાગડો, સમડી, ચંડોળ વગેરે જે પક્ષીઓને હું જેલની અંદર જોતો તેઓ મારી દૃષ્ટિને આકર્ષતાં, પણ મને તન્મય કરી શકતાં નહિ. એ એકધારા જીવનમાં પરિવર્તન લાવી શકે, પણ એનાથી જરાય વધારે એમનું મહત્ત્વ નહિ. વિરહી યક્ષનો મેઘદૂત, વિરહિણી રાધાનો હંસદૂત એ ફક્ત કવિનો કલ્પનાવિલાસ છે. એમાં વાસ્તવ માનવચરિત્રની અભિન્નતાની છાપ નથી.

સિપાઈ બેઠો બેઠો ઝોકાં ખાતો હતો. અતિ પરિચિત બિલાડી ધીમે ધીમે મારી તરફ આવતી હતી. બિલાડી એકદમ ખમચાઈને ઊભી રહી – કદાચ હું બારણા આગળ બેઠો હતો તેથી આગળ વધવાનું સાહસ એણે નહિ કર્યું હોય. રોજ દિવસે તથા રાત્રે એ થાળી ચાટવા આવતી. અઠવાડિયામાં એક દિવસ થોડું દહીં એને ખાવા મળતું. બીજા દિવસોએ શું ખાવા આવતી હશે? જેલમાં આવીને એ પણ થોડી થોડી શાકાહારી બની હતી. આશ્રમમાં સહદેવનો જે કૂતરો હતો તે પણ શાકાહારી હોવાનું પસંદ કરતો. હવે કૂતરો ક્યાં છે? લાગે છે કે સહદેવના પિતા એને પોતાને ત્યાં લઈ ગયા હશે. ફાનસના અજવાળામાં બિલાડીના શરીરનો રંગ સ્પષ્ટ દેખાતો હતો. વાઘની જેમ પીળા ને કાળા ચટાપટા એના શરીરે હતા. બિલાડી દેખાતી હતી તો ઘણી મજાની. તે દિવસે જેલરસાહેબે રસિકતા દાખવતાં કહ્યું: "કેમ બિલાડીની જોડે ગપ્પાં મારતા હતા કે? શું નામ પાડ્યું છે એનું?" મેં જવાબ આપેલો: "એ તો એમ જ આવી હતી." "તો એનું નામ 'તો જા' પાડો." કહીને પોતાની રસિકતા પર મુગ્ધ થઈને 'હો' 'હો' કરતા હસી પડેલા. જેલરસાહેબના દાંત મોતી જેવા સફેદ હતા. ટૂથપેસ્ટની જાહેર ખબરમાં બતાવ્યા હોય છે તેવા દાંત...

હું ઊઠીને બાજુએ સરક્યો જેથી બિલાડીને માગ મળે. બિલાડીએ એક વાર મ્યાઉં કર્યું. હજુય એને મારો વિશ્વાસ પડતો નહોતો. ભાતની થાળીમાંથી થોડું શાક લીધું. સૂરણનું શાક. એ શાક બિલાડી ખાતી હશે? એક ટુકડો લઈને બિલાડીને માર્યો. બિલાડી મ્યાઉં મ્યાઉં કરતી ભાગી. સૂરણનો ટુકડો આંગણામાં પડ્યો રહ્યો, બારણાંની બહાર ગયો નહિ.

હું તથા નીલુ નારંગી ખાતા હતા. અમે આશ્રમમાં દિવાન પર બેઠા હતા. બન્ને વચ્ચે હરીફાઈ ચાલતી હતી. નારંગીનાં છોતરાં બારીની બહાર, સળિયામાંથી ફેંકવાનાં હતાં. અને બારીની અંદરના સળિયાને એ અડકવાં ન જોઈએ, પણ નવાઈની વાત એ હતી કે બધાં જ છોતરાં બારીમાં જ અટવાઈ જતાં ને સળિયા પર ને બારીની ઉપરનીચે છાઈ જતાં...

વારે વારે નીલુની યાદ કેમ આવ્યા કરે છે? હું એને ભૂલવા ઇચ્છું છું એટલે તો એ વધારે યાદ નહિ આવતો હોય! જાગ્રત મનમાં જે વાત હું આજે કેટલાય દિવસથી રટયા કરું છું, તે શું મારું અજ્ઞાત મન ગ્રહણ કરવાનો ઇન્કાર કરે છે? મને ખબર છે કે નીલુએ મારી વિરુદ્ધ સાક્ષી આપી એનું કર્તવ્યપાલન કર્યું છે. કોઈ પણ સ્વમાની, સત્યનિષ્ઠ, રાજકારણમાં પડેલા માણસને એમ કર્યા

વિના છૂટકો નહોતો. પણ એ વાત તર્કની થઈ. સુષુપ્ત મન એમ વિચારે કે એ દલીલ કોર્ટમાં ચાલી શકે, ચોપડીમાં છાપેલી હોય તોય સારી લાગે પણ બીજે ક્યાંય એનું સ્થાન નથી. એમ ન હોય તો મન ફરી ફરીને નીલુને જ શા માટે સ્મરતું હશે? પોતાના પક્ષ તરફ પોતાની એકનિષ્ઠતા દર્શાવવા માટે. સગા ભાઈને માટે ફાંસીનો માર્ગ મોકળો કરી આપનાર પોતાની સચ્ચાઈનું પ્રમાણ ભલે આપતો હોય, પણ મને તો એમાં રોગી માનસનું જ દર્શન થાય છે. નીલુના વર્તનને મારા આંતરમને જરા જેટલું પણ સમર્થન આપ્યું નથી. એથી જ જૂનાં સ્મરણોનો અમીછંટકાવ કરીને મનની આગને ઠારવા પ્રયત્ન કરું છું.

પાછો આવીને બારણા પાસે બેઠો. આ વખતે ડાબી બાજુ તરફ ભાર મૂકીને. ડાબે હાથે સળિયા પકડ્યા હતા. જમણે હાથે સળિયા પકડીને બેસવાનું સ્વાભાવિક અને અનુકૂળ લાગતું હતું. ડાબી બાજુએ ભાર દઈને બેસવાથી એવું લાગતું નહોતું. હું નીચાણવાળી જગ્યાએ બેઠો હતો. કોઈ મોટા તગડા ઘરડા હાથીની ગરદન પર જાણે મહાવતની પાછળ બેઠો હોઉં એમ લાગતું હતું આવી ગાંડીઘેલી કલ્પના મનમાં ઊભરાતી. પણ ગાંડીઘેલી કલ્પના આવે છે ક્યાંથી?

......પેલા કારહાગોલાના ધનિક ધનપત યાદવના ગામમાં ગયો હતો. પોલીસનો એવો ખ્યાલ હતો કે એની પાસે ડાકુઓની ટોળી છે. તેના પર બી.એલ. કેસ થઈ શકશે. એ વખતે કોંગ્રેસનું પ્રધાનમંડળ હતું. એ મને એને ગામ લઈ ગયેલો. મીટિંગ ભરવા માટે. એનો ઇરાદો દારોગાને ડરાવવાનો હતો, — જેથી દારોગાને ખ્યાલ આવે કે એ કોંગ્રેસી છે. ખૂબ શાનદાર સભા થઈ હતી. પછી જમીકરીને એણે કહ્યું: "ચાલો શિકારની વ્યવસ્થા કરી છે." બાવળ તથા કેવડાના જંગલ તરફ હાથીની પીઠ પર બેસીને અમે રવાના થયા. હું બરાબર મહાવતની પાછળ હતો. હાથી ઘરડો હતો, ગરદનની પાછળ ખાડો પડી ગયેલો. એમાં હું તો બરાબર પદ્માસન વાળી બેઠેલો. જંગલ શરૂ થયું. જંગલમાં થોડે દૂર અમે આગળ ગયા. સામે જ એક મોટું અશ્વત્થ વૃક્ષ હતું. હાથીને એ ઝાડનાં પાંદડાં ખાવાની ઇચ્છા થઈ. સૂંઢ ઊંચી કરીને એક નાની ડાળી ભાંગવાનો એણે પ્રયત્ન કર્યો. પછી એકાએક શું થઈ ગયું તે સમજાયું નહિ. મને કંઈ એવો ભાસ થયો કે કોઈ મને ગબડાવીને મારો ભુક્કો કરી નાખવાનો પ્રયત્ન કરે છે. જે હાથીના અંગના ખાડામાં હું બેઠો હતો તે હાથીએ સૂંઢ ઊંચી કરવાથી તે ખાડો સંકોચાઈ ગયો ને પરિણામે મારા શરીરની નીચેનો ભાગ દબાઈ ગયો.

મેં ચીસ પાડી. મહાવત સમજી ગયો ને એણે હાથીની સૂંઢ નીચે નમાવી દીધી. હું ઊતરી ગયો — મારા પગ જાણે ખોટકાઈ ગયા હતા.

અમારા સેલનો વૉર્ડર દીવાલને અઢેલીને ઝોકાં ખાતો હતો. પાઘડી ઉતારીને પાસે મૂકી હતી. તીન નંબર સેલનો વૉર્ડર ઊંઘતો હોય એમ લાગતું હતું. બહાર આ વૉર્ડના વૉર્ડરનાં પગલાં સંભળાતાં હતાં. બધી સેલો શાંત હતી. બધા જાણે સૂઈ ગયા હોય એમ લાગતું હતું. પેલો પાગલ પણ શું આજે ઊંઘી ગયો છે? બૉમ્બકેસવાળા બાબુઓ દીવો સળગાવી કાંઈ વાંચતા હોય એમ લાગતું હતું. તમરાંનો અવાજ સંભળાતો હતો. પણ આશ્રમનાં તમરાંના અવાજની જેમ એ અવાજ જીવંત લાગતો નહોતો. નાનપણમાં શિયાળાની રાતે જ્યારે ઊંઘ ઊડી જતી અને તમરાંનો અવાજ જેવો રહસ્યના રંગમહેલ ઉઘાડતો તેવો આ તમરાંનો અવાજ પ્રાણવાન લાગતો નહોતો. નીલુ કહેતો કે આ અવાજ તો વાંદાનો છે. એની જોડે કોણ જીભાજોડી કરે? જેલના વાતાવરણ જોડે તમરાંના અવાજનો મેળ ખાતો નહોતો. 'રૂટિન', 'ગિનતી', 'બેડી', 'દીવાલ,' નિયમબદ્ધતામાં એ વિલાસને સ્થાન જ ક્યાં હતું? તોપણ દીવાલ અને સળિયાની મારફત કંઈ બધી ચીજો થોડી અટકાવી શકાય છે?

ધમ ધમ કરતા નવા દળના વૉર્ડરો પ્રવેશ્યા એટલે એક વાગ્યો હશે એ મેં જાણી લીધું. એ લોકો ત્રણ જણ હતા. એક જણ મારા સેલનો હતો, એક જણ ત્રણ નંબરના સેલનો હતો ને એક જણ આ વૉર્ડનો. એક જણ મારા સેલના આંગણામાં પ્રવેશ્યો. એણે સૂતેલા વૉર્ડરની પાઘડી ઊંચકી ને બહાર મૂકી આવ્યો. પછી વૉર્ડરે બૂમ પાડી: "એઈ! હૈદર! આજે અહીં જ ઊંઘવું છે કે શું?" એ એકદમ ચોંક્યો. જેલરસાહેબ આવ્યા કે શું? ના. કિસનચંદ આવ્યો છે? કોઈ નવો માણસ આવ્યો છે કે શું? આ ભાઈ! અહીં કાંઈ પ્રેમ કરવાનો નથી. પાઘડી ક્યાં રાખી છે કહી દેને? નવા સિપાઈએ કહ્યું: "મને શી ખબર?" "વાહ રે વાહ! હું તો હમણાં જ આવ્યો." હૈદરને પહેલાં વિશ્વાસ પડ્યો નહિ, પછી એ ડઘાઈ ગયો ને એનું મોઢું ફિક્કું પડી ગયું. એણે નવોસવો આવ્યો ત્યારે જ સાંભળેલું કે જેલરસાહેબ જ્યારે રાઉન્ડ પર આવે ને સિપાઈને ઊંઘતો જુએ ત્યારે એ વખતે તો એને કશું કહે નહિ — ફક્ત એની પાઘડી સંતાડી દે. પછી એનો દંડ થાય. ગયે અડવાડિયે હરકિસન વૉર્ડરના 'તકદીર'માં એવું બન્યું હતું, એણે કપડાંના ગોદામના ચાર્જમાં વ્રજવિલાસ કેદી હતો તેને દોઢ રૂપિયાની લાંચ આપીને પાઘડી લીધી હતી. જેલરસાહેબે બીજે દિવસે પરેડ વખતે એની પાઘડી જોઈ ને પૂછ્યું: "આ પાઘડી ક્યાંથી લાવ્યો?" પહેલાં

તો હરકિસને સાફ ઇન્કાર કર્યો. પછી એણે જેલરસાહેબને એકાંતમાં બધી વાત ખુલ્લી રીતે કહી. આથી એને એકલાને જ સજા થઈ નહિ, વ્રજવિલાસને પણ સજા થઈ. કિસનચંદે મુખના હાવભાવ જોડે બધી વાત કહી. હૈદરને હવે સમજાયું. એણે પાઘડી પાછી મેળવવા કિસનચંદની ખુશામત કરવા માંડી. બીજા બે વૉર્ડના વૉર્ડરો પણ એની જોડે જોડાયા. હૈદરને પાઘડી પાછી મળી, બધાએ મળીને શરત કરી કે કાલે સવારે હૈદરની 'અપર ડિવિઝન'ના રાજબંદીના વૉર્ડમાં ડ્યૂટી હશે, ત્યાંથી એક પ્યાલું દૂધ લઈને એણે કિસનચંદને આપવાનું. હસતા હસતા બધા બહાર ચાલ્યા ગયા.

એમના આ થકવી નાખનારા કામમાં પણ સુખ હતું — નિશ્ચિત મહેનતાણું, સ્ત્રી, પુત્ર, પરિવાર...

મુસાફરીમાંથી પાછો ફર્યો હતો. સરસ્વતીના સેંથામાં સિંદૂર હતું, હાથમાં શંખની બંગડીઓ. આંગણામાં એ ઊભી હતી. મોઢું સ્મિતથી ભર્યું ભર્યું હતું — શરમથી ઉત્કંઠિત થઈને એ બોલતી હતી: "બેસો, જરા આરામ કરો. ત્યાં સુધીમાં હું ચા બનાવી લાવું છું." મેં જવાબ આપ્યો નહિ. હસતો હસતો એની પાછળ ગયો ને રસોડામાં પલાંઠી વાળી બેઠો. ભીનાં લાકડાંમાં ફૂંક મારી મારીને ચૂલો પેટાવતાં લાલ લાલ અને પરસેવાથી રેબઝેબ મુખમંડળ અર્ધું ચૂલાની આડશમાં ઢંકાઈ ગયું હતું... એ સમયે જ કદાચ...

પણ મારા જીવનનો દોરીસંચાર આદર્શ કરતો હતો. એટલે બીજી તરફ મન વળવા પ્રયત્ન કરે તોયે આદર્શના હાથમાં દોર હોવાથી એ અન્ય દિશામાં આગળ વધી શકતું નહિ. લાંબા સમયથી અડોશપડોશના બધા પાસેથી સાંભળતો: "વિલુના જેવો છોકરો બીજે ક્યાંય જડવો મુશ્કેલ છે." આ વખાણને જાળવી રાખવાની આકાંક્ષા મને આ કઠણ માર્ગમાંથી ક્યારેય ખસવા દેતી નહિ. મનની કેટલીય દુર્દમ્ય વાસનાઓને મેં સંયમના પાશથી બાંધી રાખી હતી! પણ વાસનાઓનું દમન કરવાથી શું હું ઊંચા સ્તરમાં પહોંચી શક્યો હતો? ના. એવું હોત તો આજે મનમાં આવો સંશય જાગ્યો જ ન હોત. કેટલાય પ્રકારના ભોગ ભોગવવાની વૃત્તિએ મનની ભીતર ડોકિયાં કર્યાં જ ન હોત... કશુંય મેળવી શક્યો નહિ. ઇતિહાસમાં મારા નામને અમર કરી શક્યો નહિ. ફક્ત ફૂટબૉલ મૅચની ટિકિટ ખરીદવા લાઇનમાં ઊભેલા ખેલરસિકની જેમ દેશસેવકોની અંતહીન લાઇનમાં ઊભા રહેવાની જગ્યા જ હું ફક્ત મેળવી શક્યો છું. ભલું હશે તો આવતે અઠવાડિયે મારા પડોશીઓ પણ મારી વાતને ભૂલી જશે — આજે પણ એ લોકો

મને યાદ કરતા હશે કે નહિ તેની કોને ખબર? તે પછી આટલા દિવસ કર્યું શું? હું કંઈ અતિમાનવી નથી. અત્યંત સામાન્ય લોહીમાંસથી ઘડાયેલો માનવી છું — માનવીની બધી નબળાઈઓ, બધા દોષો, એની બધી ભ્રાન્તિઓ મારામાં સભર ભર્યાં છે. કીટ્સ પચીસ વર્ષ જીવ્યો હતો — શેલી ત્રીસ વર્ષ. પિટ ત્રેવીસ વર્ષની ઉંમરે ઇંગ્લંડનો વડો પ્રધાન હતો. ને હું તેત્રીસ વર્ષની ઉંમરમાં કૂતરાં-બિલાડાંની જેમ મરીશ, કોઈનેય ખબરે નહિ પડે, કોઈ આંસુયે નહિ સારે. મેં જે કાંઈ દેશસેવાનો પ્રયત્ન કર્યો તેમાં હું સાવ નિષ્ફળ ગયો છું. એ પ્રયાસની કશી કિંમત નથી. કવિની કાવ્યરચના કદીય નકામી જતી નથી — જે નદી મરુભૂમિમાં લુપ્ત થાય છે તેનું વહન પણ નિરર્થક નથી — એવી એવી વાતો આજે અર્થહીન લાગે છે. જે કવિને વ્યર્થતાનો અનુભવ થયો નથી તેનો જ એવો બધો વાણીવિલાસ છે.

હા, કદાચ આ બધું નિરર્થક નયે હોય. મારા જેવા બેચાર જણના જીવનનું મૂલ્ય શું? મેં જે જોયું છે, જનશક્તિનું કુદરતી રૂપ — ગયા ઑગસ્ટ મહિનામાં જે જોયું છે — યુગ યુગ સંચિત જડ પથ્થરની નીચે જે સુષુપ્ત શક્તિનાં દર્શન થયાં છે — એ સચેતન બને ત્યારે શું કરી શકે તેનો પૂર્વસ્વાદ લોકોને ચખાડવા માટે મેં જે કંઈ કર્યું એ નગણ્ય તો નથી જ. રાજકીય ક્ષેત્રના કાર્યકર્તાઓનો માર્ગ અત્યંત કઠિન કંટાળો માર્ગ છે. એને માટે કાં તો તખ્ત અથવા તખ્તો (કાં તો સિંહાસન અથવા ફાંસીનો માંચડો) — ફાંસીના દોરડાની રાહ જોતાં જોતાં માથે રાજમુગટ પણ ભાગ્યવિધાતા પહેરાવી દે. અત્યંત કષ્ટદાયી જીવન છે. દિવસે દિવસે પોતાની શક્તિને ધીરે ધીરે ક્ષીણ થતાં જોવી, ઉત્સાહ મંદ થતો જોવો, પોતાના મનના સંતોષ સિવાય બીજા કશાની આશા રાખી હોય તો નિરાશ જ થવું પડે. અપાર તિરસ્કાર તથા ઉદાસીનતાથી જીવન કડવું ઝેર જેવું બની જાય. એક ડગલું આગળ વધ્યા કે કેટલાય લોકોના સ્વાર્થને આઘાત લાગવાનો — બધા લોકો તમારા શત્રુ બનવાના. થોડા માણસો તરફથી સન્માન મેળવો ત્યાં જ અનુભવ થાય કે તમે અનેક લોકોના ઉપહાસ અને ઉપેક્ષાનું કેન્દ્ર બનો છો. જેલમાં આ રાજકારણના માર્ગ દ્વારા આવીને દેશને માટે કશુંક કર્યાનો અલ્પ સંતોષ પામીને મનને મનાવવાનું છે — એ રીતે મૃત્યુદંડ પણ શાપના રૂપમાં વરદાન છે. બાકી કેટલાય લોકો કશા પણ અપરાધ કર્યા વિના લડાઈમાં મરે છે. શા માટે મરે છે તેની તેમને જાણ હોતી નથી. કેટલાય લોકો ભૂખમરાથી મરે છે, તો કેટલાય ચિકિત્સાને અભાવે મરે છે. ગુનો — જે જન્મ

માટે એનું કશું યોગદાન નથી તેનો જ એ અમોઘ નિર્દેશ છે. રસ્તામાં ગાડીની નીચે કચડાઈને મરવા જેવું, ખેતરમાં સાપ કરડવાથી મૃત્યુ થાય તેવું, રાજકારણના ક્ષેત્રમાં પણ મૃત્યુદંડ એ એક સામાન્ય આકસ્મિક દુર્ઘટના છે. એનાથી વધારે કશું નહિ. દળની બહાર દુનિયા જોડેનો સંઘર્ષ. કેટકેટલી પ્રતિક્રિયાશીલ શકિત જોડે સંઘર્ષ! એને માટે તો રાજકારણમાં પડેલી બધી વ્યકિતઓ તૈયાર જ હોય છે. પણ અંદર? અંદરનો સંઘર્ષ એથીય વધારે ભયાનક ઉપદળનો ઉપદળ જોડે સંઘર્ષ, વ્યકિત વ્યકિતનો સંઘર્ષ, સ્વાર્થનો સ્વાર્થ જોડે સંઘર્ષ, કોમ કોમનો સંઘર્ષ, પ્રદેશ પ્રદેશ વચ્ચેનો સંઘર્ષ — પ્રાણ અકળાઈ ઊઠે છે. આ બધું રાજકારણના ખેલની અંદર સમાઈ જાય છે — નિષ્ઠુર, નિષ્કરુણ નિયમ; અહીં નબળાનું સ્થાન નથી. બધા આગળ ધપે છે, પાછળનો માણસ પડ્યો કે મર્યો તે કોઈ પાછું ફરીને જોતું નથી...

"બાબુ, મચ્છર બહુ કરડે છે કે?" વૉર્ડરે પૂછ્યું.

"હા. કેમ?"

"જરા શરીર પર ગ્યાસલેટ લગાવોને? સરસવનું તેલ તો આ વખતે મળે નહિ — મળતું હોત તો પ્રયત્ન કરત."

"ઠીક છે, લાવ."

મેં વિચાર્યું કે સરસવનું તેલ નથી મળતું તે જ સારું છે. તે દિવસે સરસવનું તેલ શરીરે ચોળી સૂતો હતો. ઊંઘ ઊડી ને જોઉં છું તો કીડી આખે શરીરે ચડી છે. નાની લાલ કીડીને તેલ બહુ ગમતું હોય છે. વૉર્ડર ફાનસનું કાગળનું મોઢિયું ઉઘાડી તેમાંથી થોડો કાગળ કાઢી ફાનસના ગ્યાસલેટમાં બોળી બોળીને, એને લાગેલું ગ્લાસતેલ મારા હાથમાં આપવા લાગ્યો. મેં એ આખા શરીરે ચોળ્યું. એ કોલન-વૉટર જેવું ઠંડું લાગતું હતું...દિગ્બોઈમાં શું મચ્છર નહિ હોય?

પટણા કૅમ્પ જેલમાં મેજર ગોમ્સે કેરોસીનનો પ્રયોગ કર્યો હતો. જેલમાં ગ્યાસલેટનો છંટકાવ કર્યો હતો જેને પરિણામે જેલમાં એક પણ મચ્છર રહ્યો ન હતો. સાહેબ કેવળ કલ્પનામાં રાચતો જ ન હતો પણ એ વ્યવહારદક્ષ પણ હતો. આમ તો ગાંડો જેવો લાગતો — લાંબો, કાળો — એ પોતાને હિંદી તરીકે ઓળખાવતો. એક દિવસ ગયાના એક રાજબંદીને કહેતો હતો: "જુવાન! તુમ ભી શાલા, હમ ભી શાલા. મેં સબ શાલાસે માફી માગતા હૂં." એ બધાને જુવાન કહીને બોલાવતો.

"હઈઓ જુવાન હઈઓ"... મોટાં મોટાં ઝાડની ડાળીઓ ખેંચી લાવીને રસ્તામાં ખડકી હતી. કરૈયા ગામના સેંકડો માણસો. હાસ્યકૌતુકભરી ધમાચકડી હતી — પૂર્ણિયા રોડની ઉપર ઝાડની ડાળીઓની એક 'બેરીકેડ' રચાઈ ગઈ. અદમ્ય ઉત્સાહે અસંભવિતને સંભવિત કરી મૂક્યું. જે ગરીબ ખેડૂતો જીવનમાં ક્યારેય હસવાનું શીખ્યા નહોતા તેમને થયું શું? દરેકને કશું ને કશું કહેવાનું હતું. આ થોડા દિવસોમાં ઘણાની ઘણી વાતો એકઠી થઈ હતી. ફક્ત શ્રોતાઓનો અભાવ હતો. વીરગાંવ થાણામાં ગોળીઓ ચાલી હતી, પચીસ-ત્રીસ લોકો મરી ગયા હતા. ઘાયલનો તો અંત નહોતો. દારોગાની વહુ કહેતી હતી: "દારોગાસાહેબ જો નોકરીનું રાજીનામું ન આપે તો હું એને રસોઈ કરીને જમાડીશ નહિ." ગ્રામ-પંચાયતે, હરખુ હજામે નાયબબાબુની હજામત કરી હતી તે માટે, તેનો દંડ કર્યો હતો. હરખુએ બધાની સામે પોતાનો ગુનો કબૂલ કર્યો હતો ને કહ્યું હતું: "નારાયણ બાબુએ ખાદીટોપી પહેરી હતી એટલે મેં માન્યું કે એણે મહાત્માજીમાં નામ લખાવ્યું હતું. મને ફાવે તે સજા કરો. ફક્ત મારાં આંગળાં કાપશો નહિ." ટોમી અને પલ્ટને કુશી નદીની વચ્ચોવચ સ્ટીમર રાખી હતી. — હોડીમાં રાત વિતાવવાનું સાહસ નહોતું..." આવી જાત જાતની વાતો.

ઝાડની ડાળીઓનો ખડકલો ખૂબ ઊંચો થયો હતો. હવે લશ્કરની લોરી આવી નહિ શકે. હજી સુધી દૃષ્ટિએ પડયાં નહોતાં — રહુઆની પાસે જ રસ્તા પર મોટાં મોટાં વડનાં ઝાડ હતાં. કોદાળી, કુહાડો, પાવડો, ધારિયું — જેના હાથમાં જે આવ્યું તે લઈને પહોંચી ગયા. 'ક્વિકમાર્ચ' નહિ, ઝડપી દોટ. થાકયા હોવા છતાં અટકવાનો ઉપાય નહોતો — હરેશ્વરના હાથમાં એક નાનકડો રાષ્ટ્રધ્વજ હતો. એ બધાએ થોડા મહિના પહેલાં કોંગ્રેસ સેવાદળની તાલીમ લીધી હતી — જિલ્લા કોંગ્રેસ કમિટીના ગ્રામરક્ષકદળે તાલીમ-કેન્દ્ર સ્થાપ્યું હતું તેમાં - ગામમાં એની કેટલી બધી કદર હતી! એ તાલીમ પામેલાઓએ કેટલાય દિવસથી એમણે તાજેતરમાં શીખેલા યુયુત્સુના દાવ, લાઠીના દાવ ને સાઇકલની રમતો દેખાડી હતી. એમણે ગીતની શરૂઆત કરી હતી: 'નૌજવાન નીકલે.' હાંફતાં હાંફતાં પણ બધાં ઘરડાં, જુવાન, બાળકો તથા સ્ત્રીઓએ એ ગીત ઉપાડી લીધું હતું.

રહુઆ! રહુઆ ગામના લોકો પણ આવીને એકઠા થયા. બે કલાકમાં રહુઆ-પર્વ પૂરું થયું. ફરી પાછું 'ચલો – ઓ – ચલો – ઓ' કૃત્યનંદનગર રેલવે સ્ટેશનની તરફ. રસ્તો બંધ કરવા માટેની એ ઉત્તેજના નહોતી. થાણું સળગાવ્યા પછી એ કામે ટોળું લાગી જવાનું હતું. આ વખતે કરૈયા રહુઆનું! લોકોનું એકત્રિત થયેલું

ટોળું, જાણે એમનામાં ભૂત ભરાયું હોય અથવા નશામાં ચકચૂર હોય એમ ભાંગ-ફોડમાં પ્રવૃત્ત હતું. મને સાઇકલ પરથી ઊતરવા દેતા નહોતા. બધા ભેગા મળીને સાઇકલ ઠેલવા માગતા હતા. પણ આટલા બધા લોકોની વચ્ચે કંઈ થોડું સાઇકલ પર બેસીને જવાય? કોણ કોની વાત સાંભળે? 'ગાંધીજીકી જય.' સામે જ કાદવ હતો. 'કુછ પરવાહ નહિ હૈ.' 'ભારતમાતાકી જય' એમની વચ્ચે રહીને જ સાઇકલ ચલાવવી પડશે. 'બમ્બઈસે આયા તાજા ખબર.' કેટલીય નવી ખબર. રહુઆના એક વિદ્યાર્થીએ એના ગજવામાંથી એક લીથોમાં છપાયલા કાગળને બહાર કાઢી એ જોરથી ફરી ફરી વાંચવા લાગ્યો. કાગળ પર મોટા અક્ષરે લખ્યું હતું: 'દેશકી પુકાર.' 'જીન્નાહસાહબ ગિરફતાર હો ગયે.' 'વિજયાલક્ષ્મી પંડિત પર ગોલી ચલાઈ ગઈ.' 'મુંગેર જિલ્લામેં સ્વરાજ હો ગયા.' બીજી પણ કેટલીક ઉત્તેજનાજનક વાતો હતી. તેમનામાં સંભવાસંભવનો વિચાર કરવાની શક્તિ નહોતી. હોય પણ શી રીતે? છેલ્લા કેટલાય વખતથી તેમણે કેટલી અસંભવિત ઘટના-ઓને સંભવિત બનતાં જોઈ હતી? કોઈ પણ વાતને ખોટી માનવાની તેમની તૈયારી નહોતી... સદર કલેકટર ઑફિસનો જે દિવસે કબજો લેવાશે તે દિવસે રહુઆ કવૈયાના સંમિલિત જથ્થાનો નેતા કોણ બનશે તે વિશે ગરમાગરમ ચર્ચા થતી હતી – કવૈયાનો હરેશ્વર કે રહુઆનો તિલકધારીસિંહ? હરેશ્વરે સેવાદળની તાલીમ લીધી હતી તેમાં શું થઈ ગયું? હજી તો મૂછનો દોરો પણ ફૂટ્યો નથી. કવૈયાના લોકો કહેતા હતા, 'એ તો હજી બાળક છે.' ને તિલકધારી — એ તો બત્રીસમાં પેદા થયો છે' – અર્થાત્ 1932માં જેલમાં ગયો છે. એ લોકો મને યોગ્ય વ્યક્તિ માનતા હોય એમ લાગતું હતું...

રહુઆ ગામની અંદરના રસ્તા પર એક ડોશી ઊભી હતી, તેની સાથે થોડાં નાગાં છોકરાંઓ હતાં. મને ખબર પડી કે એ બાદર બાહરગામિયાની મા હતી. જાતની મોચી હતી. ગામમાં રહેવાની પ્રથા નહોતી, તેથી તેમને 'બાહરગામિયા' કહેતા હતા. એક છોકરાના હાથમાં ગોટાનાં ફૂલનો હાર હતો, બાદરની મા અને બધા છોકરાઓ એકસાથે બોલી ઊઠયા: 'પરનામ.' લાગતું હતું કે પહેલેથી એમને પઢાવી રાખ્યાં હતાં. ડોશીએ સંકોચ સહિત મને કહ્યું: "તમારી કશી ખાતરદારી કરી શકી નથી. ને ક્યાંથી કરી શકું? તમારો 'મંજૂરી રેહર" (મંજૂર કરેલો કૂવો) હતો તો આરામથી દિવસો વીત્યા. બે વર્ષ થયાં એમાં રેતી જામતી હતી." ડોશીને વાતો કરવી ખૂબ ગમતી હતી. યાદ આવી. 'ધરતીકંપ રીલિફ'ના કૂવાની એ વાત કોંગ્રેસ સ્વયંસેવક વિરંચિએ ચકસૂદનસિંહની પાસે લાંચ લઈને 'કામતે' કૂપ (જે

જમીન ગૃહસ્થ અથવા જમીનદાર જાતે વિકસાવે છે તે) તૈયાર કરાવવાનું વચન આપ્યું હતું. હું ઇન્સ્પેક્શન માટે આવ્યો હતો ને કૂવાને બાદર બાહરગામિયાની ઝૂંપડી પાસે ધમદાહ-પૂર્ણિયા રોડને કિનારે તૈયાર કરાવ્યો હતો.

મેં કહ્યું : "એક લોટો પાણી પાઓ માઈ – એકદમ ઠંડું. જોઉં તો ખરો કે તમારા કૂવાનું પાણી કેવુંક છે?"

ડોશી આ અનપેક્ષિત માગણીનું શું કરવું તેવી મૂંઝવણમાં ઊઠી શકી નહિ. મોઢા પર સન્માન કરતાં ભયની લાગણી વિશેષ દષ્ટિએ પડતી હતી. જનતામાં એના ગામના જે લોકો હતા, એમના મુખ પર પ્રશ્નચિહ્ન હતું. શું આ કૂવાનું પાણી માસ્ટર બાબુનો દીકરો પીશે? ગામનું કોઈ તો એ પાણીનો ઉપયોગ કરતું નથી. તો શું એ પાણી લાવી આપે? એના માથા પર તો જાણે આકાશ તૂટી પડયું હતું. તિલકધારીસિંહ એમને સાહસ કરવા પ્રેરતો હતો. એણે કહ્યું : "લોટો માંજીને પાણી ભરી લાવ. વિલુબાબુ કહે છે." લોટામાં પાણી આવ્યું. ઘૂમટો તાણેલી બાદરની વહુ ખાખરાના પાનામાં લપેટેલો, ધૂળવાળો, સંઘરી રાખેલો થોડો ગોળ લઈને આવી હતી. શરમાઈને ના ના કહેતાં બાળકોને એમના હાથમાં થોડો થોડો ગોળ આપ્યો, અને થોડો મેં પણ ખાધો ને પાણી પીધું. બાદરની મા એકીટશે મારી સામે જોઈ રહી હતી. એની દષ્ટિ જમવા બેઠો હોઉં ત્યારે હાથમાં પંખો લઈને મા બેઠી હોય અને જેવી હોય તેવી હતી. મને જમાડતી વખતે બધાની આંખમાં એક પ્રકારનો ભાવ દેખાય. પછી મા, કાકીમા, નંદિ, સહદેવજીની મા, દૂબેની પત્ની, સરસ્વતી, ગમે તે હોય. ધ્વનિ ગાજી ઊઠયો : "બોલો ગાંધીજીકી જય." હરેશ્વરે કહ્યું : "બાદરનીમા, મને પણ પાણી પા." ડોલમાં પાણી આવ્યું. બધા બાહરગામિયાનું અડકેલું પાણી પીવા માટે હરીફાઈમાં પડયા હતા. ગામની પર, સમાજની આંખ પર આવી જાતનો પરંપરાને તોડનારો આઘાત કરવાની હિંમત તથા સાહસ આ લોકોમાં આવ્યાં ક્યાંથી? બધાની આંખમાં તથા મુખ પર કોઈ બહાદુરી કરી હોય એવો ભાવ સ્પષ્ટ દેખાતો હતો. 'ગાંધીજીકી જય' 'મહાત્માજીકી જય', ના સતત જયઘોષ વચ્ચે પણ બધા પોતાની ઉદારતા મારી નજરે પડે તે માટે પ્રયત્નશીલ હતા. પણ ત્યાં વધારે વખત રોકાવાની નવરાશ પણ ક્યાં હતી? 'નૌજવાન નીકલે...' ડોશીની આંખના ખૂણામાં ચમક હતી. કૃતજ્ઞતાની અતિશયતાને કારણે એ જ એના તરફથી ગ્રામવાસીઓને તેમની ઉદારતા માટે ચૂકવાયલું મૂલ્ય હતું. મહાત્માજી તેમના ગોસાંઇ (ગૃહદેવતા) નહોતા, એ તો જાગ્રત દેવ હતા. એ જ તો એ વિચારતો હતો. એ જ રસ્તે ધરતીકંપ પછી મહાત્માજી આગગાડીમાં ધમદાહ

ગયા હતા. આગગાડીમાં આટલા બધા લોકોની વચ્ચે મહાત્માજીને ઓળખી કાઢવા એને માટે મુશ્કેલ કામ હતું. ફક્ત 'માસ્ટર સાહેબને' એણે ઓળખી કાઢ્યા હતા. બાદરે કહેલું : 'મહાત્માજીકે બદનસે જિયોતી' (શરીરમાંથી જ્યોતિ પ્રગટે છે). એણે ગાંધીજીને પ્રણામ એ જ્યોતિને પ્રણામ કરીને પાઠવ્યા.

જનતા આગેકૂચ કરે છે, એ પાછું ફરીને જુએ શું કરવા? કેટલીય બાદરની મા, કેટલીય જગ્યાએ એનું પ્રમાણ પૂરું પાડે છે? જોવાની ફુરસદ કોને છે? એમને કેટલું બધું કામ છે? એમને માથે કેટલી બધી જવાબદારી છે? 'જય વિલુબાબુકી જય' એક ટોળું બોલે છે, 'બમ્બઈ સે આયી આવાજ' ને બીજું ટોળું ઉત્તર આપે છે કે એ અવાજ કર્યો એના સૂરમાં સૂર મિલાવી બોલે છે: 'ઇન્કિલાબ જિન્દાબાદ.' કરૈયાની પ્રાથમિક શાળાનો હેડમાસ્તર જયોચ્ચાર કરતાં કરતાં નાચે છે — જાણે ગામમાં સંકીર્તન કરતો ન હોય! એનું ગળું બેસી ગયું છે. દમનો રોગી, ખાંસી ખાવાનો પ્રયત્ન કરતી વખતે જે જાતનો અવાજ કાઢે છે તેવો અવાજ એ જયોચ્ચાર કરતી વખતે એના મુખમાંથી નીકળતો હતો, પણ એના ઉત્સાહનો કોઈ અંત નહોતો કે એના પોતાના વિદ્યાર્થીઓ વચ્ચે આત્મસન્માન જાળવવાનો કોઈ પ્રયત્ન... એક જણ ઘોડા પર ચડીને કૃત્યાનંદ-નગરની દિશાએથી આવતો હતો. મને જોઈને એ ઘોડા પરથી ઊતરી પડ્યો, ને બોલ્યો : "પ્રણામ." એણે મને સમાચાર આપ્યા કે મારો ભાઈ કૃત્યાનંદનગર આવ્યો હતો. હરખચંદ મારવાડીના મહોલ્લામાં ગ્યાસતેલના પૈસા નક્કી કરવા. એણે મને બીજું કશું કહ્યું નહિ પણ આસપાસના એકબે જણ જોડે એ ધીમે સાદે કંઈ વાત કરતો હતો. જાણે વાત જાહેર ન થાય એવો ઉદ્દેશ લાગતો હતો. એ પરથી મને એટલું સમજાયું કે નીલુ જનતા ભાવનિયમન સમિતિનો મંત્રી હતો. એ ગ્યાસતેલનો સ્ટૉક લેવા અથવા એ અંગેના બીજા કશા કામે આવ્યો હતો, મને એમ લાગ્યું કે એણે કૃત્યાનંદનગરના લોકોને પાટા ઉખેડવા, રસ્તા તોડવા ને વાહન-વ્યવહાર બંધ કરવા, ટેલિગ્રાફના તાર કાપવા, એ બધી પ્રવૃત્તિની વિરુદ્ધ કશું કહ્યું હતું. જનપ્રવાહ આગળ ધપ્યે જતો હતો, આપણા આદિપુરુષો પેટને માટે, કોઈ પણ નિશ્ચિત લક્ષ્ય વિના જે રીતે બહાર નીકળી પડતા હતા, એ રીતે આ લોકો નીકળી પડ્યા નહોતા. આ લોકો તો નવા જગતની આશામાં, નિશ્ચિત લક્ષ્યની પ્રાપ્તિ માટે આગળ વધતા હતા. ફક્ત Homo Sapiens કહીને કેવૈયાના માસ્તરનો પરિચય ન આપી શકાય, અથવા ફક્ત Biologial necessity (જૈવ આવશ્યકતા) કહીને એમના ફાટ ફાટ થતા ઉત્સાહની પૂરી વ્યાખ્યા ન આપી

શકાય.... રેલલાઇન. દૂરથી કૃત્યાનંદનગર ગામ દેખાય છે... અર્ધા કલાકમાં લગભગ ચાર માઈલ સુધીના રેલના પાટા ઉખેડી નાખવામાં આવ્યા હતા. એનું નામનિશાન રહ્યું નહિ. પાટા તથા લાકડાના સ્લીપર્સ ખભે લઈને કાં તો મકાઈનાં ખેતરોમાં અથવા રેલવેલાઇનની પાસેના પાણીમાં નાખી દેવામાં આવતા હતા. કૃત્યાનંદનગરના બે ઘરડા માણસો આવ્યા હતા — આ લોકોને આવું ભયાનક કામ કરતા વારવા. જનતાએ એમની મજાક કરીને એમને વિદાય કરી દીધા. એક જણે કાશ ફૂલની બે બંગડીઓ જેવું બનાવ્યું. એક જણ દોડીને ગયો ને પેલા બે જણને પકડચા. હરિશ્ચંદ્રે તેમના હાથમાં બે બંગડીઓ પહેરાવી દીધી ને કહ્યું: "ચૂડિ પહન કર ભાન્સા(રસોડું)ઘરમેં જા કર બેઠો." વળી એક જણે કહ્યું: "આહાહા! કેવાં નાજુક કાંડાં છે! બીજી એક જોડી બંગડીઓ આપીએ છીએ. તે તમારા નીલુબાબુને પહેરાવજો ને એને કહેજો: કલેકટર સાહેબને પૈસે આ ઇલાકામાં આવી અમારા કામની નુકતેચીની કરવા ન આવે. કરૈયા રહુઆને ખબર છે કે જાસૂસની જોડે કેમ વર્તવું ને એને વિલ્સન નીલકર સાહેબના કેવા ભૂંડા હાલ થયા તે યાદ દેવડાવજો." જનતાના સંયમનો બંધ તૂટી ગયો હતો. હવે એ લોકોને મારી આગળ નીલુ વિશે ગમે તેમ બોલતાં કશો સંકોચ થતો નહોતો — રેલવેના લાકડાના પુલને આગ લગાડવામાં આવી હતી. શી રીતે આટલી થોડી વારમાં આવા તોતિંગ પુલને સળગાવ્યો? મા તો ચૂલો સળગાવતાં પણ અકળાઈ જતી હતી. રહુઆનો લાલ ગંજીફરાકવાળો છોકરો પાદરીની નકલ કરતો હતો. કાલે એ લોકો પાદરીના ઘરને ઘેરી વળ્યા હતા. ગભરાયલો પાદરી એવી રીતે 'ગાંધીજીકી જય' બોલ્યો હતો કે બધા એ સાંભળી જોર જોરથી હસ્યા હતા. આગગાડીનો અવાજ સંભળાતો હતો. સાચેસાચ એંજિન નજરે પડતું હતું. આ આવ્યું. ફોજ ગાડી હતી. સાથે સાથે રેલવેનો એંજિનિયર. ભાગો! ભાગો! જે દિશામાં ભગાય ત્યાં ભાગો. થાણાના બાબોચિયાની અંદરથી, ખાળ આગળથી ભાગો... એક ક્ષણમાં જનતા વેરવિખેર થઈ ગઈ. ગોરા લશ્કરની બંદૂકોનો કર્કશ અવાજ સંભળાતો હતો. કૃત્યાનંદનગરની તરફ એક મકાઈના ખેતરમાં હું ઘૂસ્યો. જાણીજોઈને કૃત્યાનંદનગરમાં ગયો નહિ. ગ્રામવાસીઓની સહાનુભૂતિ નહોતી એટલે શા માટે જવું? સાઇકલ ઝડપથી રેલવે લાઇન આગળ છોડી દીધી. મકાઈનું ખેતર — પાદરીની દાઢી મકાઈની ઉપર હોય છે તેવા રેસા જેવી લાગતી હતી. ખેતર મકાઈથી ભરાઈ ગયું હતું. ખેતરમાં ઊગેલા મકાઈની સુગંધની વચ્ચે દારૂગોળાની વાસ અંદર આવી શકતી નહોતી...

...જ્યારે મુકદ્દમો ચાલતો હતો ત્યારે સરકારી વકીલે મકાઈના ખેતરનો મજાકમાં ઉલ્લેખ કરતાં કહેલું : "ગોરા લશ્કરે આ મકાઈનું ખેતર જોઈને એમ માનેલું કે મકાઈ ઇન્ડિયન કોર્ન (Indian corn) નથી, નાઝી કોર્ન છે." ન્યાયાધીશે એનું ગાંભીર્ય છોડી સ્મિત કરેલું. નાજરે પણ સ્મિત કરેલું, ને મારો વકીલ હરેનબાબુ પણ આ રસિકતા પર હસ્યા વિના રહી શકેલો નહિ... પેરુ અને ચીલીનાં સૂર્યમંદિરમાં મકાઈનું કૃત્રિમ ઝાડ છે. ઝાડની ડાળીઓ-પાંદડાં ચાંદીનાં છે, ને મકાઈના દાણા સોનાના....

ઊંઘ આવવાથી આંખનાં પોપચાં ભારે થવા લાગ્યાં છે, જરા હાથપગ ખેંચ્યું. બેસી બેસીને શરીર, હાથ, પગ જાણે ગંઠાઈ ગયા છે. હાવ નીકળી. આજે પણ ઊંઘ આવશે કે શું? કેટલાય લોકોની વાતો સાંભળી છે—ફાંસીને આગલે દિવસે એમના બધા વાળ સફેદ થઈ ગયા હતા. મારા વાળ પણ સફેદ તો નથી થઈ ગયા? જો અહીં અરીસો હોત તો ખબર પડત. કોમરેડ ચનરવલ્લી ફાંસી પહેલાં ગાંડો થઈ ગયો હતો જ્યારે મને ઊંઘ આવે છે. નવાઈ લાગે એવી વાત છે, નહિ?

...મારી પાસે જો ખૂબ પૈસા હોત તો હું આજે વીલ કરી ગયો હોત. કરોડો રૂપિયા. એની મારફત માર્ક્સવાદનું પ્રચારકાર્ય ચાલત. ભારતનાં ગામડે-ગામડાંમાં રશિયાનાં બાળક અને કિશોરસંઘની જેમ દલસંગઠન થઈ શકત. પણ પૈસા આવે ક્યાંથી? જો લૉટરીની ટિકિટ ખરીદ્યા સિવાય લૉટરીના પૈસા મળે એવું હોય તો? તો જ પૈસા મેળવવાની કંઈ આશા બંધાય. જો રાષ્ટ્ર મારા હાથમાં આવે તો હું કામ કરીને બતાવી આપત કે, દસ વર્ષમાં દેશની સ્થિતિ કેવી સુધરી જાય... કોંગ્રેસ કર્મચારી જેલમાંથી બહાર આવતાં મારું નામ અમર કરવા જરૂર કંઈ કરશે. 'વિલુબાબુકી સડક', 'વિલુ આશ્રમ', ના મારું ખરું નામ તો પૂર્ણુ છે તે તો કોઈ જાણતું ય નથી. એટલે એ લોકો મારા નામે 'પૂર્ણુ આશ્રમ'ની જ સ્થાપના કરશે. વિલુ તો મારું લાડનું નામ છે. એ નામને અમર કરવા એ લોકો શુંનું શું કરશે. કદાચ પૂર્ણિયાનું નામ બદલીને પૂર્ણનગર રાખશે —સ્ટાલિનગ્રાડ કે ગોર્કી શહેરની જેમ. બજારમાં બાલમુકુંદ રોડની દક્ષિણે જ્યાં શાહુ ધર્મશાળા છે ત્યાંના વળાંક આગળ મારી આરસની પ્રતિમા ઊભી કરાશે. હું ભાષણ આપતો હોઉં એવી ભંગિમાં, દરેક વર્ષે એ દિવસે જાત જાત ને ભાત ભાતના લોકો એકઠા થશે, અને મારી પ્રતિમા આગળ મને શ્રદ્ધાંજલિ આપશે

આંખનાં બંધ પોપચાં પર એક લીલા રંગની શિખા જોઉં છું — મોરપિચ્છની. વચમાંના ચાંદલાની જેમ—ચંચળ અને ડોલતી... એ શિખાનો રંગ લાલ થઈ ગયો... પીળો... લીલો... ભૂરો... કાળો... શિખા છે કે નહિ. . અંધારું.

કાકીમાના રસોડાની પડખેના વરંડામાં કાકીમા થાળી લઈને કેરી કાપવા બેઠાં હતાં. એક ટોપલામાં ગુલાબખાસ કેરી હતી. સામે જ તપેલી હતી. કેરીનાં ડીંટાં કાપી કાપીને એ તપેલીના પાણીમાં નાખતાં હતાં. હું અને સરસ્વતી એની સામે પલાંઠી વાળીને બેઠાં હતાં. કાકીમા કહેતાં હતાં: "એક જ થાળીમાં આપું છું, તમે બન્ને જણ ખાજો." કેરી કાપીને કાકીમાએ થાળીમાં રાખી. સરસ્વતીએ કાકીમાને કહ્યું: "કાપેલી કેરી કંઈ એમને ભાવશે? — એમને આખી કેરી આપો." કાકીમાએ સરસ્વતીની મજાક કરતાં કહેલું: "ઓ મા! અત્યારથી આટલું..." કહીને મારા હાથમાં એક આખી કેરી આપી — સોના જેવો પીળો રંગ, ઉપરના ભાગમાં સિંદૂર જેવો લાલ રંગ. મેં કેરીની નીચે એક કાણું પાડયું. ઘોળીને કેરીને નરમ કરી. પછી એને ચૂસી ચૂસીને ખાવા લાગ્યો. મા સૂવાના ઓરડાના વરંડામાં હતી — પૂજાના ઓરડામાં આવવાની ઇચ્છા હતી, પણ આવી શકતી નહોતી. વચમાંની જગ્યાએ એક મોટો સાપ હતો—કાજળ જેવો કાળો રંગ હતો. ફેણ માંડીને સ્થિર ઊભો હતો. મા ચિત્કાર કરતી હતી: "નીલુ, એને માર. હમણાં ને હમણાં જ મારી નાખ." બાપાજી કહેતા હતા: "ના, એને મારીશ નહિ. તાળી વગાડ, ચાલ્યો જશે." પણ નીલુ કંઈ બાપાજીની વાત થોડો સાંભળે? એક મોટી લાઠી લઈને આવ્યો હતો સાપને મારવાને માટે. સાપ ભાગી જતો હતો. અંધારામાં ખાળની તરફ ચાલ્યો ગયો. હવે સાપ નહોતો. સાપ કૂવાની ડોલનું દોરડું બની ગયો હતો. નીલુએ ગુસ્સામાં ડોલની ઉપર લાઠીનો ઘા કર્યો. ખનનન કરતો અવાજ થયો...

કશાક અવાજથી તંદ્રા ઊડી ગઈ. માથા આગળ બૂટનો અવાજ આવતો હતો. હાં, તો હવે શું મને લેવા એ લોકો આવ્યા હશે! દરવાજો ઉઘાડીને અંદર પેઠા હોય એમ લાગતું હતું. ના, આખા શરીરે પરસેવો વળી ગયો. નિશ્ચળ અને સ્પંદનહીન પડયો રહ્યો. ના, દરવાજો ઊઘડયો નહિ. તો લાગે છે કે નવો વૉર્ડર આવ્યો છે — નિરાંતનો શ્વાસ લીધો. હા, એમ જ છે તો. કેટલું ઊંઘ્યો? સવારનું દળ આવ્યું કે? હજુ પંખીનો અવાજ કેમ સંભળાતો નથી? વૉર્ડરને પૂછું કે કેટલા વાગ્યા? ના, શી જરૂર છે? જ્યારે વખત થશે ત્યારે એની મેળે ખબર પડશે. પૂછીશ તો એને એવું થશે કે આ નબળા મનનો છે. એક સામાન્ય વૉર્ડર આગળ જીવનની છેલ્લી ક્ષણે નબળા મનના દેખાવાનું ગમતું નથી. ગાંડો પણ રાત

પૂરી થતાં ખરાડા નાખે છે. એટલે લાગે છે કે સવાર થવાને હજી વાર છે. આ જગાની જોડે હવે ફક્ત બે કલાકનો સંબંધ છે. બહાર જ્યારે સુયોગ હતો ત્યારે જીવનનો ઉપભોગ કર્યો નહિ. લાંબાં તેત્રીસ વર્ષો શી રીતે વીતાવ્યાં તે કાંઈ સમજાતું નથી. નિરર્થક જીવનના અંતહીન વિસ્મૃતિના થરોમાં થોડાંક સ્મૃતિનાં હાડપિંજરો એકઠાં થયાં છે. એની જાણ મારા સિવાય બીજા કોઈને નથી — ઇચ્છા હોય તો બાકી રહેલા બે કલાકના સ્વપ્નવિલાસમાં જગતને ઠેલીને જે કંઈ ઉપભોગની વસ્તુઓ રહેલી છે તેને ભોગવવાનો સમય છે. જો આ છેલ્લી ક્ષણોમાં ફાંસી રદ થઈ છે એવો હુકમ આવે તો? એવું પણ બને છે, કેટલાય લોકોનું એ પ્રમાણે બન્યું છે. જલ્લાદે ખડ્ગ ઉપાડ્યું. કોઈ ઘોડે ચડીને ઘોડાને પુરપાટ દોડાવતો આવે છે. ઘાતક, વધ કરીશ નહિ, કરીશ નહિ, એવી કેટલીય વાર્તા વાંચી છે. પિથિયાસ અને ડેમન...

1934ના ભયંકર ધરતીકંપની જેમ જો ધરતીકંપ થાય, જેલની ભીંત જો ભાંગી પડે, તોપણ હું બચી શકું નહિ. ફાંસી દેનારાની તબિયત બગડે તો? એમ થાય તો બીજો માણસ મળતાં વાર ન લાગે. જો હાઈકોર્ટમાંથી અથવા પ્રિન્સિપાલ એડવાઇઝર તરફથી કાગળ આવે, ને એમાં મારી ફાંસી બંધ કરવાનું લખ્યું હોય, ને કોઈની સરતચૂકથી એ કાગળ ખોલ્યો ન હોય તો? એમાં નવાઈની શી વાત છે? એવું થોડાં વર્ષો પૂર્વે પંજાબમાં બન્યું હતું. મોટાસાહેબના ગજવામાં જ કાગળ પડ્યો હતો... માણસને ફાંસી અપાઈ ગઈ, પછી બધાને ખ્યાલ આવ્યો... જીવવાની ઇચ્છા મને કેટલે દૂર લઈ જાય છે? કોઈ અનિર્દિષ્ટ શક્તિના અમોઘ નિર્દેશમાં મને ક્યારેય વિશ્વાસ નહોતો. તો શું આ સાચેસાચ મરણનો ડર છે? ડર તો છે જ. થોડી ક્ષણ પૂર્વે વૉર્ડરના પગના અવાજથી મનના ભાવ જે રીતે પ્રગટતા હતા, તેમાં ભય સિવાય બીજું શું હતું? ઉત્કંઠાની ચરમ અનુભૂતિમાંથી નિરાશા જન્મે છે. એ નિરાશાની પ્રતિક્રિયા મારા મન પર થઈ છે...

શણનું જાડું દોરડું, નાનપણમાં એ દોરડાને અમે 'લકલાઇન' કહેતા. એમાં એક ફંદો હતો. એની આગળ એક પિત્તળનો ગોળો હતો. દોરડાની આગળપાછળ ખૂબ ચરબી લગાડેલી. નીચે અંધારો ખાડો — કૂવા જેવો લાગે. ખાડો બહુ ઊંડો નહોતો. લાકડાના પાટિયાને ખેંચી લેવામાં આવે ત્યારે બન્ને પગ મારી જોડે ન અથડાય તે માટે ખાડાની જરૂર. આમ કૂવો ભયાનક લાગતો નહોતો. વધારે ઊંડો ખોદે તો પાણી નીકળે. ચારપાંચ હાથથી વધારે ઊંડો નહિ હોય. પણ ખાડો જેટલો ઊંડો હોય ને દોરડું જેટલું મોટું હોય, ત્યારે શરીર નીચે પડતાં ઝૂલવા

માંડે. ને આ ઝૂલવાનું જ વિશેષ મહત્ત્વનું છે, નહિ તો ગળાનું હાડકું ભાંગે શી રીતે? ફાંસીનો અર્થ શ્વાસ રૂંધીને મારી નાખવાનો નથી. એમ હોય તો ગળું દબાવીને મારી નાખે તોયે ચાલે. આવા યંત્રની ને સાજસરંજામની શી જરૂર હતી? થોડા સમયમાં, થોડી મહેનતથી મૃત્યુદંડ આપવા માટે તો ફાંસીનું આયોજન થતું હોય છે. પિત્તળનો ગોળો ગળાના હાડકાં પર જોરથી ભટકાયો, કટ કરતો અવાજ થયો. પછી? તે પછી બધું શાંત. ના, એકદમ શાંત થાય શી રીતે? માણસને જીવવાની આટલી બધી આકાંક્ષા! આ જીવનવિલાસી ઇચ્છાશક્તિને જોરે, અસહાય, શિથિલ શરીર શું એટલોય જવાબ ન આપે? જો ઇચ્છાશક્તિ ન હોય તોપણ reflex actionથી ઉત્પન્ન થયેલો ઉછાળ હોય છે. બલિદાન પછી બકરાનું ધડ તરફડતું મેં જોયું છે – તે પછી ફાંસીએ ચડનારનું શરીર શૂન્યમાં લટકે છે, અંધારામાં આમથી તેમ ઝૂલે છે. દોરડાને ઢીલું કર્યું મૃતદેહના પગ ખાડાની માટીમાં પડ્યા છે. ડૉકટર પગની નસ કાપશે કે શું? ક્યાંક સાંભળ્યું હતું કે કોઈ જીવી ગયો હતો. એટલે જ આવી સાવધાની રાખવી પડે છે. બધી ખોટી વાત. ડૉકટરને એવું કશું કરવાનું હોતું નથી. ફાંસીને સમયે ડૉકટરની હાજરી સરકારી નિયમને કારણે જ હોય છે. ફક્ત એને એ જ કહેવાનું હોય છે કે ગુનેગાર સાચેસાચ મરી ગયો છે. કાયદાની ભાષામાં જ્યાં સુધી મરી ન જાય ત્યાં સુધી ફાંસીને માંચડે લટકાવવાની સજા હોય છે, તે માટે એ ત્યાં હોય છે. તે પછી દિલ્હીની શાહની દરબારની નાની આવૃત્તિની જેમ ખાડાની અંદર જે સીડી રાખેલી હોય છે તેનાથી એ માણસ નીચે ઊતરશે. એ કાંઈ તદ્દન 'નૃશંસ' — હત્યારો જ નથી હોતો. એક ક્ષણના શારીરિક પરિશ્રમમાં કેટલા માણસોને પાંચ રૂપિયા મળતા હોય છે? વળી એ ઉપરાંત 'રેમિશન' પણ ખરું. નિયમ મુજબ સોંપેલું કામ પૂરું કર્યાની મજૂરી. શબના દેહને — ના, હવે શબદેહ નહિ, હવે તો લાશને ઉપર લાવવામાં આવી ને સુવાડવામાં આવી. કેવું બીભત્સ મુખ છે! બન્ને આંખો બહાર નીકળી પડી છે. કામળાથી એ લાશને ઢાંકી દેવાઈ. પાટિયું ખસેડતી વખતે એને કેટલી વેદના થઈ હશે! અસહ્ય તીવ્ર વેદના! આંખમાંથી આંસુ ઝરે છે. છિ. એ વેદના કેટલો સમય! ભલું હોય તો એ સમયે વેદના અનુભવવાની શક્તિ પણ હરાઈ જતી હશે. કદાચ બીજી બધી ચિંતાને કારણે મન એટલું વ્યગ્ર હોતું હશે કે આ વેદનાની તરફ ધ્યાન પણ નહિ જતું હોય. સમૂહમાં હોય ત્યારે ઘાયલ સૈનિકો પણ યુદ્ધક્ષેત્રમાં જાણે નશામાં હોય તેમ લડતા હોય છે. એમને વેદનાનો ખ્યાલ જ નથી હોતો. અને ધારો કે વેદના અસહ્ય કે તીવ્ર હોય તો તેનાથી શું

બગડી જવાનું હતું? જીવનની જ જ્યાં આશા ન હોય ત્યાં એક ક્ષણની વેદનાનો વિચાર કરવો નકામો જ લેખાયને? સાંભળ્યું છે કે મરવાની ક્ષણની પૂર્વે આખું જીવન સિનેમાના પડદા પર આવી આવીને પસાર થતાં ચિત્રોની જેમ આંખ આગળથી પસાર થતું હોય છે. મને એનો વિશ્વાસ નથી પડતો...જે દેશમાં મૃત્યુદંડ નથી એ દેશમાં હું જન્મ્યો હોત તો શું થાત? કદાચ આજન્મ કારાવાસની સજા મને વૈચિત્ર્યમયી ધરતીથી વિખૂટો પાડી દેત. પણ જેલમાં પણ તો જગતનો એક ખંડ હોય છે. જેલમાં પણ શિયાળો, ઉનાળો ને ચોમાસાના ઋતુપરિવર્તનનો અનુભવ થયા કરતો હોય છે. આકાશ, પવન, ચન્દ્ર, સૂર્ય, તારા વગેરે જેલમાં પણ માધુર્ય વરસાવતાં કૃપણ બનતાં નથી. વૈશાખી દાવાનળ, પહેલી વર્ષા પછી ભીની માટીની સુગંધ, મધ્યરાત્રે જલધારાનો માદકતાભર્યો રૂમઝૂમ ધ્વનિ, કેટલીય મધુર સ્મૃતિથી ભરેલો શિશિરનો વહાલસોયો તડકો, રહસ્યભર્યું શિયાળાનું ધુમ્મસ, જેલની અંદર એ બધાની નિરંકુશ ગતિ હોય છે. તેમાં વળી માણસનાં મોઢાં જોવાનાં મળે, ભલે પછી તે લોકો ચોરડાકુ હોય, પણ આખરે એ લોકો માણસ તો છે ને? તેમની વચ્ચે જીવવું તે એક દોરડાથી ગળું ભીંસાવીને મરવું તેના કરતાં સારું નથી શું? અમેરિકામાં વીજળીની ખુરશીમાં બેસાડે ને એક ક્ષણમાં જ બધું ખતમ. વેદના લેશ પણ નહિ. પણ મૃત્યુ પૂર્વેની માનસિક વેદના તો ત્યાં પણ અહીં જેવી જ હશે. ફક્ત એ લોકોનું મારણયંત્ર વધારે સુધરેલું એટલું જ, એટલો જ તફાવત. પણ જે દેશમાં બંદૂકની ગોળીથી માણસો મારવામાં આવતા હોય, તલવારથી કપાતા હોય, ગિલોટિનથી મરાતા હોય તેના કરતાં તો આપણી વ્યવસ્થા સારી છે. ખડ્ગથી ગળું કાપવાની વાતથી મન થથરી ઊઠે છે. હા, પછી ફાંસીના ગુનેગારને જો ફાંસી આપતાં પહેલાં મોરફિયાનું ઇન્જેક્ષન અપાતું હોય, અથવા ક્લોરોફૉર્મ આપી એને બેહોશ કરાતો હોય, ને પછી ફાંસી આપવામાં આવે તો સરકારનું શું બગડી જવાનું હતું? એનાથી શારીરિક વેદના અને માનસિક ત્રાસમાંથી ફાંસીનો કેદી મુક્ત રહી શકે. ગુનેગારને સમાજથી અલગ કરવાનું જ જો લક્ષ્ય હોત તો એને ફાંસીએ ચડાવતાં પૂર્વે બેભાન કરવાની વ્યવસ્થા થઈ હોત. બધા કરતાં સારી રીત તો પોટેશિયમ સાઇનાઇડ આપવાની છે – એક ક્ષણ વીતે તે પહેલાં જ બધું ખતમ...

નીલુ કૉલેજની લાઇબ્રેરીમાંથી જરા અમસ્તું સાઇનાઇડ લઈ આવ્યો હતો. એને લઈને તો કેટકેટલી ચર્ચા ને વાદવિવાદ થયાં હતાં. રબરની નાની કેપ્સુલમાં ભરીને મોઢામાં રાખવાનું બધા કરતાં સારું છે એમ નક્કી થયું. પકડાઈએ તોપણ

કશો ભય નહિ. જ્યારે ઇચ્છા થાય ત્યારે મોઢામાં કેપ્સુલમાં કાણું દાંત વડે પાડયું એટલે પત્યું. ત્યારે જે વિચાર્યું હતું ને જે નક્કી કર્યું હતું, તે પ્રમાણે કર્યું હોત તો આજે માનસિક દુશ્ચિન્તા માટે કોઈ કારણ ન હોત. પણ ત્યારે તો વિચાર પણ નહોતો આવ્યો કે સાચેસાચ મારે એ ચીજની જરૂર પડશે. જો એ હોત તો આ મધરાતે બૂટનો અવાજ સાંભળીને તરત જ કેપ્સુલને ચાવી ગયો હોત. બારણું ખોલતાં જ એ લોકો આશ્ચર્યચકિત થઈ જાત. મારી હત્યા કરનારો કેદી હતાશ બની જાત — હવે પાછું જાતજાતનાં સરકારી લખાણમાં પડવું પડયું. બધા વિચારશે કે બીકથી એનું હૃદય બંધ પડી ગયું છે. ના, પોસ્ટ-મોર્ટમ જરૂર થશે. એમ થતાં પોટૅશિયમ સાઇનાઇડની વાત બહાર પડે...

પણ પોટૅશિયમ સાઇનાઇડ ખાવું પણ એટલું સહેલું નથી. એ વખતે એ લઈ શકયો નહોતો. તે વખતે જ્યારે ડિસ્પેપ્સિયાથી હું પીડાતો હતો, રોજ બપોરે ફૂટબોલ મૅચ જોવા જતો. એક દિવસે મેં જોયું કે જીતેનદા એસ.ડી. ઓ. સાહેબને બોલાવતા હતા, Come up ઇસ્માઈલ." બન્ને જણ મોટરમાં ઊભા રહી ખેલ જોતા હતા. એક જણ બીજા જણને ખભે હાથ રાખીને ઊભો હતો... એકાએક કોણ જાણે શાથી મન હતાશાથી ભરાઈ ગયું... મારી દુર્બળતા, મારી નગણ્યતા, મારી ચેતનાનો અભાવ મારા મનને ગોદા મારવા લાગ્યાં. મનમાં થયું કે જીતેનદાની ઉદારતા મારામાં નથી. જીતેનદાની મને ઈર્ષા થઈ નહોતી. એસ. ડી. ઓ. સાહેબની જોડે મિત્રતા બાંધવાનો પણ મને લોભ નહોતો. તોપણ કોણ જાણે શાથી મારું મન વિષાદથી ભરાઈ ગયું. ક્ષણમાં હું વીતરાગ થઈ ગયો. ફક્ત મનમાં થવા લાગ્યું — જીવવાથી શો લાભ છે? જે હીન અવસ્થામાં મારે જીવવું પડે છે તેના કરતાં મૃત્યુ અનેક રીતે સારું છે. તે દિવસે રાત્રે જ પોટૅશિયમ સાઇનાઇડ ખાવાનું નક્કી કર્યું હતું. આ જ રીતે જાગીને મોડી રાત સુધી જિલ્લા કોંગ્રેસની કચેરીમાં બેસીને ટાવરના ટંકારા ગણ્યા હતા. પછી છેવટની ઘડીએ આજની જેમ મન પલટાઈ ગયું હતું. 'લેડીઝ આફ્ટરનુન' બિસ્કિટ ખાવાની ખૂબ ઇચ્છા થઈ હતી. બીજે દિવસે એ ઇચ્છા પૂરી કરીને આત્મહત્યા કરવાનું નક્કી કર્યું હતું. પણ બીજો દિવસ ઊગ્યો ને મનની દશા પલટાઈ ગઈ. એ પછી જ્યારે વિચાર્યું છે ત્યારે એ બધી વાતો હાસ્યાસ્પદ લાગી છે. પણ આજે જો સાઇનાઇડ મળ્યું હોત તો જરૂર હું ખાઈ લેત. આ કંઈ સ્વેચ્છાથી કરેલી આત્મહત્યા ન કહેવાય, એ તો આવતી વિપત્તિથી બચવાનો એકમાત્ર ઉપાય છે. સાઇનાઇડની શીશી લીંબુના ઝાડની નીચે મૂકી આવ્યો હતો. મનમાં શું થયું તેની મને ખબર

નથી — શીશીને માટીમાં દાબવાની પહેલાં બદામી રંગના મોજામાં નાખી પછી દાટી હતી. હજીય જરૂર ત્યાં જ દાટેલી હશે.

લીંબુના ઝાડની નીચેની ડાળ હંમેશાં માટીથી દબાયલી રહેતી – કલમ તૈયાર કરવા માટે. જિલ્લાના જેટલા કોંગ્રેસ કાર્યકર્તાઓ કામને માટે જિલ્લા કચેરીમાં આવતા તેમાંના મોટા ભાગના કલમ લઈ જતા... નીલુને જમતી વખતે હમેશાં લીંબુ જોઈતું. દાળમાં જ્યાં સુધી લીંબુનાં ત્રણચાર ટીપાં ન નાખે ત્યાં સુધી એને દાળ ભાવે નહિ. આશ્રમમાં માછલી રંધાતી નહિ. એથી મોટી માછલી આવતાં જ કાકીમાને ઘેર અમને જમવા બોલાવતા. એ ઘેર જતાં નીલુ ગજવામાં એક લીંબુ લઈને જતો — શી ખબર એ ઘેર લીંબુ હોય કે નહિ. એ ઘરનું નાનામાં નાનું બાળક એ વાત જાણતું. કોઈ નીલુકાકાનું ગજવું જોતા, કોઈ જઈને કાકીમાને ખબર આપતા કે નીલુમામાના ગજવામાં લીંબુ છે. કાકીમા રસોડામાંથી બહાર આવીને ઊભી રહેતી ને કહેતી : "કેમ રે માછલીના રસિયા ! આવી પહોંચ્યા કે ?" — ઘણા દિવસ પહેલાંની વાત છે. કાકીમાના ઘરની ઓસરીમાં હારબંધ પાટલા મૂકયા હતા. સામે ભાતનો થાળ હતો. હું, નીલુ, જીતેનદા, ઘાન્ટો — બધા જમવા જતા હતા. "અરે ! આજે તો માછલીનું રસાળું શાક છે ને ?" — કહીને નીલુ દોડચો ને જેવો પાટલા પર બેસવા જતો હતો, પાટલો પાછળ ખસ્યો, એ પડચો ને ભાતનો થાળ દૂર ઘસડાયો ને ધાંધલધમાલ થઈ ગઈ. ત્યારથી કાકીમા નીલુને 'માછલીનો રસિયો' કહેતાં. એમ કહેવામાં જે ઉપહાસની છાયા હતી તે હવે નહોતી રહી. છતાં એ પહેલાંના લહેકાથી એ સંબોધન કરતાં. પછી કાકીમા કહેતાં : "જોઉં બારીન્દીના બેટાનું ગજવું, કેટલાંક લીંબુ આણ્યાં છે ? બહાર કાઢ, હું કાપીને રાખું."

એ જ નીલુ, અર્ધું પાટલૂન પહેરેલો કેપ્ટન નીલુ, એ જ માછલી રસિયો નીલુ, જેને દાદા બોલતાં નહોતું આવડતું તે નીલુ, — એ 'નીલુ મારી જોડે આ રીતે વર્ત્યો ! એ મારી જોડે આવું વર્તન કરશે એવી તો મેં સ્વપ્ને પણ આશા રાખેલી નહિ. એના મનમાં આવું ઘૃણાસ્પદ પરિવર્તન ! છિ. છિ. મને કેવા વિચારો આવે છે ! પગના જે ઘામાં વાગશે એમ માનીને જ્યાં હાથ ન લગાડચો, રસ્તામાં, બજારમાં, નદીને ઘાટે જે ઘામાં વાગે નહિ તેની સતત કાળજી રાખીને એનું રક્ષણ કર્યું. ભીડમાં પણ જે ઘાને કશુંય અડકે નહિ તે માટે સતર્કતા રાખી. તે પગને ઘેર આવીને ટેબલ પર સુરક્ષિત રીતે મૂકતી વખતે જ એના ઘા પર સખત પ્રહાર થયો. મનના પ્રબળ ઘાને હવે વિસ્મૃતિના મલમથી અથવા તો તર્કના આવરણથી ઢાંકી રાખવાનું હવે શકય નથી. ના, હું જો નીલુને બરાબર ન

ઓળખું તો બહારના લોકો એને શી રીતે ઓળખી શકે? એ વખતે સિયાલ ગામમાં અનેક ઠેકાણે ઉપદ્રવ કરવાને કારણે એને પકડીને ગામની વચ્ચે ચાર રસ્તા પર માંચડો ઊભો કરીને એને ફાંસી દેવાનું નક્કી કરાયું હતું. લોકો ફક્ત પોતાને થયેલા નુકસાનની દૃષ્ટિએ વિચારતા હોય છે અને એવા એકપક્ષી અને રૂંધાયલી દૃષ્ટિ રાખીને વેર લેવાની કોશિશ કરતા હોય છે. પણ મારે તો એ બધા બનાવોને નીલુની દૃષ્ટિથી જોવા જોઈએ. તે દિવસે જ્યારે નીલુ મને મળવા આવ્યો હતો ત્યારે એ મુક્ત રીતે મારી આંખ સાથે આંખ મિલાવી શકતો નહોતો. એના મોઢા પર ને એની આંખમાં ગુનો કર્યો હોય તેના સંકોચનો ભાવ હતો. શા માટે? ક્યાંક એનું મન ડંખતું હોય એમ લાગતું હતું. એમ ન હોય તો એની અકળામણનું કારણ બીજું શું હોઈ શકે? પોતે કશું અઘટિત કર્યું છે તેનો ડંખ અને પશ્ચાત્તાપ મને તો એના મોઢા પર દેખાતાં હતાં. નીલુ મને કંઈ કહેવા ઇચ્છતો હતો. એ શું કહેવા માગતો હતો તે પણ મને ખબર છે. પણ મેં એને એ કહેવાની તક આપી નહિ. તક આપી હોત મારી તરફથી પણ સંયમની પાળ તૂટી જાત. નીલુ એના મોટાભાઈને મળવા આવ્યો હતો, તેના વિરોધી પક્ષના રાજકીય નેતા વિલુબાબુને મળવા નહિ. સારે નસીબે તે દિવસે મારા માનસિક સંઘર્ષનો આભાસ એની આગળ પ્રગટ થયો નહિ. મને એ જ ડર હતો, કે મારાં આંસુ આંખોમાંથી બહાર છલકે નહિ. જે હોય તે, તે દિવસે અમારી મુલાકાત સારી રીતે પતી ગઈ. એ ગયો તે પહેલાં હું ભાંગી પડ્યો નહિ. એનામાં આવેગની અતિશયતા હતી. જતી વખતે મારો ડાબો હાથ એણે એના બન્ને હાથે પકડ્યો હતો — એક ક્ષણ માટે એના કાંપતા હાથના હિમશીતલ સ્પર્શને આજે પણ હું અનુભવું છું. એને મેં માને મળવા કહ્યું હતું. એણે મુલાકાત લીધી કે નહિ તે કોને ખબર? માનો જ મને ડર છે. માનો એક છોકરો તો બચ્યો. આંખો બંધ કરીને માનું મુખ મનની આંખો આગળ નિહાળવા પ્રયત્ન કરું છું.

મા જલપાઈગુરીમાં ભાતની જોડે અથાણું ખાતી હતી. આગળના વાળ ધોળા અને કાળા મિશ્રિત હતા — કાળા જ વધારે હતા. સેંથી પરના વાળ થોડા ઊતરી ગયા હતા. એથી સેંથી પહોળી દેખાતી હતી. તેમાં સિંદૂરનું સારી પેઠે લેપન કર્યું હતું. એની પાછળ ખાદીના લૂગડાની લાલ કિનારી દેખાતી હતી. કાન તથા ગળા પર કશું આવરણ નહોતું. અર્ધી મીંચેલી આંખના ખૂણામાં થોડી લાલાશ હતી. બાકીની આંખનો ભાગ સફેદ હતો. નાકની નીચેના ભાગની રેખાઓ હોઠના બન્ને ખૂણાઓ સુધી પહોંચી હતી. એના ઊજળા રંગ પર એ રેખાઓ મુખને ગંભીરતા અર્પતી હતી. મા બન્ને હોઠ હલાવતી હતી — જીભ ચૂસતી હતી ને

ગળાની નળી ઉપરનીચે થતી હતી. જીભને ટેરવેથી ટક કરતો અવાજ નીકળ્યો. બે હોઠ ખૂલતાં દેખાયું કે નીચેના જડબામાં એક દાંત પડી ગયેલો છે. એમાંથી લાલ જીભ દેખાતી હતી. "તમે લોકો ઊઠો હવે ઊઠો." એ કહેતી પણ અમે બેઠા રહ્યા.

કાકીમાના નીચલા જડબામાં કેટલાક દાંત નહોતા. ક્યાંથી હોય? આખો વખત, દાંતની નીચે, હોઠમાં ચૂનો અને જરદો દાબેલાં જ હોય. લોકો પાનની જોડે જરદો ખાતા. પણ આટલો બધો નિયમિત રીતે ખાતા મેં કોઈને જોયા નથી. કાકીમા હમણાં શું કરતાં હશે? આજે રાતે કાકીમા સૂઈ શકશે? શિયાળો હોય કે ઉનાળો રોજ રાતે ત્રણ વાગ્યે ઊઠીને એ માળા ફેરવતાં. ઊંઘમાંથી ઊઠીને ફાનસની વાટ મોટી કરતાં ને ફાનસને બારીમાં મૂકતાં. ફાનસનું અજવાળું ભીંત પર ટાંગેલી રાધાકૃષ્ણની છબી પર પડતું. પછી ચશ્માં પહેરીને સ્થિર દષ્ટિએ એ છબી તરફ જોયા કરતાં. એ એમના ગુરુદેવનો એમને આદેશ હતો. મોઢું ગોળ હતું. મા કહેતાં હતાં તેમ વાડકા જેવું. મોઢા પર થોડા શીતળાના ડાઘ હતા. કપાળમાં ભૂરો છૂંદણાનો ડાઘ હતો. ગળામાં કંઠી. માળા ફેરવતાં ફેરવતાં વચ્ચેની બારીમાંથી થૂંકીને જરદો બહાર નાખતાં. એ વખતે આકાશની તરફ જોઈ લેતાં ને સવાર પડવાની કેટલી વાર છે તેનો તાગ કાઢતાં. એટલામાં બહારથી કૂવાની પાસેથી ડોલનો અવાજ આવતો. મહોલ્લાનો મોદી રામદેવ સવાર થતાં પહેલાં ડોલ લઈને પાણી ભરવા આવતો એ જ કાકીમાની ઘડિયાળ "બેલી!... ઓ રે બેલી! કેમ આજે ઊઠવું નથી?" નંદિ હાંફળીફાંફળી પથારીમાંથી ઊઠે.

નાનપણમાં નીલુને ઊંઘમાંથી ઢંઢોળીને ઉઠાડવાનો પ્રયત્ન કરતો ત્યારે એ કહેતો: "મોટાભાઈ! એમાં સાર નથી. તમને કહી દઉં છું!" એમ કહીને એ પડખું ફેરવીને સૂઈ જતો. પાછો થોડી વાર રહીને ઢંઢોળું ત્યારે કહેતો, "થોડી વાર રહીને ઊઠું છું." પાછો ઢંઢોળતાં કહેતો, "વળી પાછા" ને પછી ઢંઢોળતાં કહેતો: "ના કહ્યું તોપણ." ને પછી બબડતો બબડતો ઊઠીને બેઠો થતો. મા કહેતી: "આ તેં ઊઠતાંવેંત જ સાપનો મંત્ર ભણવા માંડ્યો?" નીલુના મુખના ભાવ યાદ કરવા પ્રયત્ન કરું છું પણ સફળ થતો નથી. આમ તો નીલુનું મોઢું વારંવાર સ્મરણપટ પર તાજું કરવા પ્રયત્ન કરું છું, પણ આ જીવનની છેલ્લી ક્ષણે મનના સંતોષ ખાતર એને મનઃચક્ષુ આગળ સ્પષ્ટ જોઈ લેવા ઇચ્છું છું. પણ હવે શું એ મુખ-મંડળ સ્પષ્ટ રીતે સ્મરણપટ પર આવવાનું હતું? યાદ કરવા પ્રયત્ન કરું છું. નીલુનું મુખ સ્મરણપટ પર આવે છે. ગનોરી મહાતોનું મુખ — બેઠેલું નાક, તાલિયું

માથું, બુલડૉગ જેવું મોઢું. એક કાન કોચાવેલો છે એમાં સોનાની કડી પહેરેલી...
શરીર ધ્રૂજવા લાગ્યું. વહેલી સવારનો પવન ખૂબ ઠંડો હોય છે. હવે ફક્ત બે કલાક સેલ ઠંડો લાગશે. ગાંડાએ બરાડવું શરૂ કર્યું. ત્રણ નંબરે ક્યારે ભજન શરૂ કર્યું તેનો ખ્યાલ રહ્યો નહિ.

અશ્વત્થ વૃક્ષ પરનો કાગડો કા... કા કરતો શાંત પડી ગયો. જાણે એણે જાણ્યું હોય કે હજી સવાર પડી નથી, સમયની ગણતરીમાં ક્યાંક થાપ ખાઈ ગયો છે, ને સમય થતાં પહેલાં જ કા...કા કરવાનું શરૂ કર્યું. મારી મર્યાદા પણ જાળવી હોય. મારે માટે એક એક ક્ષણનું મૂલ્ય કેટલું બધું હતું! જો સિનેમાનો પટ હોત તો એમાં રેતીની સમય માપવાની શીશીમાંથી રેતીના ખરતા કણ દ્વારા બતાવાયું હોત. એ શીશીના ઉપરના ભાગની રેતી લગભગ ખરી પડી છે... અને ટપ ટપ કરતો રેતીનો કણ ઉપરના ભાગમાંથી નીચેના ભાગમાં ટપકે છે, એક પળનો પણ વિરામ નથી અથવા સિનેમામાં એમ બતાવાયું હોત કે દીવાનું તેલ લગભગ ખૂટી ગયું છે... અથવા ઘડિયાળનો કાંટો ચાલે છે એના ક્રમ પ્રમાણે. તેવી રીતે મારા જીવનનું ઘડિયાળ પણ એના પોતાના નિશ્ચિત નિત્યક્રમ પ્રમાણે ચાલ્યા કરે છે — ઠંડો પવન, ગાંડાનો ચિત્કાર, ત્રણ નંબરમાંના કેદીનું ભજન — હવે આકાશ સ્વચ્છ થઈ જાય એની જ રાહ જોવાય છે. શુક્રતારાને હું ઓળખી શકું છું અને બધાં કરતાં પણ રૂઢ વાસ્તવિકતા, મારો વૉર્ડરસાહેબ સેલના આંગણામાં સ્ટૂલ પર બેસીને ઝોકાં ખાય છે.

હમણાં વિલુ છે, થોડી ક્ષણો પછી એ નહિ હોય! લોહીમાંસનો ઘડાયેલો, સુખદુઃખાદિ વાસનાઓથી ભરેલો વિલુ નહિ હોય. હું સરકારી આંકડાઓની એક સંખ્યા બની જઈશ. અજસ્ર આંકડામાં એક વત્તોઓછો થાય તેથી શો ફરક પડવાનો હતો? વૈજ્ઞાનિક જેને 'પરેલક્ષ કે ઇન્સ્ટ્રુમેન્ટલ એરર' (દૃષ્ટિવિભ્રમ કે યંત્રની ભૂલ) માટે અમુક ટકા તો છોડી દે છે. ધંધામાં 'ઘસારો'ની ગણતરી કરવાનો નિયમ આવે છે. એ નિયમમાં મારો સમાવેશ થશે. કદાચ ભારત સરકારના હિસાબ વખતે હું — પૂર્ણિયા જેલનો 1109 નંબરનો ફાંસીનો કેદી — ફાંસીએ ચડેલા હજારોની સંખ્યામાં એક એકમનો વધારો કરીશ. સરકારી અહેવાલમાં એટલું છાપવાની શાહીનો ખર્ચ વધારી શકીશ. એ મારા જીવનનું મૂલ્ય — રાષ્ટ્રીય ઇતિહાસમાં વિલુબાબુનું દાન.

બળદગાડીનાં પૈડાંનો કચડ કચડ અવાજ થાય તેવો એક અવાજ થયો. વૉર્ડરનો દરવાજો ઉઘાડવાનો અવાજ હોય એવું લાગ્યું. તો શું...હા એ...જ,

જેનો વિચાર કરું છું તે જ. સિમેન્ટથી જડેલા સેલના આંગણામાં એકસાથે અસંખ્ય જોડાનો અવાજ આવ્યો. કેટલાય લોકો આવતા હતા. ક્યાંક સાંભળ્યું હતું, એક સૈનિકોના દળની કૂચના પડઘાથી એક પુલ તૂટી જાય. ખરેખર કેવો જોરમાં એ અવાજ થતો હોય છે! એ અવાજની સાથે જ છાતીમાં ધડક ધડક થવા લાગ્યું. હૃદયનાં સ્પન્દનનો અવાજ મને સ્પષ્ટ સંભળાય છે, રસમોહન ઢાકી નવમી-ની પૂજાની રાત્રે પણ એ પ્રકારના અવાજનાં સ્પન્દનના તરંગો ફેલાવી શકે નહિ. આખું શરીર કાંપતું હતું. જોર જોરથી નિઃશ્વાસ નખાતા હતા. આંખની સામે જાણે કશાકનો પરદો પાડી દેવામાં આવ્યો છે. માથું એકદમ ઠંડું અને ખાલી ખાલી થઈ ગયું હોય એમ લાગતું હતું — એક વાર મારા ડાબા પગનો અંગૂઠો સાઇકલના આરામાં ભેરવાઈને કપાઈ ગયો હતો. લોહી બંધ પડતું નહોતું એ વખતે લોહી જોઈને માથામાં આવી જ ઝણઝણાટી થઈ આવી હતી — કપાળ પર અને નાકની નીચેથી ટીપું ટીપું પરસેવો ટપકતો હતો. કોણ જાણે શાથી ઊભા થવાની ઇચ્છા થઈ. સળિયો પકડીને ઊભો થવાનો પ્રયત્ન કર્યો. હાથપગ થરથર કાંપતા હતા, ઊભો રહી શક્યો નહિ. પગ જાણે લકવા થયો હોય એમ ખોટકાઈ ગયા હતા. તે વખતે ટાઇફૉઈડમાં તાવ ઊતર્યા પછી પલંગ પરથી પહેલી વાર ઊતરતી વખતે આવી જ દશાનો અનુભવ થયો હતો. વૉર્ડરે ઊભા થઈ એની પાઘડી બરાબર કરી. ગાંડો બરાડા પાડતો હતો. ત્રણ નંબરના કેદીએ એનું ભજન અટકાવ્યું નહિ. જોડાનો અવાજ નજીક ને નજીક આવવા લાગ્યો. પેટની અંદર જાણે ખાલી ચડી ગઈ, અને મને લાગતું હતું કે પેટની અંદરનો ભાગ બરફ જેવો ઠંડો પડી ગયો હતો. એક વાર મેળામાં ચકડોળમાં બેઠો હતો ત્યારે ચગડોળ ઉપરથી નીચે ઊતરતું હતું તે વખતે પેટ આવું જ ઠંડું પડ્યું હોય એવો અનુભવ થયો હતો. જીભ સુકાઈને રસહીન થઈ ગઈ હતી, અને જાણે ગળાની અંદર ઊતરી જતી હતી.

સરસ્વતી! મા! કાકીમા! નીલુ! નીલુ તેં આ શું કર્યું? એક લોખંડના આડા થાંભલા પરથી મારો ચેતનહીન મૃતદેહ ઝૂલે છે. બે પગ શૂન્યમાં લબડે છે. ઉત્તર, ઉત્તર-પૂર્વ, પૂર્વ, પૂર્વ-દક્ષિણ, દક્ષિણ...

આ શું? જોડાનો અવાજ મારી તરફ આવતો નથી. મારો વૉર્ડર ડોકિયું કરીને વૉર્ડરના આંગણા તરફ જુએ છે. એકાએક ત્રણ નંબરમાંનું ભજન બંધ થઈ ગયું. ઉદ્વેગને કારણે મારી સાંભળવાની શક્તિ પણ લુપ્ત થઈ ગઈ કે શું? ના, છેલ્લી વાર બોલવાનો પ્રયત્ન થતો હોય એવો એક અવાજ કાનને અથડાયો. અતિ કરુણ, કાતર, અસહાય, આર્ત્તનાદ.

કોણ ? કેમ ?...

આ વખતે અસંખ્ય જોડાનો અવાજ જ ફક્ત નહિ, પણ ગૌરીશૃંગનું શિખર તૂટી પડ્યું છે... વૈશાખી દાવાનળ સળગ્યો છે... પાછો આર્તનાદ. ઘનઘટાથી છાયેલા આકાશની છાતીને ચીરી નાખે એવો આર્તનાદ... 'હોશિયારી સે.' પગની નીચેની જમીન ફાટીને ચૂર્ણવિચૂર્ણ થઈ ગઈ... નીચે... નીચે... અતલ અંધકારમાં...

'સામને બત્તી દિખાઓ'... કેટલાય વિકૃતાંગ પ્રેતોની છાયા ધીમે ધીમે નાની થતી ફાનસના અજવાળામાં ભળી જતી લાગી. ફાનસો આ તરફ આગળ વધતાં હતાં... સહસ્ર ગ્રહ-ઉપગ્રહ પોતાને સ્થાનેથી અળગા થઈને મારી તરફ વેગથી આવે છે. ફૂંવે ફૂંવે આવનાર વિનાશનો ઘર્ઘરાટ... દરેક સ્નાયુમાં વાવંટોળનો વિક્ષોભ... એ ઘમ્મરવલોણું ચક્ષુગોચર ગોળાર્ધમાંથી ઊભરાઈ બહાર આવવા ચાહતું હતું... આવા તોફાની વાતાવરણમાં હવે ઊભા રહેવાશે નહિ... મેં જોરથી બારણાના સળિયા પકડી લીધા.

# અપર ડિવિઝન વૉર્ડ

'રાષ્ટ્રગગનકી દિવ્યજ્યોતિ રાષ્ટ્રીય પતાકા નમો નમો...' સંધ્યા સમયનું કીર્તન અને ગીત પૂરું થયું. વૉર્ડર બારણું બંધ કરે છે ને બબડે છે. શ્રોતાની પાસે બીજો એક વૉર્ડર ઊભો છે.

'એક બાબુ અહીં, તો એક બાબુ ત્યાં. એક જણને બોલાવીને અંદર લાવું છું ત્યાં બીજો બહાર ચાલી જાય છે. કોઈ વળી સંડાસમાં જઈને બેઠો છે, તો કોઈ પૂજામાં બેઠો છે. કોઈ કહે છે 'એક મિનિટ, સિપાઈજી', કોઈ વળી કહે છે, 'પાનાંનો આ દાવ પૂરો થવા દો સિપાઈસાહેબ!' કુંદનબાબુનું ચાલવાનું તો પૂરું જ ન થાય. જુએ છે કે બારણું બંધ કરવા માટે ઊભો છું તોયે અંદર આવવાનું નામ જ લેતા નથી. પચાવવા માટે જો આટલું બધું ચાલવું પડે, તો ઓછું ખાય. ઘેર શું ખાય છે તે હું જાણું છું. અહીં અપર ડિવિઝન મળ્યો છે તેથી શું પેટમાં હવાપાણી માટે પણ જગ્યા નહિ રાખવાની ?'

મહેરચંદ 'રાષ્ટ્રગગનકી' ગીતનો સૂર જાણે છે. અમે તો એમની સાથે ફક્ત સૂર મિલાવીએ છીએ. અહીં એ ગીતને પ્રાર્થના કહે છે. પ્રાર્થના શરૂ થાય ત્યારે ફાનસની વાટને નીચી કરવી પડે છે. રોજ એઓ ગીતની એક પંક્તિ ભૂલી જાય. તે વખતે ફાનસની વાટ ઊંચી કરીને ગજવામાંથી 'આશ્રમભજનાવલિ' બહાર કાઢે. આટલા સમયથી ગાય છે. એમનો છૂટવાનો સમય થવા આવ્યો છતાંય એમને એ પંક્તિ મોઢે ચડી નથી. બીજા ઘણાને એ ગીત મોઢે થઈ ગયું છે પણ તેઓ મજા માણવા ઇચ્છે છે. મહેરચંદજીને ખબર નથી કે જ્યારે ગીતની આ પંક્તિ ગાવાનો સમય આવે છે, અને એઓ ફાનસની વાટ ઊંચી કરવા હાથ લંબાવે છે, દબાવેલા સ્મિતથી આખો ઓરડો ભરાઈ જાય છે. મેં તે દિવસે એ

પંક્તિ એમને યાદ દેવડાવવા પ્રયત્ન કરેલો, પણ મેં જોયું કે એમને એ ગમેલું નહિ. એથી હું કંઈ વધારે બોલ્યો નહિ.

...આ સારી વ્યવસ્થા થઈ છે. લૉકપની સાથે સાથે જ પ્રાર્થના અને ભજન પૂરાં થાય. પહેલાં અમે લૉકપમાં પુરાયા પછી પ્રાર્થના શરૂ કરતા. પણ જોયું કે સમાજવાદી પક્ષના ઘણાને એ ગમતું નહોતું. એ પક્ષના બરહમદે તથા શિવપૂજને પ્રાર્થના વખતે બેસૂરા અવાજથી બીજું કોઈ ગીત ગાવાની શરૂઆત કરી. એ પહેલાં મને ખબર નહોતી કે અમારી પ્રાર્થનાથી એ લોકો એટલા બધા વાજ આવી ગયા છે. તે દિવસથી બધાને સમજાવીને પ્રાર્થનાનો સમય થોડો આગળ કર્યો, કે જેથી લૉકપની પહેલાં જ પ્રાર્થના પૂરી થઈ જાય. મહેરચંદ, સદાશિવ એ માટે કોઈ રીતે તૈયાર થતા નહોતા. એમણે કહેલું : "આપણે શા માટે નમતું જોખીએ?" એ લોકો રાતના બાર વાગ્યા સુધી નાક આગળ બીડીના ધુમાડા કાઢયા કરે. લક્ષ્મીકાંત માર્કસવાદનાં ભાષણો ઠોકયા કરે ને અમને ઊંઘવા ન દે, તોયે અમે કશું બોલતા નથી. તમે માસ્તરસાહેબ! એમને સમજાવશો નહિ. એમને ઠંડા કરવા માટે ઝાઝી તકલીફ ઉઠાવવી નહિ પડે." એમને કેટલાય સમજાવ્યા, "જે કરવાથી એમને સાચેસાચ તકલીફ થતી હોય તેવું આપણે શા માટે કરવું? એ લોકો ફાવે તે કરે. આપણા તરફથી આપણે શા માટે કર્તવ્ય ચૂકીએ? એ લોકો તો છોકરમત છે. તમારો આદર્શ તો મહાત્માજીએ દર્શાવેલો માર્ગ છે. એ માર્ગ તો કેટલો ઊંચો છે, તેમાંથી આપણે ખસી પડીએ?" આવું આવું વારંવાર સમજાવ્યા ત્યારે એમને સંતોષ ન થયો હોવા છતાં એમણે મારી વાત માની. તે દિવસથી બારણું બંધ થાય તે પહેલાં જ અમે સાંજની પ્રાર્થના પતાવતા. હજી સુધી એ લોકો છોકરમત જ છે. એ નિશાળ અને કૉલેજ-ના વિદ્યાર્થીઓ છે. વૉલી બૉલ રમતી વખતે તે દિવસે મેં જોયું કૉમરેડ માધોરામ, કૉમરેડ મુરલી મિશ્રની છાતી પર ચડી બેઠો હતો, અને એનું ગળું દબાવવાનો પ્રયત્ન કરતો હતો. ખાવાને માટે એ લોકો હજુ રસોડાના મૅનેજર જોડે ઝઘડો કરે છે- આજે આની જોડે અબોલા, કાલે આની જોડે લડાઈ, એ તો રોજની રામાયણ થઈ પડી છે. એ બધાં હજી બાળક છે. એ બધાંના ગુણદોષનો વિચાર આપણે કરવાનો હોય! જેટલું જીવ્યા એટલું તો હવે જીવવાના નથી, તોપણ હજી અમે અમારી મનોવૃત્તિ પર સંયમ રાખી શકતા નથી, ત્યારે એ લોકો તો હજી જુવાનીમાં પ્રવેશ કરે છે. જો એમના વાંકગુનાનું અમે પારાયણ કર્યા કરીએ તો

અમારું અહીં આવવું નકામું છે; વિલુ તો એ દળનો સભ્ય છે. – એ દળના બધા સભ્યો તો મારા પોતાના જ છોકરા ગણાયને?

આજે રાત્રે વિલુની જોડે રહી શક્યો હોત તો? ના, જોડે રહેવા ન મળ્યું એ જ સારું છે. જોડે રહેવા મળ્યું હોત તો બન્ને જણ ભાંગી પડત. ને આખર સુધી અમે વાતો ન કરી શકત... કદાચ શી વાત કરવી તે જ અમને ન સૂઝત. છોકરાઓ તો પહેલેથી જ મારી જોડે કામ સિવાય બોલતા નથી. વિલુને મારી પાસે આવતાં જ સંકોચ થાય છે — આવે ત્યારે શૂન્યવત્ થઈ જાય છે. એ આમ સંકોચશીલ છે. એનામાં મળતાવડાપણું ઓછું છે. પણ એમાં વાંક મારા શિક્ષણનો છે. મેં એમને જે રીતે ઘડયા છે તે રીતે જ એઓ ઘડાયા છે. પણ યોગ્ય ઘડતરને અભાવે જ જો આવો સ્વભાવ બનતો હોય તો નીલુનો સ્વભાવ એવો શા માટે નથી? એમ પણ હોય કે વિલુને અંગ્રેજી કૉલેજનું શિક્ષણ મળ્યું નથી તેથી એનામાં લઘુતાગ્રન્થિ આવી હોય? નીલુએ કૉલેજમાં શિક્ષણ લીધું છે, તેથી એમ લાગે છે કે એનામાં એ ગ્રન્થિ બંધાઈ નથી. છોકરાઓને બાહ્ય વ્યવહારની વાત હું કરી શકતો નથી. અમારી વચ્ચે હમેશાં વ્યવધાન રહે છે, તે માટે હું જ જવાબદાર છું. કોઈ દિવસ એમની જોડે હું આત્મીયતાથી વાત કરી નથી, આલિંગન આપ્યું નથી, બરડે હાથ ફેરવ્યો નથી. મારો એવો ખ્યાલ હતો કે છોકરાઓ જોડે મિત્રભાવથી વર્તીએ તો એમની પર શાસન કરી શકાય નહિ. એમની જોડે ઓછી વાત કરવી, તો એમને મારી ધાક લાગશે, એમની જોડે મિત્રભાવે વાત કરીએ તો માથા પર ચડી બેસે. આ બાબતમાં મેં કયારેય કોઈની વાત માની નથી. હું રહ્યો શાળાનો શિક્ષક. અભ્યાસદોષ હોય કે બીજું કોઈ કારણ હોય, મેં દુનિયામાં બધા સંબંધને શિક્ષક-શિષ્યના સંબંધરૂપે જ જોયો છે. એથી રાજકારણમાં પણ મોટાને ગુરુ અને નાનાને શિષ્ય માનીને જ ચાલ્યો છું, ને કયારેય કૉમરેડ બની શકયો નથી... જીતેન જ્યારે નાનો હતો, ત્યારે રાતદિવસ યદુદાની જોડે રહેતો. બાપાજીની મોટી લાઠી હાથમાં પકડી એને આમતેમ ફેરવતો તેની આગળ આગળ ચાલતો. બજારમાં જાય ત્યારે પણ, કયાંક જમવા જાય ત્યારે પણ. ત્યારે એ બાપાજીની જોડે સાંજના મારી પાસે આવતો અને જાતજાતની વાતો કરતો. પારકાના છોકરાને પ્રેમ કરવો, એને માટે પિપરમીટ લાવીને ગજવામાં રાખવી. એવી રીતે પોતાના છોકરાઓથી ભિન્ન વર્તન નીલુની માની આંખે પણ ચડયું હતું, અને એ ખૂંચતું પણ હતું. વિલુની મા ઘણું ઓછું બોલનારી. એક વાર એણે મોઢે ચડીને મને કહ્યું હતું: "પોતાના દીકરા તરફ પણ પાછું ફરીને જુઓ તો ખરા." તે દિવસે

જરા હસીને મેં મારી અસ્વસ્થતા ઝાડી નાખી હતી. પણ જો તે દિવસથી છોકરાઓ જોડે આત્મીયતાનો સંબંધ રાખ્યો હોત તો આજે એમની જોડે પ્રેમનો સંબંધ હોત, ભય અને અળગાપણાનો નહિ. નીલુ–વિલુની મા જોડે ગાઢ સ્નેહનો સંબંધ છે. સાથે ખાવુંપીવું, ઊઠવું, બેસવું, મન મોકળું કરવું એ બધું નાનપણથી આજ સુધી ચાલ્યું આવે છે... છોકરાંઓનાં નામ યાદ કરું છું ત્યારે નીલુ-વિલુ એમ યાદ આવે છે. વિલુ મોટો હોવા છતાં પહેલો નીલુ યાદ આવે છે, પછી વિલુ. વિલુ વયમાં મોટો હોવા છતાં, કાર્તિક ગણેશની જેમ. બધાં શુભ કાર્યનો આરંભ ગણેશના નામથી જ થાય. પણ પહેલાં ગણેશનું નામ બોલો, પછી કાર્તિક — ગણેશ કાર્તિક નામ બન્ને જાણે એકશ્વાસે બોલાતાં જ નથી.

સદાશિવ મારી મચ્છરદાની નાખવા જ આવ્યો છે. એને લાગતું હશે કે હું જપ કરવા બેસીશ. મચ્છરના ત્રાસને કારણે મચ્છરદાનીની બહાર પૂજા કરવા બેસી શકવું જ અશકય. મચ્છર કરડે એટલે એકાગ્રતાનો ભંગ થવાનો જ. રાતે સૂતી વખતે મચ્છરદાની નાખતો નથી. શરીરને જેટલું સહન કરતાં કેળવો તેટલું એ સહન કરે. મચ્છરના કરડવાનો ત્રાસ જો સહન ન થઈ શકે, એટલું કષ્ટ સહન કરવાની શક્તિ ન હોય તો તો પછી અમારાથી મોટાં કામ શી રીતે થઈ શકવાનાં હતાં? વિલુને તો મચ્છરદાની વગર ચાલે જ નહિ. ઇશારાથી એને મચ્છરદાનીનો ઉપયોગ ન કરવાનું હું કહેતો. આજે સોમવાર. આજે મારું મૌનવ્રત. મહાત્માજી આત્મશુદ્ધિ માટે મૌનવ્રત ધારણ કરે છે. એઓ જે વ્રતને શ્રેયસ્કર માનીને કરે છે તે વ્રત આપણે શા માટે ન કરીએ? દર સોમવારે સાંજે પૂજા કરીને પછી હું વ્રતનું સમાપન કરતો. જમીને પછી બોલતો. એ ધ્યાનમાં રાખીને જ સદાશિવ મારી પૂજાની વ્યવસ્થા કરવા આવ્યો છે. સદાશિવ ખૂબ સારો છોકરો છે — એ સાચેસાચ સદાશિવ છે. થોડાં વર્ષો પહેલાં 'વસ્ત્રસ્વાવલંબી' પ્રતિજ્ઞાપત્રમાં એણે સહી કરી હતી અને તે દિવસથી રોજ લગભગ હજાર વાર સૂતર કાંતે છે.

અપર ડિવિઝન વૉર્ડ! ખૂબ મોટો હૉલ છે. આ હૉલમાં અત્યારે 34 કેદીઓ છે. 19 અન્ય કેદીઓ અને 15 રાજબંદીઓ — જેમને સજા થઈ છે, અથવા જેમની સામે મુકદ્દમો ચાલે છે. વચલા બારણાની પાસે મારી જગ્યા છે. ઓરડામાં થઈને જ આવવા-જવાનો રસ્તો છે અને તેની પાસે જ ભીંતને અડીને હારબંધ બાંકડા છે. તેની પર જાળીની મચ્છરદાની ટાંગેલી છે. પાસે પાટિયાના ખાટલા છે. દરેક ખાટલા પાસે એક ટેબલ, ખુરશી અને પુસ્તકો મૂકવાને લાકડાનો ઘોડો. ખાટલા પાસે જમીન પર કામળો બિછાવેલો હોય છે. ટેબલ પર ચટાપટાવાળો ટેબલક્લોથ હોય છે. ટેબલ પર અરીસો હોય છે ને બીજી બધી ચીજો હોય છે.

લોખંડી સળિયા, તાળાં, ચાવી ને વૉર્ડરનો ચહેરો એમાં ન દેખાતો હોય તો પછી આને જેલ શી રીતે કહેવાય? જાણે કૉલેજની હોસ્ટેલ હોય એમ લાગતું હતું. ગયા ઑગસ્ટ મહિનામાં હરિહરજી તથા એમના ઘરડા પિતાને 'અંડરટ્રાયલ' તરીકે અહીં લાવવામાં આવેલા. ત્યારે હરિહરના પિતાએ માનેલું કે પોલીસ એને એક ધર્મશાળામાં લઈ આવી છે. પછીથી જેલમાં લઈ જશે. ડોસાએ એક વાર એના છોકરાને પૂછ્યું પણ હતું કે એને જેલમાં ક્યારે લઈ જવાના છે? તેને થોડા દિવસ પછી પોલીસે છોડી દીધા હતા. 1921–22માં જ્યારે જેલમાં આવ્યો હતો ત્યારની જેલમાં અને અત્યારની જેલમાં ઘણો તફાવત છે. તે વખતે સામાન્ય કેદીની શ્રેણિમાં હતો. દરેક કેદીને કામ કરવું પડતું. 'સરકાર સલામ'ને કારણે તો કેટલી ધાંધલ થતી. ક્યાંક જવાનું હોય ત્યાં મેટનો કર્કશ અવાજ સંભળાતો. 'જોડા ફાઈલ બના કર ચલો.' સંડાસ જવા માટે પણ એ પ્રકારે લાઇન બનાવી જવું પડતું. બધાના હાથમાં લોખંડની એક તાંસળી રહેતી. ખાવાપીવાનું બધું કામકાજ એ વાસણ દ્વારા જ કરવાનું. વાત વાતમાં 'ડંડાબેડી' (bar felters), 'ખડા હાથકડી,' 'ચટ્ટી પેહનાઉ' (ગૂણી કપડાં) વગેરે સજા. એની જોડે આજની દશાની સરખામણી ન થઈ શકે. હરવાફરવાનું, ખાવાપીવાનું, રહેવાનું — એ દરેક સામાન્ય હક માટે કેટકેટલો ત્યાગ કરવો પડ્યો છે, કેટલાય અણજાણ શહીદોએ આત્મવિલોપન કર્યું છે! પણ આ લોકોની વિચારસરણી જ આશ્ચર્યજનક છે. મને આપ્યો અપર ડિવિઝન, મારી પત્નીને પણ અપર ડિવિઝન, જ્યારે અમારા છોકરા વિષ્ણુને ત્રીજો વર્ગ.

ચરખો કાંતવા બેસી જાઉં, મનના ઉદ્વેગને શાંત કરવાનો એના જેવો બીજો ઇલાજ નથી. થોડી વાર એકાગ્ર ચિત્તથી ચરખો કાંતવાથી ધીરે ધીરે સ્નાયુઓનો ઉદ્વેગ શાંત પડે છે એવો મારો અનુભવ છે. ભલે ડૉક્ટરો હસે, સમાજવાદીઓને વિશ્વાસ ન બેસે, પણ મને તો એની પ્રત્યક્ષ જાણકારી છે. ચરખો લઈને કાંતવા બેસી ગયો. સદાશિવ કશું કહેવા માગતો હતો. નહિ તો એ ઊભો શા માટે રહે? મેં આંખના ઇશારાથી પૂછ્યું: 'શું છે?' એણે અચકાતાં અચકાતાં કહ્યું: "અમે કેટલાક જણ અહીં સૂત્રયજ્ઞમાં બેસવા ઇચ્છીએ છીએ. એથી તમને કશી અગવડ તો નહીં પડેને?" મેં તેને ઇશારાથી જણાવ્યું: "બેસો." આજકાલના છોકરા આટલો વિવેક જાળવે છે એ જ આશ્ચર્ય છે. સાથે બેસીને ચરખો કાંતવામાં તો વધુ આનંદ આવે. એમનામાં આવી સદ્બુદ્ધિ હોય તો તો સોના કરતાં પીળું,

નહિ તો એમને વળી મારી અનુમતિ લેવાની શી જરૂર? ભય તો એમને એ લોકોનો જ છે. સમાજવાદી પક્ષના કાર્યકર્તા એને એના પક્ષમાં ભેળવવા હરક્ષણે આતુર થઈને બેઠા છે. મેં એને મજાકમાં કહેલું: "તમારો ભરોસો શો?"... સાંજની જેમ સવારે પણ પ્રાર્થના કરવાની વાત એની દ્વારા ઉપડાવી મારે કેવી કફોડી સ્થિતિમાં મુકાઈ જવું પડ્યું હતું. મહેરચંદને સુધ્ધાં મારી આડશમાં ટીકા કરતા સાંભળ્યા હતા કે, 'દસ આનાની ખોરાકીમાં બે વખત પ્રાર્થના કરવી પરવડે નહિ. રૅશન સવા રૂપિયો થવા દો, પછી બે વખત સામૂહિક પ્રાર્થના કરીશું.' મોંઘવારીને કારણે અમારી ખોરાકી બાર આના થવાની હતી એમ સાંભળ્યું હતું. એ લોકો કહેતા હતા કે ખોરાકી વધે પછી અઠવાડિયામાં બે વાર પ્રાર્થના કરીશું. એમ કહીને હી... હી કરતા હસી પડેલા. એ લોકોને પ્રાર્થના ન કરવી હોય તો ભલે ન કરે, પણ પ્રાર્થનાની વાતમાં આ પ્રકારની મશ્કરી કરવી એમાં એમને શરમ નહોતી. એ લોકો તો ગાંધીજીના શિષ્ય. સત્યાગ્રહી. એ લોકો કંઈ નાસ્તિક નહોતા. એ લોકો પણ આવા વિષયમાં મશ્કરી કરે તો પછી સમાજવાદીઓ મન ફાવે તેમ બોલે તેમાં તેમનો વાંક શો?

સદાશિવ અને મહેરચંદે લાઇનબંધ કામળા પાથરી દીધા. મારી બેઠક વૉર્ડની વચ્ચોવચ હતી. ઓરડામાં પેસો કે ડાબી તરફ મહાત્માજીના ભક્તોનું દળ હતું અર્થાત્ કૉંગ્રેસના બહુમતવાળા. એમના સિવાય પેલી તરફ એક સામ્યવાદી અને એક કિસાનસભાનો સભ્ય હતો. એ બે જણને સરકારે શા માટે અટકાયતમાં રાખ્યા છે તેની એમને પણ ખબર નહોતી. એ લોકો તો અંતરથી ચાલુ યુદ્ધમાં સરકારની મદદ કરવા ઇચ્છતા હતા. ઓરડાની જમણી બાજુએ સમાજવાદી અને ફૉરવર્ડ બ્લૉકના સભ્યો હતા, વચમાં હું બફર (buffer). જેલ તરફથી બેઠકની આ પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવી નહોતી. પોતાની સગવડ પ્રમાણે અનેક દિવસોની બેઠકની અદલાબદલી પછી આ પ્રકારની વ્યવસ્થા સર્જાઈ હતી. મારી બેઠકની પાસે જ વૉર્ડમાં અંદર પેસવાનો દરવાજો હતો. દરવાજાની પાસે અનેક બેઠક તદ્દન ખાલી હતી. એ બેઠક રસ્તા પર પડતી હતી, અને એની બરાબર ઉપર પહેરેદારનું ઘર હતું. તેથી ત્યાં કોઈ બેઠક નહોતી. ત્યાં બધાયે કામળો પાથરી એ લોકો ચરખો કાંતવા બેઠા. રામચંદ્ર, કિસનદેવ, હરિહર, રામદેની, સદાશિવ, રામચરણ, ભૂષણપ્રસાદ, રામલોચન, મહેશચન્દ્ર. મોટા ભાગનાં નામો રામ જોડે સંકળાયેલાં હતાં. રામદેની સિવાય બધાની પાસે યરવડાચક્ર હતાં. રામદેની જેલમાં આવીને ચરખો કાંતતાં શીખ્યો હતો, 'રેમિશન'ને લોભે. થાણા પર હલ્લો અને ખાસ

મહેલની કચેરી સળગાવી મૂકવાના ગુના માટે એમને બિચારાને બાર વર્ષની સજા થઈ હતી. જેલ તરફથી એમને ચરખો કાંતવાનું કામ મળ્યું હતું. એથી તેની પાસે જેલરે આપેલો મોટો 'બિહાર ચરખો' હતો. એ ચરખાએ બે જણની જગ્યા રોકી હતી. રામદેનીએ જે દિવસે જેલ સુપરિન્ટેન્ડેન્ટને કહ્યું હતું કે એ જેલનું કામ કરવા રાજી છે માટે એને કામ આપવું, ત્યારે બધાએ એનો બહિષ્કાર કરવાની વાત કરી હતી. રાજબંદી વળી કામ કરે? થોડા દિવસથી હું જોઉં છું કે બધાએ એની જોડે બોલવાનું શરૂ કર્યું હતું. એ લોકો ચરખો લાવીને બેઠા. જમણી તરફની એક બેઠક પરથી એક જણે મોઢામાંથી ચરખો કાંતવાના અવાજની નકલ કરવા માંડી અને બેત્રણ જણે હસવા માંડ્યું. એ સુખલાલ સિવાય બીજું કોણ હોઈ શકે? ના, સુખલાલ નહિ, કૉમરેડ સુખલાલ. અરે, યાદ પણ રહેતું નથી. એ સરસ નકલ કરતો અને એ છોકરો બધાના હાવભાવ આબાદ રીતે કરી બતાવતો.

બે ફાનસનું અજવાળું આટલા બધાને ચરખો કાંતવા માટે પૂરું ન પડે. પણ બીજું અજવાળું લાવવું કયાંથી? લડાઈને કારણે ગ્યાસલેટનું પ્રમાણ ઘટાડાયું હતું. માથાદીઠ એક ઘરાકના ચોથા ભાગનું તેલ આપતા. એથી ઘણા લોકો મળીને એક જ ફાનસ સળગાવતા. વૉર્ડની બહાર વીજળીના દીવાનું અજવાળું હતું. વૉર્ડની અંદર થોડું વધારે અજવાળું કરતાં શું બગડી જવાનું હતું? સરકાર કઈ દૃષ્ટિએ વિચારતી હતી તે સમજાતું નહોતું. એમને ડર હશે કે વીજળીનો દીવો વૉર્ડની અંદર આપીએ તો કેદીઓને આત્મહત્યા કરવાની સગવડ મળે. જાણે બધા કેદીઓ આત્મહત્યા કરવાને તડપી ન રહ્યા હોય! એથી જ જેલમાં જેટલા પહેલાંના થાંભલા છે તે બધા પર લાકડાનાં પાટિયાં મઢી દેવામાં આવ્યાં છે, કોઈ નજર ચૂકવીને એમાંથી કૂદી પડે તો? એથી જ તો તે દિવસે કેટલાક જણને મરડો થઈ ગયો ત્યારે મેં ડૉકટરને કહ્યું, અમારા વૉર્ડમાં એક શીશી ઇલેકટ્રોલિટીક કલૉરિન આપે તો પીવાના પાણીમાં બધા એનો નિયમિત ઉપયોગ કરે તેની હું વ્યવસ્થા કરી દઈશ. ત્યારે ડૉકટરે મને હાથ જોડીને કહેલું: 'માફ કરજો મશાય! તમે એવી માગણી કરશો નહિ. હવે પેન્શન લેવાને ફક્ત ત્રણ વર્ષ બાકી છે. અત્યાર સુધી બે વાર મારી સામે ખાતા તરફથી પગલાં લેવાયાં છે. એક વાર એક જણ માલિશનું તેલ પી ગયેલો, ને એક જણ ફિનાઇલ પી ગયેલો. મારી પાસે એનો જવાબ માગેલો કે કોઈ પણ કેદીને એકીસાથે એટલું ફિનાઇલ મળ્યું કયાંથી? જાણે સફાઇયા (મહેત્તર) પાસેથી કોઈ ફિનાઇલ મેળવી જ ન શકતું હોય! આ ડિપાર્ટમેન્ટને તો પૂછવાવાળું છે જ કોણ?'

જાત જાતના ચરખાનો એકસાથે અવાજ સાંભળતાં એક પ્રકારનો આનંદ આવે છે. જાણે ખૂબ ઊંચેથી વિમાન જતું હોય એવું લાગે છે. એવી પ્રતીતિ થાય છે કે જાણે સુવર્ણભારતને સર્જાવવાના માર્ગમાં હું એકલો જ પથિક નથી, આ કંઈ અમુક વાર કે અમુક હાથ સૂતર કાંત્યું એટલું જ એનું મહત્ત્વ નથી, પણ આ તો ચરખાની પ્રાણપ્રતિષ્ઠા થઈ છે, અને રામરાજ્યને પુનઃ આ દેશમાં સ્થાપિત કરનારું એ એકમાત્ર અસ્ત્ર છે. રામરાજ્ય એ પ્રેમનું રાજ્ય હશે, ગૌરાંગનું રાજ્ય. લોકો ઈર્ષ્યા અને દ્વેષને તિલાંજલિ આપશે. પરિશ્રમ કરો, સુખે રહો, ખાઓ, આપો, કશાનો અભાવ નહિ હોય. નેસડામાં ગાયો આનંદથી હિલ્લોલતી હશે, ને દરેકની કોઠીમાં ધાન હશે. જેટલા વાર સૂતર કાંતો તેટલા લક્ષ્યની નજીક પહોંચશો. એ રામરાજ્યમાં દરેક વ્યક્તિ એકબીજાને સહાય કરશે. પૈસાદાર દરિદ્રને પોતાનું ધન વહેંચી આપશે. ગામડાંઓ પોતાની જરૂરિયાત માટે શહેર તરફ નજર નહિ દોડાવે. પોતાની જરૂરિયાતોનું ઉત્પાદન ગામમાંથી જ કરશે, ગરીબોના શોષણના બધા રસ્તા બંધ કરી દેવામાં આવ્યા હશે, કોઈને કશાનો અભાવ નહિ હોય, કોઈ કોઈની આગળ લાચાર નહિ હોય પછી શોષણ થાય જ ક્યાંથી?... સૂત્રયજ્ઞ એ યાદ અપાવે છે કે મારી જેમ અનેક જણ આ રીતે વિચારે છે. રાજકારણમાં પડેલા લોકો, મારી આ વિચારસરણી છોડીને અન્ય દળમાં ચાલી જાય છે. વગર સમજ્યે કે સમજીને સમાજવાદી વિચારસરણીમાં માનતા હોય કે ન માનતા હોય તોપણ આજકાલ સમાજવાદી તરીકે પોતાને ઓળખાવવાની એક ફૅશન બની ગઈ છે. નીલુવિલુનો જ દાખલો લોને. એ બન્ને 1930–32માં નિયમિત રીતે રેંટિયો કાંતતા ને પૂરા ગાંધીસિદ્ધાંતો પ્રમાણે આચરણ કરતા. એઓ એવા સંસ્કાર પામ્યા હતા ને એ રીતે ઘડાયા હતા કે એઓ ઉચ્ચ આદર્શને છોડશે એવી તો સ્વપ્નામાંય મેં કલ્પના કરી નહોતી. જેઓ હજી સુધી મારા મતને મળતા છે તેઓ ચાલ્યા જશે તો મારા મનમાં જ સંદેહ ઊભો થશે કે હું જે માર્ગે ચાલું છું તે મત બરાબર છે કે કેમ? મારા દેશનાં વેદપુરાણ, મુનિઋષિ, ઇતિહાસ — બધું ગયું — બધાની નજર રશિયા પર છે. શું રશિયા મારા દેશ કરતાં પણ ઊંચો છે? અમે પણ દેશવિદેશનો ઇતિહાસ વાંચ્યો છે, મૅઝિની, ગેરીબાલ્ડી, વૉશિંગ્ટન, કૉસુથની અમર કહાની મારામાં પણ રોમાંચ પ્રગટાવતી. તેમની કીર્તિની પ્રેરણા તો મારી વિદ્યાર્થી અવસ્થામાં મને શક્તિશાળી બનાવતી. પણ તેથી શિવાજીની ગૌરવગાથાને આપણે ભૂલી શકીએ નહિ. વિવેકાનંદની વાણીને છોડીને આપણે માર્ક્સના ફંદામાં ફસાઈએ નહિ. મહાત્માજી કરતાં સ્ટેલિનને મહાન ગણી શકીએ નહિ. વિદેશી

મહાપુરુષોનાં લખાણો અવશ્ય વાંચીએ. અમે પણ શું બેન્થમ, સ્પેન્સર, મિલ વગેરે વાંચ્યા નથી ? પણ તેથી શું આપણે આપણા મહાપુરુષોને તદ્દન ભૂલી જઈએ ? વિલુ જ્યારે પહેલવહેલો કોંગ્રેસ સમાજવાદી પક્ષમાં જોડાયો હતો ત્યારે પણ જો મેં એને સમજવાની કોશિશ કરી હોત તો આજે આવી પરિસ્થિતિ સર્જાઈ ન હોત. અને વિલુને જો હું મારી વાત મનાવી શક્યો હોત તો નીલુ પણ હાથમાંથી છટકી શક્યો ન હોત. કાન ખેંચીએ તો માથું એની મેળે આપણા કબજામાં આવે, મોટો ભાઈ જે કરતો હોય તેનું અનુકરણ નાનો ભાઈ જરૂર કરવાનો જ, પછી તે સમજે કે ન સમજે. પણ શરીરની તાકાતથી કંઈ કોઈને થોડો પોતાના મંતવ્યમાં જકડી શકાય છે ? — ખાસ કરીને જેઓ બુદ્ધિશાળી છે તેમને ? વિલુ ઉંમરલાયક થયો, તેની પર શાસન શી રીતે થઈ શકે ? અને શા માટે એની પર હું હુકમ ચલાવું ? મારા મત જોડે એનો મત મળતો નથી તે માટે ? એના વ્યક્તિત્વનું હું જરા જેટલું પણ સન્માન જો ન કરી શકું તો પછી મેં જે સંયમનો અને સહનશીલતાનો માર્ગ ગ્રહણ કર્યો છે તેને માટે મારી યોગ્યતા કેટલી ? એ કાંઈ અબોધ નથી. હું જે એને સમજાવી શક્યો હોત તે શું એ પોતે વિચાર કરીને સમજી ન શકે ? એ જ્યાં મારા મતને પોષક એવી આબોહવા હતી તે આશ્રમમાં જ મોટો થયો. એટલે એ મારી રાજકીય વિચારસરણીના સૂક્ષ્માતિસૂક્ષ્મ ભેદાભેદને જાણે છે. એણે એ વિશે કેટલીક ચર્ચા ને વાદવિવાદ સાંભળ્યાં છે. વિલુ તો ત્રણ મહિના સાબરમતી આશ્રમમાં પણ હતો. મહાત્માજીની પદધૂલિ લેવાનો સુયોગ તો વિલુનીલુ બન્નેને મળ્યો છે. એમણે પૂર્ણિયા આશ્રમમાં મહાત્માજી જોડે છબી પણ પડાવી છે. ભલેને થોડા દિવસો માટે હોય, આવા મહાત્માના સંપર્કમાં આવવા છતાં, એ વિભૂતિનો પ્રભાવ તેમને સ્પર્શી ન શક્યો ત્યાં હું કંઈ કરવા જાઉં એ તો નરી ધૃષ્ટતા જ કહેવાયને ? ને મેં જ્યારે સરકારી શાળાના હેડમાસ્તરની નોકરી છોડી, ને રાજકારણમાં ઝંપલાવ્યું, ત્યારે મેં ક્યાં કોઈનું સાંભળ્યું હતું ? દુનિયા આખીએ મને વાર્યો હતો. ડી.પી.આઈ.એ મારું રાજીનામું દાબી રાખ્યું હતું, અને મને સમજાવવા બોલાવ્યો હતો. પટણામાં એ સાહેબને ઘેર એમને મળવા ગયો હતો ત્યાં મેં જોયું કે સાહેબનો પટાવાળો પણ મારા રાજીનામાની વાત જાણતો હતો. બીજો કોઈ પ્રસંગ હોત તો સાહેબને મળવા માટે પટાવાળાની ખુશામત કરવી પડત. એને બક્ષિસ આપવી પડત ને એ નિર્લેપ છે એવો ભાવ દર્શાવત. પણ એ વખતે હું ગયો ત્યારે એણે ચરણરજ લીધી ને મારો ખૂબ આદર કર્યો ને કહ્યું : "માસ્ટરસાહેબ, સૂનતે હૈ. કિ આપ સ્વરાજમેં શરીક હો ગયે હૈ." એ

મને પ્રણામ કરી શકયો. એ મારાં કંઈ કામ કરી શકયો તેથી કૃતજ્ઞતાથી એ ગદ્ગદ થઈ ગયો હતો. એણે તો કહી જ નાખ્યું : "મારીપણ ઘણી મરજી છે કે સ્વરાજીમાં જઈ આપના જેવાની કંઈ સેવા કરું. મારો છોકરો આવતે વર્ષે સ્કૂલ ફાઈનલની પરીક્ષા આપશે. પછી સાહેબને કહી એને એક સારી નોકરી અપાવી દઈશ. તે પછી હું પણ સ્વરાજીઓમાં સામેલ થઈશ." ડી.પી.આઈ.ની મારા પર મીઠી નજર હતી. જ્યારે હું બી.ટી.નું ભણતો હતો ત્યારે એ મારી કૉલેજના પ્રિન્સિપાલ હતા. સાહેબે મને હાથ પકડીને બેસાડયો. અમારી વચ્ચે ગુરુશિષ્ય વચ્ચે થાય તે રીતની વાતચીત થઈ. ઉપરી અમલદાર અને હાથ નીચેના માણસ વચ્ચે થાય તે રીતે નહિ. હું પાછો આવવા ઊઠયો ત્યારે પણ સાહેબે કહ્યું : "સાન્યાલ! તમારી ભૂલ થાય છે. ફરી પાછો વિચાર કરી જોજો." ત્યારે મેં એમને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું : "અત્યાર સુધી ભૂલ કરતો જ આવ્યો હતો. હવે એમાંથી છુટકારો થયો." શેરીના વૃદ્ધ મિત્ર મશાઈ – કાલી મંદિરની પાછળને રસ્તે હું જતો હતો ત્યારે અત્યંત દર્દભર્યા અવાજે મને એમણે કહેલું, "આ બધા ડખામાં શું કરવા પડે છે? તું પરણેલો છે, તારે બૈરીછોકરાં છે, એમ આંધળિયાં કરીને ઝુકાવવામાં સાર નથી, ભારતમાં જો બધી જગ્યાએ સ્વરાજ સ્થપાશે તો પૂર્ણિયામાં પણ સ્વરાજ આવવાનું જ. એ જગ્યાને અલગ રાખીને કંઈ સ્વરાજ આવવાનું નથી." કેટલાય જણે પોત-પોતાની રીતે મને સમજાવ્યો હતો. પણ મેં કયાં કોઈની વાત સાંભળી હતી? આ નિર્ણય કરતાં પહેલાં કયાં મેં કોઈની સલાહ લીધી હતી? જો કોઈને પણ પૂછ્યું હોય તો? પૂછ્યું હતું વિલુની માને, તે પણ પૂછ્યું કહેવાય એ રીતે નહિ. મેં દૃઢ નિર્ણય લીધા પછી એને મારો નિર્ણય જણાવ્યો હતો, ફક્ત એટલું જ. એણે શો વિચાર કર્યો હશે તે તો મને ખબર નથી. એણે ફક્ત કહ્યું હતું : "તમને જેમ ઠીક લાગે તેમ કરો. બૈરાં માણસનો મત વળી શો હોય?" મેં કોઈની પણ સલાહ લીધી નથી. મને જે ઠીક લાગે તે જ કર્યું છે. તો વિલુ પણ મારી સલાહ શા માટે લે?

એક રેંટિયામાંથી બળદગાડીનાં પૈડાંમાંથી આવે તેવો ખચ ખચ અવાજ આવતો હતો. એ અવાજની પુનરાવૃત્તિ કાનને અત્યંત કર્કશ લાગતી હતી. સિમેન્ટ કરેલી જમીન ઉપરથી ધાતુનું વાસણ ખેંચીને લઈ જઈએ ને જેવો બેસૂરો અવાજ થાય તેવો એ અવાજ હતો. નરમ ઘાની પર જાણે કોઈ રેતીનો કાગળ ઘસતું હોય તેવું લાગતું હતું. જેલમાં આવતાં પૂર્વે મારા સ્નાયુઓની આ નબ-ળાઈ મારા ધ્યાનમાં આવી નહોતી. મારા મજબૂત સ્નાયુઓ કશું પણ અલ્પ-

માત્રામાં હોય તો વિચલિત થતા નહિ અને એ માટે હું ગર્વ લેતો. આ વખતે જેલમાં આવ્યો ત્યારે આ શું થઈ ગયું? જરૂર રામદેનીના રેંટિયામાંથી આવો અવાજ આવતો હશે. મારા હાથમાંના સૂતર પરથી નજર ફેરવી મેં રામદેનીના રેંટિયા તરફ જોયું. રામદેનીની ને મારી આંખો મળી. રામદેનીએ કાંતવાનું છોડયું ને એ ઊભો થયો, ને પોતાના સ્થાન તરફ જવા લાગ્યો. બધા એની તરફ જોવા લાગ્યા કે આ કેવો અસભ્ય રીતે વર્તે છે! સામૂહિક ચરખામાંથી વચ્ચેથી ઊઠીને ચાલ્યા જવું કેવું અશિષ્ટ! રામદેની પાછો આવ્યો. એના હાથમાં તેલની શીશી હતી. એણે રેંટિયામાં તેલ પૂર્યું. પછી પાછું રેંટિયો કાંતવાનું શરૂ કર્યું. બધા રેંટિયો કાંતતા કાંતતા મારી તરફ નજર કરી લેતા હતા. શું મારા મોઢા પરના ભાવોમાં પરિવર્તન થતું હતું? હમણાં કેટલાક સમયથી મારા મનમાં જે સંઘર્ષ ચાલી રહ્યો છે, મારા મનમાં જે સંશય જન્મ્યો છે, તેની છાપ મારી આંખોમાં તથા મારા મોઢા પર પડતી હશે તે એ લોકો જોતા હશે? મનના ભાવ કંઈ થોડા દબાવી શકાય છે? કદાચ ગરમીમાં ઉપવાસ કરવાથી મારું શરીર સુકાઈ ગયું હશે તેની તરફ એમની નજર ગઈ હશે? ના, ઉપવાસ તો દર સોમવારે હું કેટલાંય વર્ષોથી કરું છું, એટલે ઉપવાસથી કંઈ શરીરમાં ફેર પડયો નથી. એમની સમવેદનાનું મૂલ્ય હું કઈ રીતે ચૂકવું? હું જેનાથી પણ થોડી ક્ષણો માટે મનની અશાંતિ ભૂલી શકું તે માટે તો આ બધા એકસાથે રેંટિયો કાંતવા બેઠા છે. બધા મારા માનસિક બોજાને માથા પરથી ઉઠાવી લઈ મારા ભારને હલકો કરવા ઇચ્છે છે.

માથા પર ભરચક વાંકડિયા વાળ, ઊજળો રંગ, લાંબું છોકરી જેવું કુમળું મોઢું, આકર્ષક હડપચી અને કાળી આંખોની ભાવસભર દૃષ્ટિ. હું વિલુની સામે જોઉં ત્યાં એ આંખો નીચી ઢાળી દે.... પણ એ આંખોમાંથી વજ્ર જેવી વહ્નિ-શિખાઓ પ્રગટતી મેં જોઈ છે....મેં નોકરી છોડી તેના થોડા દિવસ પહેલાંની વાત છે. નિશાળની પાસે જ 'પ્લાન્ટર્સ ક્લબ' હતી. બે મકાનોની વચ્ચે તારની વાડ હતી. ક્લબમાં એક 'ચૅરિટી' મેળો હતો. સીઓએ જાત જાતની મોહક ચીજોની દુકાનો ખોલી હતી. નીલુ અને વિલુ તાર પર ચડીને સાહેબ અને મેમસાહેબનો ઉત્સવ જોતા હતા. ત્યારે નીલુ ખૂબ નાનો. વિલુએ વચલા તાર પર નીલુને ઊભો રાખી એને પકડી રાખ્યો હતો. એવામાં કાઝાકોઠીનો પેરીન્‌સાહેબ મારા કવાર્ટર્સના દરવાજામાં ઘૂસ્યો. હાથમાં લાકડી હતી, અને આંખોમાં ક્રોધ. મને કહ્યું : "લેડિઝે સ્ટોલો ખોલ્યા છે. કમ્પાઉન્ડના તારની પરથી છોકરાઓ ચોવીસ કલાક શું જોયા કરે છે? યુ સી હેડમાસ્તર, એ જો તમે બંધ ન કરી શકો તો એમની અસભ્યતા

અટકાવવા શું કરવું તે અમારે વિચારવું પડશે!" તારની ઉપર બેઠેલા નીલુની તરફ લાકડી તાકી જેવી રીતે અશિષ્ટ શક્તિનું પ્રદર્શન કરતા આવ્યા હતા તેવા ચાલ્યા ગયા. મેં વિલુને બૂમ મારી કહ્યું: "એ તરફ જઈશ નહિ." જે વિલુ મારા મોઢા સામું જોઈ શકતો નહોતો તેની આંખમાં સુપ્ત પૌરુષનું બળ મેં જોયું. એણે મારી સામે જોયું. જાણે બન્ને આંખોમાંથી આગ ઝરતી હતી: "કેમ, ત્યાં જવાથી શું બગડી ગયું?" મને પૂછ્યું, "શા માટે?" "મારી સામું બોલે છે?" કાન પકડીને એને ઘરની અંદર લઇ ગયો. એની મા તે વખતે રસોડામાં હતી. "જો આ તારા ગુણધર છોકરાનું તોફાન. સાહેબ લોકોની જોડે ઝઘડો કરે પછી નોકરી ક્યાંથી ટકે?" પછી મેં મારા ઓરડાના છજામાંથી સાંભળ્યું: "કેમ? મારા ઘરની જમીન પરથી સાહેબમેમનો મેળો જોયો તેમાં શું બગડી ગયું?"...તે રાત્રે વિલુ જમ્યો નહિ. ગુસ્સાથી કે અભિમાનથી તે ખબર નથી. અર્ધી રાતે વિલુની માએ મને ઊંઘમાંથી જગાડ્યો. "વિલુ તો પથારીમાં નથી." વિલુ ગયો ક્યાં? પછી શોધાશોધ ચાલી. ચાકરબાકર, નિશાળનો દરવાન, હું, બધા લાઠી ને ફાનસ લઇને બહાર નીકળ્યા. વિલુની મા ધ્રુસકે ધ્રુસકે રડતી હતી ને મારો વાંક કાઢતી હતી કે નાનો અમસ્તો છોકરો મેમસાહેબનો ખેલ જુએ તેમાં મેમસાહેબનું અપમાન શું થઈ ગયું? ક્યાંય વિલુનો પત્તો નહોતો. આખરે એક છાત્રાલયનો છોકરો વિલુને શોધીને લઈ આવ્યો – દિવસે જ્યાંથી નીલુ અને વિલુ મેમસાહેબનો ખેલ જોતા હતા. ત્યાં જ તારની વાડ પર વિલુ બેઠો હતો. મેળામાં બત્તી બુઝાઈ ગઈ હતી, પણ મારા વઢવાના અન્યાયનો સામનો કરવા એણે જે કર્યું તેની યોગ્યતા સિદ્ધ કરવા માટે, એ અંધારી શિયાળાની રાતે એકલો ત્યાં બેઠો હતો. શરીર પર લીલા રંગના ગંજીફરાક સિવાય બીજું કશું નહોતું. પગ ઉઘાડા હતા. હાથપગ બરફ જેવા ઠંડા પડી ગયા હતા.

વિલુ પાસે જબરજસ્તીથી કોઈ કશું કરાવી શકે નહિ. એને છેતરીને, એની ખુશામત કરીને, એના કોમળ હૃદયનો ઉપયોગ કરીને તમે એની પાસે ગમે તે કરાવી શકો, પણ શરીરનું બળ બતાવો તો એ અડીખમ ઊભો રહે. એક ક્ષણમાં એની સ્વાભાવિક કોમળતા કોણ જાણે ક્યાં ચાલી જતી. એના બાલ્યકાલથી જ હું એનો આ સ્વભાવ જોતો આવ્યો છું. વીસેક વર્ષ પહેલાંની વાત હશે. વિલુની માની બૂમાબૂમ સાંભળી જિલ્લા કોંગ્રેસ સમિતિની કચેરીમાંથી મારા ઘર તરફ ગયો. ઘરમાં જઈને જોઉં છું તો વિલુની મા દાતરડું લઈને નીલુને મારવાની બીક બતાવતી હતી ને કહેતી હતી: "બોલ, ઝટપટ બોલી નાખ, તેં સાચેસાચ મુસલમાનનું

થૂંક ચાટયું હતું? પાછો ના પાડે છે?'' ઘરમાં જઈને મેં બધી વાત સાંભળી. નીલુ અને વિલુ વેહવુદ મોકતારના બાગમાં કોઠાં ખાવા ગયા હતા. ત્યાં વેહવુદ મોકતારનો જમાઈ ઘરમાં હતો. એણે બન્ને જણને એક એક કોઠાના પાંદડા પર થૂંકવા કહ્યું, ને એણે હુકમ આપ્યો કે એ થૂંક ચાટીને બન્નેએ કહેવું પડશે કે હવે એ ક્યારેય કોઠાં પાડવા નહિ આવે. જો એમ ન કરે તો મારવાની ને માસ્ટરસાહેબને કહી દેવાની ધમકી આપી. નીલુ બીકથી થૂંક ચાટી ગયો — વિલુએ તેમ કર્યું નહિ. આવું આવું બધું એ કહેતો હતો. તે પછી વેહવુદ મિયાંના જમાઈએ એમને છોડી દીધા. અત્યારે વેહવુદ મિયાંની છોકરી આવીને વિલુની મા આગળ ફરિયાદ કરતી હતી કે વિલુએ એના ધણીનું અપમાન કર્યું હતું. ત્યાં જ બધી વાત પતી ગઈ. વિલુની મા હજી મૂળ પ્રશ્ન — અર્થાત્ કોઠાંની ચોરી તથા અપમાનનો પ્રશ્ન — હાથ ધરતી જ નહોતી. અત્યારે તો એના હાથમાં મુખ્ય પ્રશ્ન એક જ હતો કે નીલુ જે થૂંક ચાટી ગયો હતો તે સાચેસાચ નીલુનું હતું કે વેહવુદ મોકતારના જમાઈનું?— તેને લઈને જ ધાંધલ કરતી હતી.

ચમકી ઊઠયો. હો! હો! હો! આખા ઓરડાને કંપાવતો આટલા બધા રેંટિયાના ઘર્ઘર ધ્વનિને ડુબાવતો હસવાનો અવાજ ઓરડામાં ફેલાઈ ગયો. મારી જમણી તરફ બારીના પડદા તથા પથારીની ચાદરથી એકાદ ઓરડી જેવું બનાવી દીધું હતું. એમાં સમાજવાદી પક્ષનો 'કેપિટલ'નો વર્ગ ચાલતો હતો. ફૉરવર્ડ બ્લૉકના ચાર જણ એ વર્ગમાં જતા નહોતા. તેઓ દિવસે એકઠા બેસીને માર્ક્સવાદનાં કેટલાંક પુસ્તકો વાંચતા હતા. 'કેપિટલ' વંચાતું હતું તેમાં આટલું મોટેથી હસવાનું શું? આટલી બધી ગરમીમાં ચારે બાજુ પડદા ટાંગીને બેસવાની જરૂર શી? આજકાલના છોકરાઓનું બધું અદ્ભુત હોય છે. પડદાની ઉપરથી ધુમાડાનાં વર્તુળો બહાર નીકળતાં હતાં. એ લોકોને સિગારેટ પીવાની સગવડ મળે તેથી તો પડદા નહીં ટાંગ્યા હોય! ના, હવે એ જમાનો રહ્યો નથી. સિગારેટ કે ચિરૂટ પીવા હવે એમને કશી આડશ રાખવાની જરૂર નથી. એ દળનો કૉમરેડ વારાણસી — વિલુથી કેટલો બધો નાનો, વિલુનો શિષ્ય — મારી પાસે આવીને વિલુની વાતો કરે — એના મોઢાના ખૂણામાં સિગારેટ રહેતી. બધા જેલ ઑફિસમાં પોતાના ખાનગી ખાતામાંથી પૈસા ઉપાડતા ને આ રીતે...

"તમારા કેટલા માણસો છે?"

ત્યારે અગિયાર વાગી ગયા. નવો વૉર્ડર આવ્યો છે. પડદાની અંદરથી એક જણે વૉર્ડરને કહ્યું: "જાઓ, ચિલ્લાઓ મત." બીજા એક જણે કહ્યું: "આ વૉર્ડમાં

સાડા સાત કેદીઓ છે." વૉર્ડર ગુસ્સાથી બબડતો બબડતો ચાલ્યો ગયો. એ બબડતો હતો : "પાંઉરોટી ને મરઘીનાં ઈંડાં ખાવાં છે — આ લોકો મહાત્માજીનું કામ કરવા જેલમાં આવ્યા છે!"

પડદાની અંદરથી એક જણ બોલી ઊઠચો : "વૈદ્યનાથ ! જલદી ઊઠ. એ બદમાશના શરીર પર કુંજાનું પાણી ઢોળ તો."

બધા હો હો કરતા હસી પડચા. કૉમરેડ વૈદ્યનાથ એક પ્યાલું લઈને પડદાની બહાર આવ્યો. સુકલકડી શરીર, માંદો હોય એવો લાગે. પાયજામો ને કફની પહેરેલાં. કફનીનો કૉલર પણ ઊંચો. બધા જ સમાજવાદીઓએ કપડાં ગોદામના કેદી દરજીને બીડી આપી આવી ઊંચા કૉલરની કફનીઓ ખાસ સિવડાવી હતી. આટલી ગરમીમાં પણ એ લોકો ઉઘાડું શરીર કરતા નહિ. આ લોકો જગત પર અકિંચનોનું રાજ્ય સ્થાપવાના !

અગિયાર વાગ્યા. બધાએ કાંતવાનું બંધ કર્યું. ચરખાનો બધો સરંજામ સમેટવાની તૈયારી થવા લાગી. બધા કંઈ લાગલગાટ બે કલાકથી વધારે રેંટિયો કાંતી શકે? વ્યક્તિગત સત્યાગ્રહ વખતે હજારીબાગ જેલમાં ગાંધીજયંતીને દિવસે લાગલગાટ આઠ કલાક રેંટિયો કાંત્યા પછી મારી કિડનીમાં કાંઈ બગાડ થયો. ત્યારથી હવે હું એકસાથે વધારે વાર રેંટિયો કાંતી શકતો નહોતો. કદાચ કિડની કોઈ બીજે કારણે બગડી હશે. પણ જેલના ડૉક્ટરનું મંતવ્ય હતું કે આટલો બધો સમય એક જ સ્થિતિમાં બેસી રહેવાથી કિડની બગડી છે. ડૉક્ટરના મત વિશે ચર્ચા તો થાય નહિ. બધા પોતપોતાના સ્થાન પર ચાલ્યા ગયા. સદાશિવ તથા મહેરચંદ ઊભા રહ્યા.

મહેરચંદે કહ્યું : "માસ્ટરસાહેબ ! તમે કંઈ ખાઈ લો. આખો દિવસ પિત્તથી હેરાન થયા છો. પેલા ટેબલ પર આપનું ખાવાનું રાખ્યું છે. બે રોટલી ખાઈ લો."

એના જવાબમાં એક કાગળ પર લખ્યું કે : "આ ગરમીમાં ખાવાની ઇચ્છા થતી નથી."

મહેરચંદે કહ્યું : "થોડું દહીં લઈ આવું. મારે ઘેરથી આજે દહીં આવ્યું છે. મારા ઘરની ગાયના દૂધને મેળવી દહીં બનાવ્યું છે, તેથી હું આપને આગ્રહ કરું છું. આપ તો ગાંધી સેવાસંઘના સભ્ય હતા. એટલે ભેંસનાં દૂધદહીં ખાતા નથી તે બધા જાણે છે. એથી જેલમાં આપ દૂધદહીં ખાતા નથી. દૈવજોગે મારે ઘેરથી આવ્યું જ છે, તે પણ જો તમે નહિ ખાઓ તો મને અત્યંત દુઃખ થશે."

મહેરચંદ નાટકીય રીતે હાથ જોડીને ઊભો હતો : "માસ્ટરસાહેબ, મારી આ વિનંતી તો આપે સ્વીકારવી જ પડશે. મારા 'ફાધર' જાતે દહીં લઈને આવ્યા છે. પાછો એણે ફાધર શબ્દનો પ્રયોગ કર્યો. બિહારમાં જેઓ થોડુંઘણું અંગ્રેજી શીખ્યા તેઓ બા, બાપુજી, બહેન વગેરે માટે પોતાની ભાષાનો પ્રયોગ કરતા નથી. કોઈ કહેશે, 'સિસ્ટરની શાદી થવાની છે.' કોઈ ગમગીન હોય અને પૂછે તો કહેશે, 'મધર કી ડેથ હો ગઈ.' વાત વાતમાં એ લોકો વધારે અંગ્રેજી શબ્દો વાપરે છે એવું નથી. તોપણ બાબુજી, મા, બહેન શબ્દો પોતાની ભાષામાં બોલતાં એઓ સંકોચ અનુભવે છે.

'ફાધર મને કહી ગયા છે કે માસ્તરસાહેબને દહીં આપજે. ચૂલાની આગમાં ગરમ કરેલા દૂધનું ફસ્ટકલાસ દહીં છે.' એ એ રીતે વિનંતી કરતો હતો કે ના કહેવાય એમ હતું નહિ. જો ના કહું તો બહુ દુઃખી થાય. ઇશારાથી મેં એને હા પાડી. ના કહી હોત તો એક કલાક સુધી મારું માથું ખાત. એને હું બરાબર ઓળખું છું. મહેરચંદ અને સદાશિવ બન્નેની આંખમાં એક પ્રકારનો સંતોષ વ્યક્ત થતો હતો. સદાશિવે જ મહેરચંદને મારી પાછળ લગાડ્યો હશે. એ પોતે સાહસ કરી શકતો નહોતો, લાગે છે કે એણે એમ કહ્યું હોય કે જ્યાં સુધી હા નહિ પાડે ત્યાં સુધી એમને છોડીશ નહિ. મહેરચંદે રેંટિયાની પેટી બંધ કરીને ઉપાડી. પછી કામળો એક બાજુએ રાખી દીધો. ઓરડામાં જ્યાં પાણીનું ડ્રમ રાખેલું હતું ત્યાં મારો ટુવાલ તથા મગ મૂક્યાં, પછી ખાટલા નીચેથી મારી પાવડી કાઢી મારા પગ આગળ મૂકી. મારા પોતાના છોકરાઓએ કોઈ દિવસ મારી આવી સેવા કરી નથી. મેં એમની આગળ કોઈ એવી માગણી કરી હોય એવું પણ મને યાદ નથી. નોકરી છોડવાને આગલે દિવસે નીલુવિલુને તડકામાં રમવા ન દેવા માટે મેં સફેદ વાળ તોડી આપવા કહેલું.

અને 1921 પછી તો જાણીબૂઝીને મેં કોઈની પાસે કશી સેવા લીધી નથી. વિલુની માએ તો એ માટે કેટલી ધમાચકડી કરી છે, અને કેટલીયે વાર એ માટે રડી છે. નવી પાવડીઓ ચાર-પાંચ મહિના પહેલાં રામચરીઓજીએ મને ભેટ આપી હતી. એને હું ના પાડી શક્યો નહોતો. જોકે મને એ ગમતી પણ હતી. પાછળથી ખબર પડી હતી કે વિષુણદેવજીએ રામચરીઓજીને પૂછ્યું હતું : "બેલ્ટિંગકા ચમડા કિતનેમેં જોગાડ કિયા?" રામચરીઓજીએ જવાબ આપ્યો હતો : "ચમડા ચાર બીડીમેં ઔર લકડી છ બીડીમેં." વિષુણદેવજીએ અવાક થઈને કહ્યું હતું : "આટલો આકરો ભાવ! દસ બીડીમાં તો જેલમાં 'બીટી' કામળો મળે, તમે બજાર

ખરાબ કરી મૂકયો એથી કહું છું.] એટલી સુંદર, નવા પ્રકારની પાવડી હતી! જેલ ફૅકટરીના કામળાના કારખાનામાં એનું બેલ્ટિંગ કર્યું હતું : અસભ્યતા લાગે તેથી પાવડી મેં પાછી આપી નહોતી. પણ આજ સુધી વાપરી નહોતી. ખાટલાની નીચે મૂકી રાખી હતી. સદાશિવે પાછી એને ખેંચીને બહાર કાઢી. એવા લોકોના સંસર્ગમાં આવ્યો હતો કે મારા સિદ્ધાંતો ને નીતિ મુજબ વર્તવાનું અશકય બન્યું હતું. પાવડીને મેં પાછી ખાટલા નીચે મૂકી દીધી. ડ્રમ આગળ જઈને હાથમોઢું ધોયું. સદાશિવે હાથમાં ટુવાલ આપ્યો. ડ્રમની પાસેની બેઠક દાસજીની હતી. એ ઘોરતો હતો. દર વખતે શ્વાસ બહાર કાઢતાં મોઢામાંથી શ્વાસ બહાર નીકળતો હતો. એનાથી બન્ને હોઠ હાલતા હતા, ફરૂ-રૂ-રૂ-રૂ અવાજ નીકળતો હતો — ઘોડા ઘાસ ખાતી વખતે વચ્ચે વચ્ચે એવો અવાજ કાઢતા હોય છે. એ ભાઈ સાંજ પડે સૂઈ જતા અને પડતાંવેંત જ ઊંઘી જતા. રાતે બે વાગ્યે ઊઠતા. આટલી ગરમીમાં પણ રાતે આઠ વાગ્યે શી રીતે સૂઈ જતા હશે? રામાયણ-મહાભારતમાં ઇચ્છામૃત્યુની વાત આવે છે – એ પણ કંઈ ઓછી સાધનાનું પરિણામ નથી. સાંજ પછી ઓરડામાં પ્રાર્થના થાય, શોરબકોર થાય, પણ તેથી એમની ઊંઘમાં જરાય ખલેલ ન પડે.

મારી ખુરશી આગળ મહેરચંદ દહીંમાં શરબત મેળવતો હતો. મને પૂછ્યું : "ગોળ નાખું કે બૂરું નાખું?" મારી પાસે થોડું બૂરું હતું. મેં એને ઇશારાથી ગોળ નાખવા કહ્યું. એક મોટા પ્યાલામાં શરબત તૈયાર થયું. સદાશિવે કામળો પાથર્યો. સામેની જગ્યાએ પાણી છાંટી ત્યાં શરબત મૂકયું. મેં ઍલ્યુમિનિયમના પવાલામાં શરબત રેડયું. શરબત શાનું, એ તો પાતળું દહીં જ હતું. જેલનાં પવાલાં પણ અદ્ભુત હતાં. પાણી પીતી વખતે શરીર પર અને કપડાં પર પાણી પડવાનું જ. એણે દહીંને ખૂબ જ ગળ્યું બનાવ્યું હતું.

મહેરચંદે વાત કરવા માંડી : "સવારે મુલાકાત હતી. બે દેગડીમાં દહીં આવ્યું હતું અને એક દેગડીમાં લાડુ. અમલદાર લોકોની ખાવાની ઇચ્છાની કોને ખબર નથી હોતી! જેલરે પહેલાં જમાદારને કહ્યું : 'લાકડી લઈને દેગડીની નીચે સુધી જો. એમાં દહીં સિવાય બીજું કંઈ છે કે નહિ. પછી મૂકી રાખ. ડૉકટરસાહેબ આવશે ને પાસ કરશે.' જેલર મારી પર આટલો બધો શા માટે બળે છે કોને ખબર? બીજા કોઈની જોડે તો એ આવું કરતો નથી. જમાદાર સાહેબને ચાર લાડુ આપીને ચુપચાપ દેગડી લઈને ચાલી આવ્યો."

પછી એના મનમાં શું આવ્યું તે કોને ખબર? એ કહેવા લાગ્યો : "ખાંડના

લાડુ છે ને તેથી તમને આપ્યા નહિ. બીજો એક ગ્લાસ માસ્ટરસાહેબ?" મેં એને ના પાડી. એક ગ્લાસ દહીં ખાવું જ મુશ્કેલ હતું, ત્યાં બીજો ગ્લાસ દહીં ક્યાંથી ખવાય? હાથમોઢું ધોઈને આવ્યો ને કામળા પર બેઠો. મહેરચંદ ગ્લાસથી દેગડી વગાડતો હતો ને બૂમ પાડતો હતો: "ચલો, ચલો ઓ શરબત પીનેવાલે." વિષ્ણુદેવજી સિવાય બીજા કોઈએ લીધું નહિ — ખાંડનું શરબત હોત તો કોઈ લેત. વિષ્ણુદેવજી અર્ધો શેર લોટની ભાખરી ખાતા. નાની ઉંમરના હતા પણ શરીર સારું, પણ તેથી કાંઈ મોડી રાતે જમ્યા પછી એક દેગડી દહીં થોડું ખવાય છે? આ વૉર્ડમાં ગોળનું શરબત કોઈ પીએ નહિ. ને વિલુ? ત્રીજા વર્ગના કેદીઓ જરા ગોળ, થોડાં મરચાં ને કાંદા મળે તો રાજી રાજી થઈ જાય. અઠવાડિયામાં બે દિવસ થોડું થોડું અથાણું એમને મળતું. આ મોંઘી અને શોખની ચીજ જે દિવસે મળતી તે દિવસે ભાત ખાવાથી એમનું પેટ ભરાતું નહિ. ફક્ત અથાણું ભેળવીને જ એઓ બધો ભાત ખાઈ નાખતા. દાળને માટે ભાત જ બાકી ન રહ્યો હોય. મુસીબતે મળેલાં મરચાં વેડફી ન દેવાં એવી એમની મનોવૃત્તિ. વિલુને બન્ને વખત ભાત ખાવાની ટેવ હતી — અહીં એ પણ મળતો હશે કે નહિ તેની કોને ખબર? જેલના નિયમ અનુસાર બે વખત ભાતનું નામ 'બેંગોલ ડાયટ.' જેમને એ ન મળે તેમને સાંજે બે બે હાથ પહોળી — રોટી નામનો પદાર્થ—મળતો. એ અધીંર્ શેકાયેલી, પચાવવી મુશ્કેલ, રોટી ખાવી એ ભીમભવાની કે ગાયબળદને માટે સંભવિત હશે — પણ સામાન્ય બંગાળી માટે એ અસંભવિત... મને ઇચ્છા થતી કે વિલુ જાણે કે એનો વિચાર કરીને આ વખતે જેલમાં ફળફળાદિ, દૂધ એ બધી ચીજો હું ખાતો નથી, ને મચ્છરદાનીમાં સૂતો નથી. કદાચ વિલુને એની ખબર હોત તો એને થોડો સંતોષ થાત કે એના બાપ એની આટલી ચિંતા કરે છે એ વાત એ સમજી શકત. વિલુને જો ફાંસીની સજા ન થઈ હોત તો બંધા સમય આ રીતે પડદાથી વીંટળાયેલા ઓરડામાં આ લોકોની જેમ દળના માણસોને ભેગા કરી 'કેપિટલ' ભણાવતો હોત, વિલુ. જો અહીં હોત તો કોમરેડ લક્ષ્મી ચતુર્વેદીને અહીં ગુરુપદ ભોગવવાનું રહેત નહિ, મનીહારી ઘાટમાં, એમના દળનો જે ગ્રીષ્મ શિબિર ખોલ્યો હતો તેનો વિલુ જ અધ્યક્ષ હતો. કોમરેડ વારાણસી પણ તે દિવસે ચિરૂટ પીતા પીતા મને કહેતો હતો: "અમારા દળમાં વિલુબાબુ જેવું ભણાવનાર કોઈ નથી." તેથી જ શોણપુરમાં અમારો પ્રાદેશિક ગ્રીષ્મ શિબિર ખોલવામાં આવ્યો હતો. ત્યારે વિલુબાબુ પર જ 'ડાયલેકિટકલ મટીરિયાલિઝમ' ભણાવવાનો ભાર પડચો હતો. તકવાદીઓની વાત છોડીએ ને ફક્ત નિષ્ઠાવાન કાર્યકર્તાઓની વાત

કરીએ તો અમારા દળમાં પ્રખર બુદ્ધિવાદી તરીકે વિલુબાબુનું સ્થાન ઘણું ઊંચું છે. હા, વિલુબાબુ ઓછા ઉગ્રપંથી છે તેથી પક્ષના સર્વોચ્ચ સ્થાન પર પહોંચી શકયા નથી." કૉમરેડ વારાણુસી તો બીજું ઘણુંબધું બોલ્યો હતો. એ બધું યાદ રાખવું પણ મુશ્કેલ છે. વાત કરતી વખતે એને એવા શબ્દો વાપરવાની ટેવ પડી ગઈ છે કે જેના મૂળ અર્થની મને પણ ખબર નથી. એની જોડે વાત કરતાં એની પૂરી વાત સમજાય જ નહિ. સાધારણ ચાલુ ભાષામાં શું વાત ન થઈ શકે ? એ લોકો શું ઘરમાં પણ એવી ભાષા વાપરતા હશે ? અમે જ જો એમની બધી વાતો સમજી શકતા નથી તો એમની માબહેન એ વાત શી રીતે સમજી શકતી હશે ? પેલી વાત છે ને — એક જણે અંગ્રેજી ભણતી વખતે નક્કી કર્યું હતું કે અંગ્રેજી સિવાય બીજા શબ્દો બોલવા નહિ. તે પછી બિચારો માંદો પડ્યો અને તરસથી મરી ગયો. એ 'વૉટર' 'વૉટર' કહેતો હતો ને એની મા 'વૉટર' શબ્દનો અર્થ સમજી નહિ. આ અંગ્રેજી-શોખીનોનું એવું જ થશે કે શું ? વિલુ તો એ લોકોના દળનો નેતા છે. પણ એને કોઈ દિવસ એ રીતે વાતો કરતાં જોયો નથી. દળમાં એ કેવી રીતે બોલતો હશે તે હું જાણતો નથી, પણ ઘરમાં તો એને સામ્યવાદની પરિભાષાનો એક પણ શબ્દ વાપરતાં જોયો નથી. એને પાયજામો ને ઊંચા કૉલરની કફની પહેરતો પણ મેં કયારેય જોયો નથી. એના શરીરમાંથી, તમારા શરીરમાંથી જેવી ગંધ પ્રગટે છે, તેવી ગંધ પ્રગટતી મેં કયારેય જોઈ નથી. એ કયાંથી ઉગ્રપંથી બને ? સોએ સો ટકા ઉગ્રપંથી તો વૈદ્યનાથ છે કે જે થોડી ક્ષણ પહેલાં વૉર્ડરના શરીર પર પાણી રેડવા પવાલું લઈને બહાર નીકળ્યો હતો. આ હું કેવા વિચારો કરું છું ! જાણે વિલુ ઉગ્રપંથી હોય તેનો હું ગર્વ લેતો હોઉં ! મહાત્માજી ! મારા પ્રણામ સ્વીકારો. વારાણુસીએ કદાચ બરાબર જ કહ્યું હશે. વિલુ મારા પક્ષના આવરણમાં ને આશ્રમના વાતાવરણમાં મોટો થયો છે. એ ઉગ્રપંથી ન થાય એ જ સ્વાભાવિક છે... સદાશિવ મારા ટેબલ પર પગ મૂકીને બેસી રહ્યો છે. એ મારા મોઢા સામું જોયા કરે છે. એ વિચાર કરતો હશે કે મેં પ્રણામ શા માટે કર્યા ! એણે જરૂર એને મનફાવતો અર્થ ઘટાવ્યો હશે.

"વિષ્ણુદેવબાબુ ! વિષ્ણુદેવબાબુ !"

ડાબી તરફ બેત્રણ બેઠકો પછી વિષ્ણુદેવજીની બેઠક હતી. એક વૉર્ડર એની બેઠક આગળની બારીમાંથી એને બોલાવતો હતો. વિષ્ણુદેવજીનો બહાર મોટો વેપાર હતો. વેપારી જેલમાં પણ થોડો છૂપો રહે ? કહેવત છે ને કે સૂપડું સ્વર્ગે જાય તોપણ ત્યાં અનાજ ઝાટકે. વિષ્ણુદેવજીએ જેલમાં બહોળા પ્રમાણમાં કારભાર ફેલાવ્યો

હતો. એ અમારા રસોડાના મેનેજર હતા. જેલના કોન્ટ્રેક્ટર જોડે એમને સારો એવો પરિચય હતો. આ વોર્ડર એમની અને કોન્ટ્રેક્ટર વચ્ચે સંદેશા લાવવા લઈ જવાનું કામ કરતો. રોજ જેલના કોન્ટ્રેક્ટરને જે રેશનનો પુરવઠો પૂરો પાડવાનો હતો તે એ ઓછું આપતો હતો, અને કાગળ પર મેનેજરની સહી કરાવી લઈ જતો. તેમાં પૂરું રેશન આપ્યાનું લખ્યું હોય. પછી રાત્રે વોર્ડર આવીને એવી ચીજો આપી જાય કે જે રેશનની અંતર્ગત ન હોય. જેલના અધિકારીઓ આ જાણતા અને એ બંધ કરવા માટે અનેક વાર જેલના ગોદામમાંથી 'શિડ્યુલ' અનુસાર ચીજો આપવાનો પણ એમણે ઘણી વાર પ્રયત્ન કરી જોયો. પણ આ લડાઈના બજારમાં શિડ્યુલ પ્રમાણે રોજ બધી ચીજો આપવાનું શક્ય નહોતું. ને જો એ ન આપે તો તોફાન થાય ને અપર ડિવિઝનના રાજબંદીઓ ઉપવાસ પર ઊતરે, કે ઓરડીમાં પુરાવાનો ઇન્કાર કરે. શારીરિક બળથી અથવા લાઠીચાર્જને જોરે જોકે એમનું સામૂહિક બંડ દાબી શકાય. પણ બેચાર વાર આવું બંડ થતાં જેલખાતામાં જેલર, સુપરિન્ટેન્ડેન્ટની બદનામી થાય, ને થોડા દિવસોમાં બદલીનો હુકમ છૂટે. વળી મારામારીની વાત દાબવાનું પણ મુશ્કેલ, કારણ કે બિનરાજકીય કેદીઓ પણ હોય ને. વળી જિલ્લા મેજિસ્ટ્રેટના હુકમ સિવાય એમની પર લાઠીચાર્જ થઈ શકે નહિ. વળી હમણાં તો જેલમાં ભીડ પણ એટલી હતી કે બિનરાજકીય કેદીઓને અલગ રાખવાની વ્યવસ્થા કરવાનું પણ મુશ્કેલ. આવી પંચાતમાંથી છૂટવા જેલના અધિકારીઓ વિષ્ણુદેવબાબુ જેવાની ગેરકાનૂની પ્રવૃત્તિ તરફ આંખમીંચામણાં કરતા. કારણ કે એથી કામ સરળ બનતું હોય તો નકામી ઉપાધિ શા માટે વહોરવી. જો કોન્ટ્રેક્ટર તરફથી વિષ્ણુદેવને કંઈ મળતું હોય તો એમાં એમનું શું જાય? આથી વિષ્ણુદેવજીને જેલમાં લીલાલહેર થઈ ગઈ હતી. વિષ્ણુદેવ અને વોર્ડર ધીરે ધીરે શી વાત કરતા હતા તે સંભળાતું નહોતું. એકદમ વિષ્ણુદેવ જોરથી બોલી ઊઠ્યા : "સિપાઈજી, થોડું દહીંનું શરબત ચાખશો?" સિપાઈએ કહ્યું : "લાઈએ." પ્યાલું સળિયાની બહાર નીકળી શક્યું નહિ. "ઠહરીએ, મૈં પિયાલા લાતા હૂં." વિષ્ણુદેવે ચાના કપમાં વોર્ડરને દહીંનું શરબત આપ્યું. હં. આટલા માટે જ એણે શરબત લીધું હતું અને એથી જ ગોળનું શરબત લેવા એણે હા પાડી હતી. સિપાઈ ચાલ્યો ગયો. એની ડ્યૂટી બીજા વોર્ડમાં હશે. ભૂષણજી એની પથારી પર મચ્છરદાની ટાંગી સૂઈ ગયા હતા. વિષ્ણુદેવજીની પાસે જ એની બેઠક હતી. એણે મચ્છરદાનીની અંદરથી કહ્યું : "કયા ત્રિકમ કર રહે હો યાર!" નિયમવિરુદ્ધ થતી પ્રક્રિયાને ત્રિકમ નામ અપાતું હતું. મૂળમાં તો એ શબ્દનો કશો અર્થ જ નહોતો — જેલની

સૃષ્ટિમાં જ એ શબ્દનો જન્મ થયો હતો. વિષ્ણુદેવ રોજ બીડી મગાવતો અને દિવસે મેટ દ્વારા જેલ ફેક્ટરીમાં બીડી વેચવા મોકલતો. ત્યાં સાધારણ કેદી બીડી ખરીદતા — દસ પૈસાનું પાકીટ. વિષ્ણુદેવને એનાથી ખૂબ ફાયદો થતો. રસોડાના જે સભ્યો થોડીઘણી પણ ગોલમાલ કરે તેમનું મોઢું બંધ કરવા માટે વચ્ચે વચ્ચે સુગંધી તેલ અને બીજી છૂટક વસ્તુઓ એ લાવી આપતો. એ ઉપરાંત જેલ ગોદામના બીજા કેદીઓ જોડે એણે બંદોબસ્ત કરી રાખ્યો હતો — બે બંડલ બીડી જોડે થોડું ઘી, એક બંડલ બીડી જોડે અર્ધો શેર ખાંડ. બીડી જેલમાં ચલણી નાણું હતું. ભૂષણજી વિષ્ણુદેવજીને કહેતા હતા : "મને એક બંડલ બીડી આપો તો — ગરમ કફની શિયાળા પછી ધોઈ શકાઈ નથી. કાલે એને ઇસ્ત્રી કરવા ધોબી પાસે મોકલવી પડશે, ને કાલે મારે માટે ઇન્ડિપેનની શાહી મગાવજો તો. કોન્ટ્રેક્ટરને કહી દેજો." પછી હસતાં હસતાં કહે: "હું રહ્યો ભાઈ ઝપટ્ટાનંદના દળમાં." ઝપટ્ટાનંદનો થોડો ઇતિહાસ છે. વિષ્ણુદેવજીએ થોડી પંક્તિઓ રચી હતી. એ પંક્તિ તો યાદ નથી પણ એનો અર્થ એ હતો કે જેલમાં રાજબંદી બધા સિદ્ધ પુરુષ છે. તેમના ત્રણ શ્રેણિમાં ભાગ થઈ શકે. પ્રથમ શ્રેણિનું નામ 'જોગાડનંદ.' એ શ્રેણિના રાજબંદીઓ બીડી કે પૈસા લાંચના આપીને, મીઠું મીઠું બોલીને, જેલના ડૉકટરની ખુશામત કરીને ને વચમાં વચમાં જેલ કર્મચારીઓ જોડે ઝઘડો કરીને જાત જાતની ચીજો મેળવી લેતા. એમને નશો કરવાની ચીજથી માંડીને કોઈ પણ વસ્તુ મેળવતાં મુશ્કેલી પડતી નહિ. કેમ કે ચીજો મેળવવી તેની ચાલબાજીમાં જ એ લોકો પ્રવૃત્ત હોય. બીજી શ્રેણિના લોકોના દળનું નામ 'ઝપટ્ટાનંદ' દળ. આ શ્રેણિના લોકો ઝાપટ મારતા હોય છે. આ શ્રેણીના લોકો ચુપચાપ નિષ્ક્રિયભાવે રહેતા હોય છે. મોઢા પર ને આંખોમાં નિઃસ્પૃહતાનો ભાવ દર્શાવે છે. પણ બાજ પક્ષી જે રીતે ઊંચા ઝાડ પર સમાધિસ્થ ભાવે બેઠેલો દેખાય, પણ અંદરથી તો એ શિકાર પર નજર રાખે છે, એમ આ લોકો પણ હમેશાં એવી નજર રાખતા હોય છે, જોગાડનંદવાળા શું કરે છે તેની પર જે વખતે કોઈ વસ્તુ જોગાડનંદોના હાથમાં જાય ત્યારે તાબડતોબ ઝાપટનંદો ત્યાં પહોંચી જાય છે — એના એક અંશ પર દાવો કરવા. 'તિમકા' કરવા જતાં પકડાઈએ તો મુસીબત ઊભી થાય. પણ ઝાપટનંદોને કોઈ મુશ્કેલીનો ડર નથી. તેમ છતાં જોગાડનંદોની સરખામણીમાં એમને ઓછી વસ્તુઓ મળે છે. જોગાડનંદના લોકો થોડી થોડી ચીજો અનિચ્છા છતાં આ લોકોને આપવા ઇન્કાર કરે છે — પણ ગોલમાલ થાય તો લોકોને ઠંડા તો રાખવા પડે. આ પછી બાકી રહે છે ત્રીજી શ્રેણીના લોકો, જેમને 'બેવકૂફાનંદ' નામ અપાતું હોય છે.

આ લોકોની સંખ્યા જ વધારે હોય છે. મેળવી શકાય તેવી વસ્તુ મેળવવાનો લોભ તો એમને સોળે આના હોય છે, પણ ઇચ્છા રાખવાથી શું થાય — શક્તિ હોતી નથી. એમને ડર હોય છે કે પકડાઈ ન જવાય. છતાં બીજાની આગળ કાનભંભેરણી કરતાં એઓ છોડે નહિ. ને પકડાઈ ગયા તો તો બદનામીનો પાર નહિ. એથી આવી ગોલમાલની ચીજોથી પોતાને અલગ રાખીને ટીકાનો હક સલામત રાખવાનું તો બુદ્ધિશાળીઓનું કામ છે.

બૂમાબૂમ કરતા બધા જમણી તરફના પડદાથી વીંટળાયલા સ્થાનમાંથી બહાર આવ્યા. એટલે લાગતું હતું કે એમનો વર્ગ પૂરો થયો. આખો દિવસ વખત મળવા છતાં એ લોકો રાત જાગીને વાંચવાના જ. સવારે આઠ પહેલાં તો કોઈ ઊઠવાનું નામ ન લે. પણ રાજકારણના ક્ષેત્રમાં પડ્યા છતાં એ લોકો વાંચવા કરવાનું ભૂલતા નથી, તે જોઈને ખરેખર આનંદ થાય છે. માસ્તરગીરી કરતો હતો, છોકરાઓને વાંચતા જોતો તેથી હજી પણ મનનો આનંદ દબાવી શકતો નથી. સમાજવાદીઓ, ફૉરવર્ડ બ્લૉકના છોકરાઓ, સામ્યવાદી અને કિસાન સભાના બે છોકરાઓ, એ બધાનો વાંચવાનો ઉત્સાહ જોઈને એમની સાથે પક્ષના લોકો જોડે સરખામણી કરવા મંડી જાઉં છું. ફૉરવર્ડ બ્લૉકના માત્ર ત્રણ જણ અહીં રહે છે. પણ એ લોકો પણ કેટલોય ખર્ચ કરીને બધી માર્ક્સવાદની ચોપડીઓ લાવ્યા હતા. સામ્યવાદી છોકરાઓ પણ ચોપડીઓના વાચનમાં મશગૂલ હતા. આ લોકોની જેમ અમે અભ્યાસવર્ગ ઘડિયાળને કાંટે ચલાવીએ તો અમને છોકરાઓ ન મળે. એનો સાબુત પુરાવો અમને મળ્યો પણ છે. સદાશિવના ઉત્સાહ અને આગ્રહને કારણે મેં શિયાળામાં વડના ઝાડની નીચે "રચનાત્મક કાર્યક્રમ" વિશે વર્ગ શરૂ કર્યો હતો; પહેલા અઠવાડિયામાં થોડા છોકરાઓ આવ્યા, પછીને અઠવાડિયે જોઉં તો ફક્ત સદાશિવ, દાસજી, અને રામશરણજી રહી ગયા હતા, જ્યારે કોંગ્રેસ સમાજવાદી પક્ષના રશિયન વિપ્લવવિષયક વર્ગમાં માણસ માતું નહોતું – મેં જોયું તો અમારા વર્ગના છોકરાઓ પણ એ વર્ગમાં બેઠા હતા. જોકે એમાં કશું અસ્વાભાવિક નહોતું. નીલુવિલુના દળનો કાર્યક્રમ માણસનું મન આજે જેવું છે તેના પર આધારિત છે, જ્યારે અમારા કાર્યક્રમની મર્યાદા, હિંસા, લોભહીન આદર્શ માનવ પર હતી. તેથી સામાન્ય લોકોને એમનો કાર્યક્રમ વધારે આકર્ષતો.

નીલુવિલુને અભ્યાસ કરવાનો કેટલો બધો ઉત્સાહ છે! ને અમારા પંથના લોકોને? એમની વાત કરવાથી શો ફાયદો? હું એકાદ ચોપડી લઈને બેસું એટલે

કહે, "માસ્તર મોશાય, પાછી પરીક્ષા આપવાના છો કે? અમારા દળમાં રામચંદજી તથા હરિહરજી બન્નેને વાંચવાનો શોખ છે. તેમાં રામચંદજી જલચિકિત્સાની ચોપડી વાંચે છે, ને હરિહરજી આસન તથા પ્રાણાયામની ચોપડી વાંચે છે. એમની ધારણા છે, કે ગાંધીજીના વિચારોમાં જેમને શ્રદ્ધા છે, તેમને નવું વાંચવાની શી જરૂર છે? એથી નીલુ અમારી કેટલીય વાર મશ્કરી કરતો. હું મુસાફરીમાં બહાર જતો ત્યારે, વિલુની મા મારી લોખંડની પેટી તૈયાર કરતી, ત્યારે કેટલીય વાર મેં સાંભળ્યું છે કે નીલુ એની માની મશ્કરી કરતાં કહેતો, "મા, જૂના 'સર્વોદય'ની ફાઈલ અંદર મૂકી છે કે? લઘુગુરુનું જ્ઞાન નીલુને નાનપણથી જ થોડું હતું. એ બાબતમાં વિલુની અને એની વચ્ચે આસમાન-જમીનનું અંતર હતું. નીલુ નાનપણથી જ જરા ઉદ્ધત સ્વભાવનો, ગુસ્સે થાય ત્યારે એને સારાસારનું ભાન ન રહે.

...ઘરની અંદર જઈને જોઉં છું તો રસોડામાં વિલુની મા બેઠેલી — નીલુ અને વિલુ થોડે દૂર બેઠેલા — જાણે એકબીજાને કશો સંબંધ નથી. વિલુની મા અને વિલુ રડતાં હતાં. નીલુ ઝાડુની એક સળી લઈને, લીંપેલી માટી ઉપર કશુંક લખતો હતો કે ચીતરતો હતો. પાસે એક છરી પડેલી. પાસે જઈને જોઉં છું તો વિલુની મા કપડાંથી કશુંક ઢાંકવાનો પ્રયત્ન કરતી હતી. મેં જઈને પૂછ્યું ત્યાં વાત સ્પષ્ટ થઈ ગઈ. વિલુના હાથથી ખડિયો ઊંધો થઈ ગયો, ને નીલુની 'બીરેર પૂતુલ' ચોપડીનું પૂઠું ગંદું થઈ ગયું. એથી નીલુ ગુસ્સે થઈ ગયો, ને વિલુની "માર્સડનના ઇતિહાસની ચોપડી છરીથી કાપવા લાગ્યો. સાચેસાચ બે ટુકડા કરેલા — જાણે નાની નોટબુકના બે ભાગ હોય એવું સાચેસાચ લાગતું હતું. ગજબનો છોકરો છે. એની માએ જ લાડ કરી કરીને છોકરાને બગાડચો હતો. છોકરાએ ખોટું કર્યું હતું, કદાચ મારી આગળ કહી દે, તેથી મારી આગળ બધો મામલો છુપાવવાનો પ્રયત્ન કરતો હતો.

"કચોં સદાશિવ! ભૂમિહાર-રાજપૂત-લોગોંકી મહાસભાકી બેઠક ખતમ હુઈ?" કોમરેડ વૈદનાથ સદાશિવને વ્યંગમાં પૂછતો હતો. એનો વ્યંગ સૂત્રયજ્ઞ પર હતો. બિહારના ઉગ્રપંથીઓ એટલે કે સમાજવાદી, સામ્યવાદી, ફૉરવર્ડ બ્લૉક તથા કિસાન સભાના સભ્યો, નરમ પંથના લોકોની એમ કહીને મશ્કરી કરતા હતા કે બિહાર પ્રાદેશિક કોંગ્રેસ ફક્ત સ્થાનીય ભૂમિહાર તથા રજપૂતના ન્યાતની પારસ્પરિક દળની પ્રતિનિધિ છે. પ્રાદેશિક કોંગ્રેસ સમિતિમાં દલબંધી નહોતી, દલબંધી હતી ફક્ત ન્યાતને કારણે, ને વ્યક્તિને કેન્દ્રમાં રાખીને. વાતમાં થોડી સચ્ચાઈ હતી. જેલમાં પણ મેં જોયું, કે રામચંદજી તથા હરિહરજી ન્યાતની દીવાલમાં નાનાં

નાનાં ઉપદળ રચવાનો પ્રયત્ન કરતા – જેથી બહાર ગયા પછી પણ એ લોકોની નેતાગીરી કાયમ રહે. આપણા દેશમાં સાચું સ્વરાજ ક્યારેય આવશે ખરું? ઘણી વાર મન ઘૃણાથી ભરાઈ જતું. નીલુવિલુના દળના લોકો જે કહેતા તે બધું કંઈ ખોટું નહોતું. પણ તેથી એ લોકો થોડી ક્ષણ પૂર્વે જેઓ સૂત્રયજ્ઞમાં બેઠા હતા તેની જોડે નાતની દલબંધીનો શો સંબંધ હતો? સદાશિવ ભલે તમારી ઉંમરનો હોય, પણ તે જ્યારે મારી સામે બેઠો હોય ત્યારે આવી વાત કરવી તે મને આઘાત પહોંચાડવા જેવું હતું. ઉંમરમાં જે લોકો મોટા હોય તેમને અપમાનિત કરવાથી મહાભારતનું યુદ્ધ થોડું જિતાવાનું હતું?

સદાશિવે જવાબ આપ્યો, "ચૂપ કર લાલદાસિયા! કહેવાય છે, કે બ્રાહ્મણને ખવડાવીને, રાજપૂતને બાબુસાહેબ કહીને, કાયસ્થને પૈસા આપીને, ને બાકી બધી ન્યાતને પ્રહાર કરીને, કોઈ પણ કામ કરાવી શકાય. કેટલાકને તો પૈસા મળે તો આજે પણ પક્ષ છોડતાં એમને સંકોચ ન થાય. તમારા કાયસ્થની તો મને ખબર નથી."

વૈદનાથ કાયસ્થ હતો. મિથિલાના કાયસ્થની અટક લાલ હોય કે દાસ. એથી સામાન્ય રીતે લોકો કાયસ્થને લાલદાસિયા કહેતા. જમીનદારના નાયબ, ગુમાસ્તા, પટવારી વગેરે કામનો એમનો ઇજારો હતો. એથી ગરીબ કિસાનોમાં એઓ લોકપ્રિય નહોતા, એથી 'લાલદાસિયા'નો અર્થ ફક્ત સ્થાનિક કાયસ્થ એટલો જ નથી. એનો રૂઢ અર્થ છે, અર્થલોલુપ વૃત્તિનો જીવ.

વૈદનાથે કહ્યું. "હા, બીજી એક કહેવત યાદ છે કે? ગોવાળ ઘાસને જુએ ને બ્રાહ્મણ દહીંને જુએ — બન્ને સરખું."

સદાશિવ ભૂમિહાર બ્રાહ્મણ હતો. એણે સામો પ્રહાર કર્યો.

"એ તો હું કબૂલ કરું છું. જોયું નહિ મેં આપેલું દહીં માસ્ટર સાહેબે ખાધું. કાયસ્થ કહેવતની સચ્ચાઈ સ્વીકારતા નથી તેથી તો વાત વધે છે." પછી સદાશિવ ટેબલ પરથી ઊતરી વૈદનાથની પાસે ગયો. બન્ને જણે થોડું ગુસપુસ કર્યું. એ લોકોને એકદમ શી ખાનગી વાત કરવાનું યાદ આવ્યું હશે? આજે વૈદનાથના દળના એક નેતા ગણાતા કોમરેડને ફાંસી અપાવાની હતી, તેમ છતાં એમના રોજિંદા જીવનક્રમમાં એથી કશોય ફેરફાર થયો હોય એમ જણાતું નહોતું. એ જ ચારે બાજુ પરદા ટાંગીને અંદર લેવાતો વર્ગ, એ જ હાસ્યધ્વનિ, વચમાં વચમાં મૂલ્ય; મજૂરોની શક્તિ, મૂલ્યવધારો, વગેરે શબ્દો આજે પણ અન્ય દિનોની જેમ સંભળાતા હતા. મારી જમણી બાજુ જેઓ રહેતા હતા, તેમનું જીવન પણ

રોજિંદા ક્રમ પ્રમાણે ચાલતું હોય એમ જણાતું હતું. ક્યાંય લગરીક પણ ફેરફાર નહોતો. ના હં. બધા જ કાંઈ ખટકો જરૂર અનુભવતા હશે — એમ ન હોય તો દાસજી સિવાય બધા જ હજી શા માટે જાગતા રહે? ભૂષણજી, વિષ્ણુદેવજી, મચ્છરદાની ટાંગીને ભલે સૂતા હોય, પણ એ લોકોની વાતચીત તો મેં થોડા સમય પહેલાં જ સાંભળી હતી. એ લોકો જાગતા જ હતા, અનેક પથારી પર મચ્છરદાની ટાંગી હતી, ઘણે લાંબે તો જોઈ શકાતું નહોતું — તોપણ વાતચીતનો અવાજ મારા કાનમાં આવતો હતો. ઑસ્કર વાઇલ્ડની પેલી કવિતા Ballad of Reading Gaolની ફાંસીની રાતની કેટલીક પંક્તિઓ યાદ આવી.

But there is no sleep, when men must weep
Who never yet have wept;
So we the fool, the fraud, the knave—
That endless vigil kept,
And through each brain, on hands of pain
Another's terror crept...

પછીની પંક્તિઓ યાદ આવતી નથી. ઘણા વખતથી શિક્ષકની નોકરી છોડી દીધી છે ને? એ કંઈ આજની વાત થોડી છે. આટલી પંક્તિઓ યાદ રહી છે તેની જ નવાઈ! હું પછીની પંક્તિઓ યાદ કરવા પ્રયત્ન કરું છું. પણ હમણાં યાદ નહિ આવે, પણ કોઈક ક્ષણે જ્યારે એની કશી જ જરૂર ન હોય ત્યારે અચાનક એ યાદ આવી જશે. આ લોકો શું બીકના માર્યા જાગતા રહ્યા હશે? કદાચ સહાનુભૂતિને કારણે પણ હોય. ના, આ લોકો જાણી જોઈને જાગતા રહ્યા નથી. પ્રયત્ન કરવા છતાં એમને ઊંઘ નહિ આવતી હોય એથી વાતો કરીને એઓ મનનો ભાર હળવો કરવા ઇચ્છે છે. મારું પોતાનું મન તો ઘણું શાંત છે. મને લાગે છે, કે મેં મારા છોકરાને જેટલો પ્રેમ આપવો જોઈએ તેટલો આપ્યો નથી. નહિ તો મારું મન અસ્વસ્થ શા માટે ન હોય? વૈદનાથની પથારી પાસે સદાશિવ અને વૈદનાથ કેટલીક ખુરશીઓ ખેંચી લાવ્યા. આટલી મોડી રાતે ખુરશીઓ ખેંચીને એ લોકો શું કરવા માગે છે? પછી સદાશિવ આવીને મારા ખાટલા પર બેઠો. હું નીચે કામળા પર બેઠો હતો. વૈદનાથ, લક્ષ્મી ચતુર્વેદી, રામપ્રકાશ, ગિરધર ખુરશી પર બેઠા. આ લોકો શું આખી રાત જાગવાના હતા? વિલુને રાતના ઉજાગરા કરવાનો મહાવરો હતો. કેટલીય વાર એને ના પાડી હતી. અત્યારે વિલુ

શું કરતો હશે? ભલું હશે તો સેલમાં આંટા મારતો હશે. એને શું બાપની વાત યાદ નહિ આવતી હોય? એ બીએ એવો છોકરો નથી. પણ એ રેંટિયો કાંતતો નથી, કે નથી એને ભગવાનમાં વિશ્વાસ. આજે રાતે એ બેમાંથી એક પણ હોત તો એને કેટલું બળ મળત? શાળાનો સંસ્કૃત પંડિત જેલનો ધાર્મિક શિક્ષણનો અધિકારી છે. રવિવારે હિન્દુ કેદીઓને ધાર્મિક શિક્ષણ આપવા આવે છે. હું હેડમાસ્તર હતો ત્યારે એને નોકરી મળી હતી. એ સંબંધે એ તે દિવસે મળવા આવ્યો હતો. વિલુ એમનો શિષ્ય. એણે દુઃખભર્યા સૂરે કહ્યું હતું કે એ વિલુના સેલમાં ગયો હતો. વિલુએ કહ્યું હતું, કે એને ધર્મોપદેશની જરૂર નહોતી. પંડિતજીએ એ પણ કહ્યું હતું કે વિલુ એમને પગે હાથ લગાડીને પ્રણામ કરવાનું ભૂલ્યો નહોતો. વિલુ એવો છોકરો નથી. શું ભગવાનનો વિશ્વાસ ન કરે તો સામ્યવાદી ન થવાય? કેટલાય ભગવાંવસ્ત્રધારીઓ એના દલના કાર્યકર્તાઓ છે. તેઓને પણ શું ભગવાનમાં વિશ્વાસ નહિ હોય? તે દિવસે એક જણે એસિસ્ટન્ટ જેલરના હાથમાં નાની ગીતા વિલુને આપવાને આપી હતી. એસિસ્ટન્ટ જેલરે બીજે દિવસે ગીતા પાછી આપતાં કહ્યું હતું, 'તમારા છોકરાએ કહ્યું છે કે એને એ ચોપડીની જરૂર નથી. બીજી કંઈ સારી ચોપડી આપો તો વાંચું'. મારી પાસે કેટલીક ચોપડીઓ હતી. તેને મેં એ ચોપડીઓ વિલુને આપવા માટે કહ્યું હતું. તેમણે કહ્યું હતું, "ધર્મની ચોપડીઓ આપવાનો મને અધિકાર છે. ડિવિઝન થ્રીના કન્ડેમન્ડ પ્રિઝનરને બીજી ચોપડીઓ આપવા માટે સુપરિન્ટેન્ડેન્ટની પરવાનગી જોઈએ. સાહેબ ઘણો ઉદાર અને સારો માણસ છે. તેણે તમારા છોકરાને પૂછ્યું પણ હતું, કે કોઈ ચીજની જરૂર છે કે નહિ? પણ કેદીએ જાતે જ સાહેબને કહ્યું હતું કે એને કોઈ વસ્તુની જરૂર નથી."

એણે બરોબર કહ્યું હતું. વિલુ પાસે એવી જ આશા રાખી શકાય. આખર સુધી એ માથું ઊંચું રાખીને ચાલ્યો જશે. મારું નામ ઊજળું કરીને, બધા પ્રકારની હીનતાને લાત મારી, ગૌરવથી ઊજળા મોઢે હસતે મુખે વિલુ ચાલ્યો જશે.

ગયા યુદ્ધ પછી એક વ્યંગ્યચિત્રની યાદ આવે છે. એ 'પંચ'માં પ્રગટ થયું હતું. બે ઘરડા લૉર્ડ ખૂબ જાડાં શરીર ને અત્યંત ધનવાન લોકોની કલબના ખૂબ નરમ ને અંદર ખૂંપી જવાય એવી ગાદીવાળા સોફા પર બેઠા હતા. એમના મોઢામાં ચિરૂટ હતી, ને ટેબલ પર દારૂની શીશીઓ અને પ્યાલા. બન્ને પગ ઊંચા કરીને ગપ્પાં મારતા હતા કે કોના કેટલા છોકરા લડાઈમાં મરી ગયા. છોકરાના મરણ માટે કોઈને દુઃખ નહોતું. બીજાને હરાવવાના ગર્વમાં, પુત્રનું મર્મભેદી મૃત્યુ તે અત્યંત ગૌણ ઘટના બની ગઈ હતી. અર્થાત્ એ ઘટના પર તો એમના ગર્વનો

પાયો રચાયો હતો. પણ એનો વિચાર કોણ કરે? મારો ગર્વ પણ એવો જ હાસ્યાસ્પદ છે. જે પુત્ર તરફ મેં મારી બાપ તરીકેની ફરજ બજાવી નથી એ પુત્રના પરાક્રમના ગર્વનો અંશ લેવામાં મારા મનને કશો સંકોચ થતો નથી...જો હું આ માર્ગે ન આવ્યો હોત તો કંઈ વિલુની આ દશા થાત? મારા બાપ સરકારી નોકરી કરતા હતા. હું સરકારી નોકરી કરતો હતો, મારો છોકરો પણ બીજા લોકોના છોકરાની જેમ ભણીગણીને પૈસા કમાવામાં પડયો હોત ને પરણીને ઘરસંસાર માંડયો હોત. શેરીના વૃદ્ધ મિત્તિરમશાઈએ ઠીક જ કહ્યું હતું, કે પરણ્યા પછી ને વિશેષે કરીને જો સંતાનો હોય તો પછી કોઈને પોતાની મરજી પ્રમાણે જીવન જીવવાનો અધિકાર રહેતો નથી. કારણ કે પછી એનું જીવન ફક્ત એનું પોતાનું જ રહેતું નથી. એના પર અન્ય લોકોનો અધિકાર પણ સ્થાપિત થઈ જાય છે. મારી પાસે તો પૈસા પણ નહોતા. એટલે એ વિશે પણ કશી વ્યવસ્થા કરવાની હતી નહિ; જેમની પાસે પૈસા હોય છે તેઓ આવા રાજકીય ક્ષેત્રમાં પડતાં પહેલાં પોતાનાં બૈરીછોકરાં તથા કુટુંબીજનો માટે કશી વ્યવસ્થા કરી રાખતા હોય છે. પણ એમ કર્યું એટલે શું ફરજ પૂરી થઈ ગઈ? એથી સંતાન આરામથી રહી શકે એ ખરું, પણ શું આરામથી રહેવું એ શું જીવનની એકમાત્ર કામના હોઈ શકે? ગૃહસ્થજીવનમાં જે મધુર પારસ્પરિક સંબંધ ઘડાય છે, તેનું શું કશું જ મૂલ્ય નહિ? રાજ્યના ઐશ્વર્યમાં પોતાનાં પત્ની અને સંતાનને મૂકી ગયો તેથી શું સિદ્ધાર્થે એમના પ્રત્યેની ફરજ બજાવી એમ કહી શકાય ખરું?

વિલુને અંગ્રેજી કોલેજમાં ભણાવ્યો નહોતો. એની માના અતિશય આગ્રહને વશ થઈને એને અંગ્રેજી હાઈસ્કૂલમાં મૅટ્રિક સુધી ભણાવ્યો હતો. જો મારી મરજી મુજબ થયું હોત તો અંગ્રેજી નિશાળમાં આટલું પણ હું એને ન ભણાવત. મારી ઇચ્છા તો એને બિહાર વિદ્યાપીઠમાં ભણાવવાની હતી. વિલુ અંગ્રેજી નિશાળમાં ભણતો હતો તેથી મારા સાથીઓ મારી ટીકા કરતા. ને વાતવાતમાં મને સંભળાવતા. જ્યારે મહાત્માજીએ અમારા આશ્રમમાં ચરણરજ પાડી હતી, ત્યારે જયસ્વાલજીની બહેને એ વાત મહાત્માજીને પણ કરી હતી. એ ભદ્ર મહિલામાં થોડી ગાંડપણની છાંટ હતી. પણ મને ખબર હતી કે એણે પોતે થઈને કંઈ મહાત્માજીની આગળ આ ફરિયાદ કરી નહોતી. મારા કોઈ હિતચિંતકની પ્રેરણાથી એણે આ ફરિયાદ કરી હતી. મહાત્માજીએ દિવસે તો એ વિશે કશું કહ્યું નહિ. ફક્ત "આપણા આવા મોટા દેશમાં તો જાતજાતના છોકરાઓ રહે છે. મારા છોકરાઓ પણ મને દોષપાત્ર ગણે છે." એમ કહીને એમણે વાત ઉડાવી દીધી હતી. તે વખતે મારું માથું

શરમથી ઝૂકી ગયું હતું. આ વચનો વિલુ અને નીલુની માને ખૂબ સ્પર્શી ગયાં હતાં. એથી વિલુ મૅટ્રિક પાસ થયો તે પછી એની મા તથા એણે નક્કી કર્યું હતું કે મૅટ્રિક પાસ કરીને પછી કાશી વિદ્યાપીઠમાં ભણવું. અંગ્રેજી કૉલેજમાં જે કાંઈ ભણ્યો હોત તેના કરતાં શું એ ઓછું શીખ્યો હતો? નીલુ તો બી.એ. પાસ થયો છે. એ શું કોઈ પણ વિષયમાં વિલુ કરતાં વધારે જ્ઞાન ધરાવે છે? વિલુના દળના સભ્યો તો મોટે ભાગે કૉલેજમાં ભણેલા છે, ને બી.એ. એમ.એ.ની ડિગ્રીઓ મેળવી છે. તોપણ એ લોકો વિલુ પાસે શા માટે ભણવા આવે છે? આ બધું હોવા છતાં પણ એ બહુ સ્પષ્ટ છે કે એ લોકો વિદ્યાપીઠની શાસ્ત્રી ઉપાધિને તુચ્છ ગણે છે — જે દિવસે વિલુ પાસ થયાના ખબર આવ્યા ત્યારે એ કાગળ હું જાતે વિલુની માને ઘરની અંદર આપવા ગયો હતો. મેં કહ્યું હતું આજથી વિલુનું નામ "પૂર્ણ-ચન્દ્ર શાસ્ત્રી." મને થયું હતું કે વિલુની મા કેટલી બધી રાજી થશે! પણ એણે તો એ સાંભળીને કશો ઉત્સાહ દર્શાવ્યો નહિ. એ જે સ્થિતિમાં બેઠી હતી તે જ સ્થિતિમાં બેસી રહી. તે પછી મેં કેટલીય વાર જોયું છે, કે જ્યારે ભણવાની વાત આવે ત્યારે વિલુની મા એ વાત દાબી દેવાનો પ્રયત્ન કરે. એ બધાને કારણે વિલુમાં લઘુતા-ગ્રન્થિ બંધાઈ ગઈ છે. વિલુની મા પણ મનોમન વિચાર કરે છે કે એના છોકરાને ઉચ્ચ શિક્ષણ મળ્યું નથી. સાચેસાચ વિલુ જેવા બુદ્ધિશાળી છોકરાને જો પૂરતી સગવડ મળી હોત તો એ મોટો પ્રોફેસર કે વૈજ્ઞાનિક બનત. નવા નવા સંશોધનમાં એ જગતભરમાં નામ કાઢત. મેં એને એવા વાતાવરણમાં મૂકી દીધો હતો, કે ત્યાંથી જેલમાં આવતાં એને આરામ ને શાન્તિ મળે અને એનો થાક ઊતરે. એવા વાતા-વરણમાં એ મોટો થયો છે, જ્યાં ફાંસીનો હુકમ એક સામાન્ય અકસ્માત જ ગણી શકાય. પણ વિલુ મૂરખ નથી. એનામાં પોતાનું ભલુંબૂરું વિચારવાની સમજ છે. મોટો થઈને એણે પોતે પોતાનો જીવનમાર્ગ ઢૂંઢી લીધો છે. એ સિવાય એ બીજું કરી પણ શું શકત?

હું ચમકી ઊઠ્યો. આ રીતે બારણું ઠેલાય? બારણું બંધ છે કે નહિ એ જોવાનું તો તમારું કામ છે. એ માટે આટલી તાકાત અજમાવવાનું કારણ શું? પાસેની જગ્યાએથી કોઈએ કહ્યું, "હાં, તોડો, તોડ દો." અને મચ્છરદાનીમાંથી કોઈ બોલી ઊઠ્યું, "એમ થાય તો છૂટ્યા."

તો રાતે એક વાગ્યાનો વૉર્ડર આવી ગયો. વૉર્ડર મને જોતો હતો. મોટી મોટી સફેદ મૂછો હતી. સુંદર ચહેરો હતો. અમારી આંખ મળતાં એણે મને હાથ જોડીને નમસ્કાર કર્યા. ત્યાર પછી વૈદનાથ વગેરે જે ચાર જણ ખુરશી પર બેઠા

હતા, તેઓ એ તરફ ફરીને બોલ્યો, "નમસ્તે બાબુ. સાહેબ લોગ મઝેમેં હૈં ન?"

લક્ષ્મી ચતુર્વેદીએ કહ્યું, "અરે સિંગજી કે? ઘણા દિવસ પછી તમે ડ્યૂટી પર આવ્યા! વાત શી છે?"

"એક અઠવાડિયાની રજા લઈને ઘેર ગયો હતો. કાલે પાછો કામ પર ચડ્યો. લડાઈના ખબર આપો."

"અમે તમને ખબર આપીએ? અમે તો જેલમાં રહીએ. તમારે અમને ખબર આપવા જોઈએ તેને બદલે તમે અમારી પાસે ખબર માગો છો?"

"હજૂર તો અંગ્રેજી છાપાં વાંચે છે. એથી તમને પૂછ્યું." ત્યાર પછી વૉર્ડર સાહેબે લડાઈના, શહેરના, પોતાના, દેશના, મહાત્માજીના બધા આશ્ચર્યજનક ખબર આપવા માંડ્યા — માલગાડીમાં કેટલાય શિયાળ અને પક્ષીને લડાઇને મોરચે લઈ જવામાં આવ્યા છે. મહાત્માજીએ જે દિવસે ઉપવાસ શરૂ કર્યા હતા, તે દિવસે કોણ જાણે શાથી લાટ સાહેબના ઘરની અગાશી ફટ કરતી ફાટી પડી હતી. મહાત્માજીની પાછળ પડવાથી રાજકોટના દીવાનની શી દશા થઈ હતી, એવી એવી જાતજાતની ખબર. આ ખબરો આપવા એ તલપી રહ્યો હતો. એનો પહેલો પ્રશ્ન તો આ ખબરો કહેવાનું ફક્ત બહાનું હતું. તે પછી એ વૈદનાથની બારીની બહારના વરંડામાં બેઠો, નિરાંતે વાતો કરવાના આશયથી. બીજા દિવસોમાં રાતની ફરજ હોય ત્યારે કોઈ જાગતું નહોતું. ત્યારે ખૂબ એકલું એકલું લાગતું. આંટા મારતા, બગાસાં ખાતા, પહેરેદારને જગાડતા, પણ બે કલાકનો વખત જતો નહોતો. એ લોકો વાતો કરતા હતા ત્યારે વૉર્ડર વચ્ચે આવીને બેઠો એ વૈદનાથને ગમ્યું નહિ.

વૈદનાથે કહ્યું, "સિંગજી! તમે દ્વાપરયુગમાં કૃષ્ણ અને કૃષ્ણની માને જેલમાં પૂર્યાં હતાં. આજે આ યુગમાં તમે મહાત્માજી અને તેમના શિષ્યોને જેલમાં પૂર્યા છે!"

"કપાળમાં લખ્યું હોય તે કંઈ મિથ્યા થોડું થાય છે? પણ કૃષ્ણને કેટલા દિવસો જેલમાં રાખી શક્યા? બાબુ, તમને પણ કેટલા દિવસ રાખી શકીશ એ કંઈ નક્કી થોડું છે? આ સાલું યુદ્ધ ક્યારે પૂરું થશે તે શી રીતે કહી શકાય?"

વૈદનાથનું દળ હો હો કરીને હસી પડ્યું. સિંગજીને એ લોકોએ બરાબર ફંદામાં ફસાવ્યો હતો. "રાધાકૃષ્ણ"નું નામ દઈએ એટલે સિંગજી ચિડાઈ જતો. એ કહેતો, "બોલો સીતારામ." આજે એણે પોતે જ અજાણતાં કૃષ્ણનું નામ લીધું હતું. શરમથી હસતાં હસતાં પછી બે હાથ વડે તાળીઓ પાડતો પાડતો એ ત્યાંથી ચાલ્યો ગયો. વૈદનાથ એને બોલાવતો હતો, "સાંભળો! સાંભળો! સિંગજી. અમારી છૂટવાની કશી ખબર છે કે?" — પણ કોણ એ વાત સાંભળે? — સિંગજી તો

એ વખતે વૉર્ડની બીજી તરફ જતો રહ્યો હતો. વૉર્ડરના હાથમાં એક ફાનસ રહેતું. સિંગજી એનું ફાનસ બારી આગળ મૂકી ગયો હતો. કૉમરેડ ગિરધરે, સળિયામાંથી હાથ લંબાવી એના ફાનસનું ગ્યાસતેલ ચાના કપમાં ઠાલવી દીધું. આજકાલ યુદ્ધને સમયે ગ્યાસતેલની ખૂબ અછત વરતાતી હતી — એ બધા છૂટવાની વાત કરતા હતા. હોમ મેમ્બરના નિવેદનનો સૂર, એમરી સાહેબ પાર્લમેન્ટમાં શું બોલ્યા હતા, કયા કયા કૉંગ્રેસ કાર્યકર્તાઓને છોડવામાં આવ્યા હતા, એ બધી વાતો એ લોકો એમાં કલ્પનાનું મિશ્રણ કરીને કરતા હતા, અને સરકારના વર્તનમાં કશું પરિવર્તન આવ્યું છે કે નહિ તે વિષે અનુમાન કરતા હતા. જેલમાં આવીને શરૂઆતમાં તો છુટકારાનો દમ ખેંચીએ પણ પછી થોડા દિવસોમાં જ જેલજીવન કંટાળાજનક લાગે — તે પછી દિવસ-રાત શરૂ થાય છૂટવાની વાતો…છાપાં દ્વારા એના પક્ષ-વિપક્ષ વિશે અનુમાન થતું. કુંદનબાબુએ જાતે જ છાપાંઓની ખબરને આધારે, જેલમુક્તિ થવાની છે, એવા અનુમાને તારવવાનો ઇજારો લીધો હતો. છાપું વંચાયા પછી એની ચારે તરફ ખૂબ ભીડ રહેતી. વિષુનદેવજીએ આ વિશે તુલસીદાસજીના અનુકરણમાં એક દુહો પણ રચ્યો હતો. રોજ જ્યારે મેટ છાપાંઓ આપી જાય, ત્યારે કોઈ ને કોઈ એ દુહો લલકારે :

"તુલસી ઢૂંઢત જેલમેં વહ બઢિયા અખબાર,
જિસમેં ચરચા સુલહકી કરતી હો સરકાર."

અર્થાત્ તુલસીદાસ જેલમાં એ જ સુન્દર છાપાને ખોળતા હતા, જેમાં લખ્યું હોય કે સરકાર અમારી જોડે સુલેહની વિચારણા કરી રહી છે.

ભલે આજે નહિ છૂટીએ પણ ક્યારેક ને ક્યારેક તો અમે બધા છૂટવાના છીએ જ…પણ વિલુ ! વિલુને તો સાથે નહિ લઈ જઈ શકીએ. હું ઘરડો થયો છું, હજી મને જીવવાની કેટલી હોંશ છે ! ત્યારે વિલુની તો બિચારાની ઉંમર પણ શી ? એની સામે તો આખું વણજીવ્યું જીવન પડેલું હતું. છતાં હું પાછો જઈશ, વિલુ નહિ. વિલુનાં જો લગ્ન કર્યાં હોત તો એને કદાચ ગાંધીજીના સિદ્ધાંતમાં વિશ્વાસ બેઠો હોત. લગ્ન પછી જીવનની ઉદ્દામતા ઓછી થઈ જાય છે. — જવાબદારીનું ભાન વધે છે. એમ થાત તો વિલુ સામ્યવાદના વિપદસંકુલ માર્ગમાં આગળ વધ્યો ન હોત. 'સર્વોદય'માં કિશોરલાલ મશરૂવાળાએ એમના નિબંધમાં હાસ્યાત્મક ઢંગથી બહુ સારી વાત કહી છે. એમણે લખ્યું છે કે કૉંગ્રેસ નેતાઓમાં જેમને પત્ની છે એમનો સ્વભાવ મોટે ભાગે નરમ છે. અને જેઓ અપરિણીત છે, અથવા વિધુર છે, તેઓ ઉગ્ર સ્વભાવના ને આક્રમક છે. જવાહરલાલ, સુભાષ

બોઝ, વલ્લભભાઈ પટેલ, એમાંથી કોઈ પણ ઠંડે કલેજે કોઈ પણ વસ્તુનો વિચાર કરી શકે નહિ. ના. સામ્યવાદી દલમાં એ જોડાયો ન હોત તોપણ વિલુને હું બચાવી શકત નહિ. આ આંદોલનમાં કેટલાય લોકો મરણ પામ્યા છે, કે જેમના રોજિંદા જીવનમાં રાજકારણને ક્યાંય સ્થાન નહોતું. મહાત્માજીના શિષ્યોમાંથી પણ કેટલાય લોકોએ હિંસાત્મક કાર્યો કર્યાં છે. તેનું કોઈ પરિણામ છે ખરું ? જન્મ અને મૃત્યુ એ કોઈની મુઠ્ઠીમાં પકડી શકાય એવાં તત્ત્વો નથી...

...સરસ્વતીની જોડે વિલુનાં લગ્ન કર્યાં હોત તો સારું થાત. બન્ને જણ સુખી થાત... સરસ્વતી બહુ સારી છોકરી છે. ઑગસ્ટ મહિનામાં પોલીસે એને પકડી હતી. ત્રણેક મહિના પછી પુરાવાના અભાવે એને છોડી દીધેલી. પાછી ૨૬મી જાન્યુઆરીને સ્વાતંત્ર્ય દિને એ જેલમાં આવી છે. એની જોડે જો લગ્ન થયાં હોત તો બન્ને જણ રાજકારણનું કામ પણ એકસાથે કરત, ને ઘરસંસાર પણ ચલાવત. લેનિને પણ લગ્ન તો કર્યાં હતાં.

કપિલદેવ અને એની મા મારી આગળ એક વાત લાવ્યાં કે એના કુળમાં કશોક ગોટાળો છે. જો એમ ન હોત આ ઓછું ભણેલા ભૂમિહાર બ્રાહ્મણ કુટુંબની કન્યા બંગાળી પરિવારમાં આપવા કંઈ કોઈ ઓછું તૈયાર થાય ? મને તો એનો જરાય વાંધો નહોતો. પણ વિલુની મા રાજી ન થઈ. ને વિલુનો અભિપ્રાય શું છે તે એને પૂછ્યું પણ નહોતું. નવા જમાનાનો છોકરો — એનો અભિપ્રાય તો અમારા અભિપ્રાયની પહેલાં લેવાની જરૂર હતી. પણ જ્યારે વિલુની માએ જ નામરજી દર્શાવી, તો પછી વિલુને પૂછીને વાત વધારવાની શી જરૂર હતી ? વિલુની માએ જ મને ઘણા વખત પહેલાં કહ્યું હતું કે વિલુનો મત એવો છે કે રાજકારણમાં પડેલા માણસને લગ્નનો શોખ પરવડે નહિ. તેમ છતાં એને સરસ્વતી જોડે સારો મેળ હતો. આજકાલના મધ્યમ વર્ગની બંગાળી છોકરી કરતાં સરસ્વતી સૂઝવાળી છોકરી છે. એનું શરીર પણ નીરોગી, દેખાવમાં પણ સારી; એ પણ જોતજોતામાં કેવડી મોટી થઈ ગઈ ! કપિલદેવના મુકદ્દમા સદરમાં ચાલ્યા કરતા. અને એ અદાલતના કામ માટે જતાં આશ્રમમાંથી જ ગાડીમાં બેસે. મોટે ભાગે આવતી વખતે એ સરસ્વતીને લઈને આવતો. તે દિવસે ગુલાબી રંગની સાડીમાં શોભતી, ને ફૂટડી દેખાતી છોકરી ગુલાબબાગનો મેળો જોવા માટે કપિલદેવ જોડે આવી હતી. એ મને બરાબર યાદ આવે છે. અમારા ઘરની છોકરી હોત તો એ ઉંમરમાં ફરાક પહેરતી હોત. રસોડાની આગળ વિલુની માએ એને ખાવા માટે બેસાડી હતી. દૂધની વાડકી મોઢે માંડીને એ રડવા લાગી. એને પૂછ્યું પણ

એ રડવાનું કારણ જણાવે નહિ. પછી સહદેવ આવ્યો. એણે એને સમજાવી, પટાવી, ધમકાવી, ખુશામત કરી એની પાસે કઢાવ્યું કે "દૂધઅ ફિકઅ લગઈ છે." એટલે કે એને તો ભેંસનું દૂધ પીવાની ટેવ પડી હતી, એટલે ગાયનું દૂધ એના મોઢામાં જતું નહોતું... વિલુ જોડે એનાં લગ્ન ન થયાં એ સારું જ થયું. થયાં હોત તો અભાગિનીની સંખ્યામાં એકનો વધારો થાત. ને મારા માથા પર ભાર વધત, ને હું જકડાઈ જાત. એ ઉપરાંત હુંયે હવે કેટલું જીવવાનો? વળી એ જાય તોપણ નીલુ તો છે. પણ નીલુ હોય ન હોય એ બધું સરખું જ છે. એ હોય તોયે ન હોયા જેવો જ. એના પર આધાર રાખીને બેસાય નહિ, એ બિલકુલ બેજવાબદાર અને તરંગી છે. ફક્ત વિલુ આગળ એ શાન્ત રહે છે. એ કોઈને ગણકારતો જ નથી, કોઈની વાત સાંભળતો જ નથી. બધાને તુચ્છ સમજે છે. નાનપણથી જ એ કહ્યામાં નથી. જોકે, મોટો થયા પછી એ જરા શાંત અને ગંભીર બન્યો છે. નાનપણમાં તો બહુ ઉત્પાતિયો હતો, રોજ કંઈ ને કંઈ ઉપદ્રવ કર્યા વિના એને ચેન જ ન પડે.

એક વાર દુર્ગાબાબુના હંસને મારીને એ આશ્રમની પશ્ચિમ બાજુએ વાંસના ઝાડની ઘટામાં રાંધતો હતો. દુર્ગાબાબુ હેબતાઈ ગયા અને એમણે દર્દભર્યા અવાજમાં મારી પાસે આવીને ફરિયાદ કરી. એમને સાથે લઈને નીલુને શોધવા હું નીકળી પડ્યો. દુર્ગાબાબુનો મોટો છોકરો મારી જોડે જ હતો. એણે તો એના ઘરમાં એ ખબર આપી હતી. વાંસનાં ઝાડોની વચ્ચે ગુનેગાર મુદ્દામાલ સાથે પકડાયો. એની જોડે શેરીના કેટલાક છોકરાઓ પણ હતા. પણ બધા કરતાં અચરજની વાત એ હતી કે દુર્ગાબાબુનો નાનો છોકરો નરુ પણ એ લોકોમાં સામેલ હતો. નીલુને હંસને કાપવા વિશે પૂછ્યું એટલે એણે તરત જ જવાબ આપ્યો, "હા, અમે બધાએ મળીને જ હંસને માર્યો છે." એ આ પ્રશ્ન માટે પહેલેથી જ તૈયાર હતો એમ લાગતું હતું. પછી તપાસ કરતાં ખબર પડી કે છરી લાવ્યો હતો નરુ અને હંસ કાપ્યો હતો નીલુએ. કાપતાં પહેલાં નીલુએ શરત કરી હતી, કે એ જ્યારે કાપતો હોય ત્યારે બધા તેને અડકી રહે. એટલે એણે હંસ કાપ્યો હતો ને બધા છોકરાઓ આગગાડી રમતા હોય તેમ એકબીજાની પીઠ પકડીને ઊભા હતા... એટલો ઉદ્દંડ હતો છોકરો નીલુ.

નીલુના કદાવર દેહ, ભાવુકતાવિહીન મોઢું, એ બધાંનો જાણે વિલુની આગળ મેળ ખાતો નથી. હમણાં તો નીલુને જોઈ કોઈ એમ કહે કે એ વિલુ કરતાં મોટો છે. એના મનમાં જે આવે તે એ કરવાનો જ. એના અદમ્ય સાહસ આગળ કોઈ

પણ મુશ્કેલી કે અવરોધ ટકી શકતાં નહિ. નીલુને કશું કહેતાં બીક લાગે, કારણ કે એની જીભને તો હાડકું નહિ, એ ફાવે એમ જ બોલવાનો, જ્યારે વિલુને કશું કહેતાં પહેલાં હું સાત વાર વિચાર કરું કે એના લાગણીપ્રધાન મનને આઘાત તો નહિ લાગે? વિલુ મોઢું ફાડીને કશું બોલતો નહિ, પણ એની આંખમાં પાણી ભરાઈ આવે ને નીલુ, એ તો મારા મનને આઘાત આપવાની તક જ શોધતો હોય! નીલુને જ્યારે કોલેજમાં ભણાવવાની વાત પહેલવહેલી થઈ ત્યારે મેં કાંઈ ના પાડી નહોતી. કારણ કે મેં જોયું હતું કે નીલુની પોતાની મરજી તો છે જ, એ ઉપરાંત વિલુ અને વિલુની માની ઇચ્છા પણ હતી કે એ અંગ્રેજી કોલેજમાં ભણે — એને કાશી વિદ્યાપીઠમાં ભણવાથી સંતોષ નહોતો, ને એની મા તો વિદ્યાપીઠના ભણતરને ભણતર જ કહેતી નહોતી... બધું નક્કી થયું હતું. તેવામાં એકાએક નીલુ બોલી ઊઠયો કે એ ગાંધી સેવા સંઘના પૈસા કોલેજના ભણતર માટે નહિ લે. આટલી વાત પણ એના મનમાં ખૂંચી. નોકરી કરતી વખતે જે પૈસા ભેગા કર્યા હતા એમાંથી વાપરતાં વાપરતાં મૂડી લગભગ ખલાસ થવા આવી હતી. પોતાના પૈસાથી જ હું આશ્રમનું કામકાજ કરતો હતો, એટલે એમાં પણ ઘણા પૈસા ખલાસ થઈ ગયા હતા. ત્રણ વાર દંડ થયો હતો, તેમાં પણ ઘણા પૈસા ખર્ચાઈ ગયા હતા. ઘણા લોકોએ કોંગ્રેસને નામે મને મદદ કરવાનો પ્રયત્ન કર્યો હતો, તેનો પણ મેં અસ્વીકાર કર્યો હતો. બીજા આશ્રમોમાં જે પ્રમાણે ફંડ-ફાળો એકઠો કરવામાં આવતો હતો, તેનો અમારા આશ્રમમાં પ્રતિબંધ હતો. ફંડ-ફાળો એકઠો કરવામાં જેમ સ્વમાન જાળવવું મુશ્કેલ હતું, તેવી જ રીતે નિષ્પક્ષ રીતે તથા નિર્ભીકતાથી કામ કરવું પણ અસંભવિત હતું. પૈસાના અભાવે મારા ઘરસંસારનું ગાડું લગભગ અટકી પડયું હતું તેવે વખતે ખબર આવ્યા કે ગાંધી સેવા સંઘ તરફથી મને માસિક પંચોતેર રૂપિયા મળશે. લાગે છે કે મહાત્માજીને બધી વાતની ખબર પડી હશે. એ પૈસા ન લઉં તો આશ્રમની આવકમાંથી જ મારે ચલાવવું પડે. ને આશ્રમની આવક પણ શી હોય! બે બળદગાડી ભાડે ફેરવતા, બે તેલની ઘાણી, એક ગ્રામોદ્યોગ ભંડાર, કપડાં ધોવાનો સાબુ બનાવવો અને વર્તમાનપત્રોની એજન્સી, એમાંથી જ આવક આવતી. મધમાખી પાળીને મધ બનાવવામાંથી કે ખેતીના ઉત્પાદનમાંથી ખાસ કાંઈ આર્થિક લાભ થતો નહિ, તો પણ શાકભાજીની વાડીમાંથી આશ્રમના લોકોને ખાવાને શાકભાજી મળી રહેતાં. આમ છતાં આશ્રમની જે આવક થતી, તેમાંથી આશ્રમના સ્વયંસેવકોને માટે ખાવાનું કે કપડાંનું ખર્ચ કાઢવામાં પણ મુશ્કેલી પડતી. તે ઉપરાંત મારા સંસારનો

ખર્ચ તો આશ્રમના ઉત્પાદનમાંથી ચલાવવાનો હોય, તો પછી આશ્રમની શાળા તથા સાપ્તાહિક 'કોંગ્રેસ પત્રિકા'નો ખર્ચ ક્યાંથી નીકળે? જિલ્લા કોંગ્રેસના બીજા ખર્ચ જોડે આશ્રમને કશો સંબંધ નહોતો. આ બધી ચિંતામાંથી મને ગાંધી સેવા સંઘે માસિક દરમાયો આપવાનું નક્કી કરીને મુક્ત કર્યો. એ પૈસા લેવામાં કશું અપમાનજનક છે એવું તો મારા મનમાં પણ નહોતું. એ પૈસા મને ગમે તે પ્રતિષ્ઠાન દ્વારા મળવાના હોય કે પછી કોઈ કરોડપતિનું દાન પણ ભલે હોય. પણ હું સમજતો હતો કે એ મહાત્માજીના આશીર્વાદ છે. એમના સેવકને મુશ્કેલી છે એમ સમજીને એમણે એ વ્યવસ્થા કરી હતી. નીલુએ શું વિચારીને એમ કહ્યું હશે, કે એ કોલેજમાં ભણશે નહિ — કારણ એવું થાય તો ગાંધી સેવા સંઘના પૈસા લેવા પડે. એ સમયની બાપુજીની જયસ્વાલજીની બહેન જોડેની વાતચીત બધાને યાદ હતી. કોઈ જબરજસ્તી કરી શકે નહિ. વિલુ અને વિલુની માએ પણ નીલુના મતનું સમર્થન કર્યું. કોઈ મારી દૃષ્ટિએ વિચારવાની તકલીફ લેતું નહોતું. મેં પૂર્વે કદી ધાર્યું નહોતું કે મારી અને મારા કુટુંબની વચ્ચે આટલું અંતર હશે. વિલુની માની સહનશક્તિને મેં ઉત્સાહપૂર્વકની સંમતિ માનીને ભૂલ કરી હતી. છોકરાઓના બીજા રાજકીય પક્ષોમાં જોડાવાના મૂળમાં પણ આ જ આંતરિક સંઘર્ષ હોવો જોઈએ. પછી મેં જોયું કે નીલુ કોલેજમાં ભણ્યો ને મારો એક પૈસો પણ લીધો નહિ. એનો કૉલેજનો ખર્ચ વિલુએ ઉપાડ્યો હતો. બિહાર ભૂકંપ રાહતનો ભાર કોંગ્રેસ કાર્યકર્તાઓ પર પડ્યો હતો. એ કામમાં પૂર્ણિયા જિલ્લાનો પૈસાનો હિસાબ વિલુ રાખતો હતો. એ પેટે એને માસિક ત્રીસ રૂપિયા મળતા. એ પૈસા એ નીલુને ખર્ચને માટે મોકલતો. મોટાભાઈની પાસેથી પૈસા લેતાં નીલુને સંકોચ ન થયો — મારા પૈસા લેતાં સંકોચ થયો. આવો પ્રચંડ આઘાત જીવનમાં મને કોઈએ આપ્યો નહોતો એ વાતની મને પાકી ખાતરી હતી. ભણવા ઉપરાંત નીલુને ગમે તે ક્ષેત્રમાં છૂટો મૂક્યો હોય, એ તે ક્ષેત્રમાં સર્વોચ્ચ સ્થાન પ્રાપ્ત કરવાનો જ અને વિલુ શિક્ષણના ક્ષેત્ર સિવાય બીજા કોઈ ક્ષેત્રમાં હોય તો એને વિશેષ સફળતા મળવાની નહિ. કેટલાય વિદ્યાર્થીઓ મારા હાથ નીચેથી પસાર થયા છે, તો એટલુંય ન સમજું? પણ નીલુ, તારા મોટાભાઈની વિરુદ્ધ તેં સાક્ષી આપી એનો મર્મ હું કેમે કરીને સમજી શકતો નથી. તારા પક્ષે તને આદેશ આપ્યો હોય તો મારે કશું કહેવાનું નથી. મહાત્માજીના આદેશથી હું પણ મારા સર્વસ્વનો ત્યાગ કરવા તત્પર થયો છું. પણ કોઈ પણ રાજકીય પક્ષ આ જાતનો આદેશ આપે ખરો? નીલુ અને વિલુ બન્નેના પક્ષનું ધ્યેય તો એક જ છે. હા, એમના

કાર્યક્રમમાં જરૂર ફેર છે, પણ એનું પરિણામ શું આટલે દૂર લઈ જઈ શકે? જે પક્ષ પોતાને જનતાનો પક્ષ કહેવડાવે તેનું તો એકમાત્ર કર્તવ્ય એ બની જાય છે કે એણે જનતાને અન્ય પક્ષની ભૂલો બતાવીને, જનતાની ભ્રાન્તિ દૂર કરીને પોતાના પક્ષ તરફ વાળવી જોઈએ. નીલુ! જરૂર પક્ષનો આદેશ સમજવામાં તેં ભૂલ કરી છે. તારે એ ભૂલનું માઠું પરિણામ ભોગવવાનું રહેશે! હું તારા પક્ષની આંટીઘૂંટી સમજતો નથી એ સાચું, પણ સામાન્ય બુદ્ધિથી હું જે કાંઈ સમજું છું, તે બરાબર છે કે નહિ, તે તારા જે નેતા હોય તેને પૂછી જોજે. પણ હવે તે બરાબર હોય કે નહિ તેનાથી કંઈ બગડવાનું કે સુધરવાનું નથી. જે અન્યાય અને ભૂલ થઈ ગયાં છે તે તો થયાં છે જ. પણ તારા આખા જીવનમાં એ પ્રસંગો તને ઊઠતાં-બેસતાં આંખમાં કણાની જેમ ખૂંચ્યાં જ કરશે. તને પશ્ચાત્તાપની આગ રૂંવેરૂંવે બાળશે, અને તોયે જે કાંઈ તેં કર્યું છે, તેનું પૂરું પ્રાયશ્ચિત્ત નહિ થઈ શકે. આ શું મારા પોતાના છોકરાને હું શાપ આપું છું? ના, નીલુ, ભગવાન કરે ને તું કદી પોતાની ભૂલ નહિ સમજે. તું તારા પક્ષના આદેશને જે પ્રમાણે સમજ્યો છે તે જ કદાચ બરાબર હોય, કારણ કે એના પર ભાર દઈને તું હજી સુધી ઊભો રહી શક્યો છે. તારા મનનું બળ ગમે તેટલું વધારે હોય, તેં જે કર્યું છે, તે ન્યાયી છે કે કેમ એ વિષે તારા મનમાં સંદેહ ઉત્પન્ન થતાં, તું ભાંગી પડશે. મને તો ખબર છે કે તને તારો મોટો ભાઈ કેટલો બધો વહાલો છે.

"મહાશયજી!"

આંખ ઉઘાડીને જોઉં છું તો ખેદનલાલજી મારી આંખ સામે ઊભો છે.

"ઊંઘ આવે છે કે?"

હું બેઠો ન થાઉં એ જ સારું છે. જો બેઠો થયો, તો અસંગત વાતો કરવા માંડીશ. એ માણસ એટલી બધી નકામી વાતો કરે છે. એને ત્રણ છોકરા છે — સ્વરાજપ્રસાદ, સ્વતંત્રપ્રસાદ અને સંગઠનપ્રસાદ. બહુ વિચિત્ર નામો છે. નીલુ અને વિલુ મારા છોકરાઓનાં નામ સામાન્ય છે. ખૂબ વિચાર કરીને નામો પાડ્યાં નથી. બાપાજી વિલુને વલાઈ કહીને બોલાવતા — તેમાંથી ધીમે ધીમે વિલુ થઈ ગયું. મને લાગે છે કે નીલુને બાપાજીએ જોયો નથી. ના, જ્યારે નીલુ જન્મ્યો, ત્યારે જ બાપાજીનું મરણ થયું. ખૂબ વિચાર કરીને નામ પાડવામાં પણ મુશ્કેલી છે. ખેદનલાલજીએ તેમના વચલા છોકરા સ્વતંત્રપ્રસાદને એક કાગળ લખ્યો હતો. એમાં બીજા છોકરાઓનો પણ ઉલ્લેખ હતો. જેલના સી.આઈ.ડી. એ કાગળ મંજૂર કરવા તૈયાર નહોતા. એમને એમ લાગતું હતું, કે સાંકેતિક ભાષામાં કાંઈ

સંદેશો મોકલવામાં આવે છે. ત્યારથી સી.આઇ.ડી. જોડે એનો ઝઘડો ચાલે છે. એમને સમજાવીને કહેવામાં કશો વાંધો નહોતો, પણ તેને બદલે બન્ને જણા જીદે ચડ્યા હતા. ખેદનલાલે એમના નાના છોકરાને કાગળ લખ્યો. બન્ને પક્ષની હઠને લીધે એ કાગળ પરમ દિવસે જ પાછો આવ્યો હતો. એ કાગળમાં લખ્યું હતું, "તમને લોકોને ઘણા વખતથી મારો કાગળ મળ્યો નથી. એમાં મારો જરાય વાંક નથી. એ કાગળ કોઈ ઉલ્લુનો બાપ પણ અટકાવી શકશે નહિ." એ કાગળ પર સી.આઈ.ડી.એ નોંધ કરી હતી. "આ કેદીએ કાગળમાં પોતાના બાપ વિષે જે લખ્યું છે એ શંકાજનક લાગે છે. એથી આ કાગળ પાસ કર્યો નથી."

આ શું? ખેદનલાલજી ઊઠીને જવા લાગ્યા. હમણાં જ મારા આગ્રહથી કામળા પર બેઠા હતા. ને પાછા એકદમ જવા લાગ્યા. લાગે છે કે હું વાત કરતો નહોતો તેથી ઊઠીને ચાલતા થયા. એના મનમાં શું આવ્યું હશે! એ જઈને વૈદનાથની ખુરસી પર બેઠા. વૈદનાથના દળના માણસો ઊંઘી ગયા લાગે છે. ખેદનલાલજી, સૂરજવલ્લીબાબુ, હરિહરજી અને રામશરણજી બેસી રહ્યા હતા. લાગે છે કે એ લોકોએ રાતના જાગવાના વારા બાંધ્યા હતા. જાગતા તો બધા જ હતા. પણ વારા પ્રમાણે ચાર જણ મારી પાસેની જગ્યા પર બેઠા હતા. એ માટે જ શું વૈદનાથ દળવાળા આગળથી આવીને બેસી ગયા હશે? સદાશિવ અને વૈદનાથ વચ્ચે જે ગુફ્તેગો ચાલતી હતી તે આટલા માટે જ હશે એ હમણાં સમજાયું. એ લોકો મારા પર નજર રાખવા ઇચ્છતા હતા, એટલા માટે પહેરો ભરતા હતા કે કદાચ હું કંઈ કરી બેસું. એ લોકોને કોણ સમજાવે કે એ લોકો માનતા હતા તેટલો હું અસ્વસ્થ નહોતો. જો છોકરાઓ પર મારો એટલો પ્રભાવ પડતો હોત તો શું વિલુની આવી દશા થાત? સદાશિવ પાછો ક્યાં ગયો? મારા ખાટલા પર તો બેઠો હતો. ઓ! મેં જોયું તો મારી પથારીમાં એ સૂતો હતો. લાગતું હતું કે એને ઊંઘ આવતી હતી. અહા! મચ્છરે એને ફોલી ખાધો. ઊઠીને મચ્છરદાની ટાંગી દઉં. મને ઊઠતો જોઈને સૂરજવલ્લીબાબુ અને હરિહરજી દોડી આવ્યા. "કેમ! કેમ! શું થયું? છોડો. હું જ મચ્છરદાની ટાંગી દઉં છું. તમે બેસો." ઘોંઘાટને લીધે સદાશિવ ઊઠી ગયો. એ બિચારો ગભરાઈ ગયો હતો — છિઃ! છિઃ! આટલા ઘોંઘાટનું કારણ એ પોતે જ હતો! હું પાછો આવીને મારા કામળા પર બેઠો.

"બેસો! સૂરજવલ્લીબાબુ!"

સૂરજવલ્લીબાબુ મારી પાસે કામળા પર બેઠા. એમને બહુ સારું લાગ્યું.

એ એમ તો ગંભીર પ્રકૃતિના હતા. એમાં વળી એમનો એકનો એક છોકરો ગયા ઑગસ્ટ મહિનામાં પોલીસની બંદૂકથી મરાયો હતો. છોકરો દશ વર્ષનો હતો. એના બાપને જ્યારે પકડીને થાણામાં લઈ આવ્યા હતા ત્યારે લોકોનાં ટાળેટાળાં સરઘસ આકારે થાણામાં આવ્યાં હતાં. એ પણ ભીડમાં આવ્યો હતો, સદરમાં મોકલાય તે પહેલાં એના બાપને મળવા. ઘરમાં એની દાદીએ આક્રંદ માંડ્યું હતું. મા બારીમાં બેઠી હતી. પણ એને તો સારું લાગતું હતું. "જય સૂરજવલ્લીકી જય" અગણિત લોકો એના બાપનો જયોચ્ચાર કરતા હતા. બધા એના બાપનાં વખાણ કરતા હતા. મુંબઈમાં મહાત્માજીની સભા ભરાઈ હતી. આજે સવારે જ એના બાપે બધે ખબર પહોંચાડ્યા હતા કે મહાત્માજી પકડાયા છે. તે પછી બાપ પકડાયા. એક ક્ષણમાં બધાના મોઢામાંથી એના બાપનું નામ સંભળાતું હતું. બાપ મહાત્માજીની જેમ જ મહાપુરુષ થઈ ગયા હતા. એને પોલીસ પર ગુસ્સે ચઢ્યો હતો. કોણ જાણે એ લોકો એના બાપને કંઈ કરી બેસે તો ? જેલની વાતથી એ પહેલેથી જ બીતો હતો. પણ ગયે વર્ષે જ્યારે એના બાપ સત્યાગ્રહ કરીને જેલમાં ગયા હતા ત્યારે એના ગળામાં કેટલી બધી મોગરાની માળાઓ હતી ! એની દાદી-માએ તો પહેલેથી જ કહ્યું હતું, "ન એક પાઈ, ન એક ભાઈ, અંગ્રેજકી લડાઈમે'" (અંગ્રેજની લડાઈમાં એક પૈસો કે એક માણસ પણ એ આપશે નહિ) એ એ જ સૂત્ર ઉચ્ચારતી હતી. પણ એટલામાં તો પોલીસે સખત લાઠીચાર્જ કર્યો, પણ બીજી તરફ એણે જેયું તો દારોગાસાહેબ — આવો મોટો અમલદાર એના બાપને પોતાના ઘરમાં નિમંત્રણ આપીને ખવડાવતો હતો. દારોગાસાહેબની વહુ પણ એમને ખાવા માટે આગ્રહ કરતી હતી. થોડા મહિના પહેલાં જ્યારે એના બાપ જેલમાંથી પાછા ફર્યા હતા, તે વખતે પેટીમાં કેટલીય ચીજો લઈ આવ્યા હતા. સાબુ, પેન્સિલ, લીટીવાળી નોટબુક ને બ્લેડને ધાર કરવાનો કાચ, એમાં ટ્રથબ્રશ પણ હતું. એમાં માથાનો તાલકો કરાવ્યા પછી દશબાર દિવસે માથા પર જેવા વાળ ઊગ્યા હોય તેવા બ્રશના સફેદ રૂંવાં હતાં. એ રૂંવાં પર ખીર જેવું લગાડીને બ્રશથી દાતણ કરવાનું હોય.. નાની બહેન એટલી મૂરખ હતી કે એના ગાલ પર આ વિલાયતી દાતણ મુકે ત્યાં જ રડવા મંડી જાય. એ નાની હતી ત્યારે એના દાદા પણ એની દાઢી એના ગાલ પર લગાડી બિવડાવતા...થાણાના તારની વાડની અંદર તો લોકોનો પાર નહિ. પણ થાણાની અગાશી તો ઊંચી છે, ત્યાંથી બાપાજીને જોઈ શકાશે. લોક એટલું બધું એકઠું થયેલું કે તારની વાડ તોડીને લોક કમ્પાઉન્ડમાં ઘૂસ્યું. ભીડને કારણે એ આગળ ને આગળ ધકેલાયો. "સુરજવલ્લીકી જય" બધા થાણા તરફ દોડે છે શા માટે ? પછી...

તે પછી ત્રીજે દિવસે સુરજવલ્લીબાબુને લૉક-અપનો દરવાજો ખોલીને જેલની બહાર લઈ ગયા. સાંભળવામાં આવ્યું છે કે એને સદર હૉસ્પિટલમાં લઈ ગયા. એના દુઃખનો પાર નહોતો — આખરી ક્ષણે એને મળવા દીધેલા. થોડાક કલાક માટે સ્મશાનના ઘાટ પર લઈ ગયેલા. છોકરાનો ડાબો પગ ઘૂંટણ આગળથી કાપી નાખેલો, અને પછી સિવિલ સર્જનને સમજાયેલું કે એ જીવવાનો નથી... બીજે દિવસે જ્યારે સાંજ પછી સુરજવલ્લીબાબુ જેલમાં આવી ગયા ત્યારે એમની સામે જતાં પણ અમને સંકોચ થતો હતો. એ ગંભીર, મૂઢ થઈ ગયેલા સજ્જનને હું કઈ વાણીમાં આશ્વાસન આપું? તે દિવસે હું પણ પછી તો એમની પાસે ગયો. એમણે કહ્યું, "બેસો." પછી કેટલોક સમય શાંત રહ્યા અને પછી બોલ્યા, "થોડા વખત માટે ભાન આવ્યું હતું ત્યારે એ ગળે વળગીને બોલ્યો હતો, 'કેટલી ગરમી પડે છે નહિ, બાપાજી!' તે પછી તો બે કલાકમાં બધું ખલાસ." આ શું? મારી આંખોમાં પાણી ભરાઈ આવ્યાં? ના, ના. એ તો સુરજવલ્લીબાબુ માટેની સહાનુભૂતિમાંથી ઉદ્ભવ્યાં છે, વિલુના વિચારથી નહિ. સુરજવલ્લીબાબુની આંખમાં પણ પાણી છે. કોઈને રડતા જોઈને, પાસેના લોકો માટે આંસુ ખાળવાં મુશ્કેલ બની જાય છે. છિઃ છિઃ, મારામાં શું એટલી જાતને સંભાળવાની શક્તિ નથી? આટલુંય સહન કરવાની શક્તિ નથી? ફક્ત સુરજવલ્લીબાબુ જ મારા મનની સ્થિતિ બરાબર સમજી શકે છે. એમની સહાનુભૂતિ...

વરંડામાં દોડતું દોડતું આ કોણ આવે છે? વૉર્ડર સિંગજી હાંફતો હાંફતો આવીને બારીમાંથી ફાનસ ઉપાડીને ચાલતો થયો, ને પછી ધીરે ધીરે ગંભીરભાવે બીજી તરફ ચાલ્યો ગયો. બે મિનિટ પછી સળિયાવાળા બારણા આગળ આવીને ઊભો રહ્યો જાફરસાહેબ, ઍસિસ્ટન્ટ જેલર. એણે અમારી પાસે આવીને બધાંને હસતાં હસતાં સલામ કરી. પછી કંઈ પણ બોલ્યા વગર એ ચાલ્યો ગયો. એ રાતના રાઉન્ડ પર આવ્યો હતો. રોજ એકાદ ઍસિસ્ટન્ટ જેલરની અહીં ડ્યૂટી રહેતી. એથી વૉર્ડર આવીને ફાનસ લઈ ગયો.

ઠીક. જે રીતે સુરજવલ્લીબાબુને અંતિમ ક્રિયા માટે સ્મશાને જવા દેવામાં આવ્યા હતા, એ રીતે મને પણ જવા દેવામાં આવશે? લાગે છે કે નહિ જવા દે. જો જવા દેવાના હોત તો જરૂર મને પહેલેથી ખબર આપત. જો જવા દેત, તો છેલ્લી વાર વિલુનું મોઢું જોઈ લેત. જોવાનું પણ શું છે? કદાચ એ તરફ હું જોઈ પણ ન શકત. ના, ના. વિલુનું જે સુંદર મુખ મારા મનમાં અંકાયેલું છે

તે અક્ષત રહે એમાં જ મજા છે. એ સ્વાભાવિક, પરિચિત મુખ જ મારા હૃદયમાં ભલે રહ્યું. હવે જોવાનું શું રહ્યું છે? પણ જો કાલે બહાર જઈ શકું, તો નીલુને મળી શકાય. એને મળવું હમણાં ખૂબ જરૂરી છે. એના મનની કેવી દશા થઈ ગઈ હશે? આખરની ઘડીએ કશું કરી બેસે તેનો મને ડર છે. એક જણ તો ચાલ્યો ગયો. બીજાના ભાગ્યમાં શું લખ્યું છે તે, હે ભગવાન! તમને જ ખબર છે. મારું તો જે થવાનું હતું તે થયું, પણ મને ચિંતા વિલુની માની થાય છે. એણે જરૂર નાહવા-ખાવાનું છોડી દીધું હશે. જેલની અંદર કશી પણ ખબર ફેલાતાં કંઈ વાર લાગે છે? બધા જ સમાચાર એને મળ્યા હશે. નીલુએ સાક્ષી આપી એ વાત પણ એ જાણતી હશે. એ શી રીતે એ આઘાત સહન કરી શકશે? રાજકારણના ક્ષેત્રમાં કંઈ એ પોતાની ઇચ્છાથી આવી નથી. એ તો એના વહેણમાં સપડાઈ ગઈ છે. એનું સ્વાભાવિક ક્ષેત્ર તો ઘરસંસાર ચલાવવાનું છે, ને એ સંસાર એણે ખૂબ જહેમત ઉઠાવીને સુખમય બનાવ્યો છે. જે ઘરસંસારની દીવાલમાં બહારના વા-વંટોળની અસર થતી નથી, જે ગૃહપ્રાચીરે વિરાટ અનુપલબ્ધ જગતને સીમિત, પ્રત્યક્ષ અને નિશ્ચિત બનાવ્યું હતું, એ જ એની કામના હતી. ત્યાંથી મેં જ એને ઉપાડીને એક અસ્પષ્ટ આદર્શના કંટકમય પંથમાં મૂકી દીધી. એ ભલે સ્પષ્ટ રીતે કહી શકતી ન હોય, પણ એ એને સહન શી રીતે કરી શકશે? વિલુની માએ ઘણાં દુ:ખો સહન કર્યાં છે, પણ સહન કરવાની પણ હદ હોય છે. એને શું કાલે અંતિમક્રિયા વખતે જવા દેશે? સરકારી તંત્ર ભલું હશે તો કોઈનેયે જવા નહિ દે. ભલું હશે તો લશ્કરની લોરી એના શબને લઈ જશે. લાગે છે સુપરિન્ટેન્ડેન્ટ એની અંતિમક્રિયા ખાસ કરીને બ્રાહ્મણ વૉર્ડર પાસે જ કરાવશે. જેલની ચારે બાજુ શું પોલીસનો પહેરો ગોઠવાઈ ગયો છે? લાગે છે કે એ લોકો દીવાલની ચારે બાજુ આંટા માર્યા કરે છે. નકામી મહેનત કરે છે. આટલી બધી તકેદારી રાખવાની કશી જરૂર નથી. બહારનું વાતાવરણ કેવું છે તેની મને ખબર નથી, પણ જેલની અંદર તો જરા જેટલો વિક્ષોભ કે ઉશ્કેરાટ નથી. બધું રોજની જેમ ચાલે છે... કદાચ સવારે જેલના દરવાજા આગળ ઘણી ભીડ થશે. સરકારી હુકમનો ભંગ કરીને પણ કેટલાય લોકો શોકસભા ભરશે. કદાચ શહેરમાં હડતાલ પણ પડશે, પણ તેથી કંઈ અમને પડેલી ખોટ ઓછી પુરાવાની છે? વિલુની માને આશ્વાસન આપનારું પણ કોઈ નથી. એની નાની બહેન વૃંદાવન રહે છે, ને એ તો સંસારી વિષયો વિષે ઉદાસીન છે. ભાણેજને તો એ બરાબર ઓળખતી પણ નથી. ને વિલુનાં મામા તો સરકારી અમલદાર છે, એથી એની જોડે તો લટકતી સલામનો જ સંબંધ

છે. આમે, વિજયાદશમીને દિવસે પણ એ શુભેચ્છા-સંદેશ પાઠવતો નથી. તેમાં વળી આવો મામલો. વળી, પોતાની નોકરી કાયમ રહે એ માટે તો એ મારી જોડેના સંબંધનો પણ સ્વીકાર નહિ કરે... નીલુ-વિલુ કોઈ મામાને ઘેર જવા માટે રાજી નથી હોતા. મોટા થયા ત્યારે એક વાર ગયા હતા. પણ બીજે જ દિવસે ચાલી આવ્યા હતા. શા માટે ચાલી આવ્યા તે કંઈ સમજાયું નહિ. પાછળથી મને ખબર પડેલી. એના મામાએ મારે વિષે એવો મત પ્રગટ કરેલો કે હું 'પરફેક્ટ વૅગેબૉન્ડ' (પૂરો રખડેલ) છું. છોકરાઓ મારું એવું અપમાન સહન ન કરી શકયા. સાચેસાચ હું રખડેલ નહિ તો શું? સંસારની જવાબદારીનું મને પૂરું ભાન નથી. હું પૈસા કમાતો નથી, ને હા હો કરતો રખડતો ફરું છું. ગણતરીબાજ લોકો આને કમનસીબ નહિ કહે તો બીજા શાને કહેશે? સાધારણ રીતે એ લોકો મને ગાંડો ગણે છે. આ રીતે ભાગ્યશાળી વિષેની એમની દૃષ્ટિ જ જુદી છે, અને પ્રશંસા અને સન્માનનો અર્થ જુદો જ સમજે છે ત્યાં એમને શો દોષ દેવો? વિલાયતમાં પહેલાંના વખતમાં રખડેલ વિષે જે કાયદો હતો તેમાં હું બરોબર બંધબેસતો છું. અહીં તો આજ પણ મને એ લોકો બી.એલ.ના કેસમાં સંડોવી શકે એમ છે. ૧૯૨૧–૨૨માં મોટા મોટા કોંગ્રેસી નેતાને બી.એલ. અનુસાર સજા કરવામાં આવી હતી. હું કદાચ એને હસીને ઉડાવી દેત. નીલુની વાત જ કરું, એ એના બાપને વિષે જે રીતે વાત કરે છે તે તો ઘરમાં બધા જાણે છે. તો બીજા મારે વિષે ગમેતેમ બોલે તેમાં મારાથી શું થઈ શકે? તો પણ હાં, એ વાતનો હું જરૂર સ્વીકાર કરું છું, કે એ હજુ મારા મોઢા સામે કશું બોલતો નથી. એ સામો જવાબ હજુ સુધી તો આપતો નથી.

જરા જઈને હાથમોઢું ધોઈ આવું. બેસી બેસીને પીઠ ને કમર દુખવા આવ્યાં છે. પોતાના શરીરની વાત લોકો જાતે થોડા કરે છે, એ તો એમને બીજા યાદ દેવડાવે. હું ઊઠયો એટલે સુરજવલ્લીબાબુએ પૂછ્યું, "કેમ કયાં ચાલ્યા?"

જવાબ આપ્યો, "રૂમ પર. જરા હાથ-મોઢું ધોઈ આવું."

વિમાનનો અવાજ સંભળાયો. એ આવ-જા કર્યા જ કરે છે, જેમના સેંકડો લોકો લડાઈમાં મરે છે, તેઓ જીવનનું મૂલ્ય શું સમજે? મારી દૃષ્ટિએ ભલે વિલુ મારો છોકરો હોય, પણ એમની દૃષ્ટિએ એનું મૂલ્ય શું? લડાઈના વખતમાં કાંઈ સામાન્ય સમય જેવું મૂલ્યાંકન થોડું થાય છે? આજે સામાન્ય નાગરિક, રક્ત-માંસથી ઘડાયેલો વિચારબુદ્ધિશીલ માણસ નથી. આજે તો એનો પરિચય ઓળખપત્ર દ્વારા અને રૅશનકાર્ડના નંબરથી મળે. લડાઈમાં ગયેલા સૈનિકની વાત છોડી દો. બધે જ

લોકો સામાન્ય જીવન ભૂલી ગયા છે. પહેલાં એક-બે વિમાન ઊડતાં ત્યારે લોકો આંખ ઊંચી કરીને જોતા. આજે ત્રણ ડઝન બૉમ્બર એકસાથે જાય તોયે કોઈ તાકીને જુએ નહિ. જ્યારે બૉમ્બ પડતા હતા ત્યારે કલકત્તાના લોકો શું આ પ્રમાણે ઉદાસીનભાવે એ પ્રક્રિયાને જોતા હતા? તેઓ શું બિન્દુમાત્ર વિચલિત થયા નહોતા? લોકોને હમણાં વિલુની વાતનો વિચાર કરવાની ક્યાં ફુરસદ છે? જો લોકો જ એ વિષે વિચાર ન કરતા હોય તો પછી સરકાર શા માટે નકામું માથાદુખણું ઊભું કરે? વિલુનું દળ બરાબર જ કહે છે કે કોનું હૃદયપરિવર્તન કરશો? હૃદય હોય તો એનું પરિવર્તન થાય ને? તોપણ એ વાત એટલી જ સાચી છે કે હિંસા જેટલી વધે ત્યાં વિરોધીઓનું દમન પણ એટલું જ વધવાનું. એટલું અમાનુષી દમન સહન કરવાની શક્તિ લોકોમાં છે ખરી? લક્ષ્ય તરફ પહોંચવાની આકાંક્ષા કેટલી તીવ્ર છે તેનો માપદંડ એ છે કે એ માટે કેટલો ત્યાગ કરવા દેશ તૈયાર છે? આટલી સામાન્ય વાત પણ વિલુના દળના લોકો સમજતા નથી. ઝંપલાવતા પહેલાં પોતાના સામર્થ્યનો પણ વિચાર કરવો જોઈએ ને?

હાથમોઢું ધોઈને ટુવાલથી મોઢું લૂછી નાખ્યું. આ શું દાસજી ઊઠી પડ્યાને? મારા મોઢું ધોવાના ને કોગળા કરવાના અવાજથી એ જાગી ગયા કે શું? ના. ત્રણ વાગ્યા લાગે છે. એ ભાઈ રોજ રાત્રે ત્રણ વાગ્યે ઊઠે છે. પછી શિયાળો હોય કે ઉનાળો, એ અર્ધો કલાક ટબમાં બેસી રહે છે. ઘણો ખર્ચ કરીને જેલની ફૅક્ટરીમાં જલચિકિત્સાનું ટબ તૈયાર કરાવ્યું હતું. બહારથી એ આરામ-ખુરશી જેવું લાગે. એમાં એ ગળાબૂડ પાણીમાં બેસી રહે ને પછી મોઢામાંથી કશોક અવાજ કાઢે. ખાબોચિયામાં ઘડો ડુબાડતી વખતે જે જાતનો અવાજ થાય તે જાતનો એ અવાજ હતો. પથારીની ચાદર કાઢીને ટબની ચારે બાજુએ ટાંગી એ ટબની આસપાસ પડદા જેવું કરતા. નાહ્યા પછી એ શીર્ષાસન કરતા. અર્ધો કલાકથીયે વધારે વખત માથું નીચું, ને પગ ઉપર એવી સ્થિતિમાં એઓ નિશ્ચલ અને નિસ્પંદ રહેશે. મને હમેશાં બીક લાગ્યાં કરે કે કોઈ દિવસ નાક ને મોઢામાંથી લોહી બહાર ન આવે.

મારી જગ્યા આગળ હું ફરી આવી પહોંચ્યો. સુરજવલ્લીબાબુ બેઠેલા હતા. વિલુ અત્યારે શું કરતો હશે? કદાચ ક્રોધ તથા ચિંતાથી જર્જર એવી સ્થિતિમાં આંટા મારતો હશે. એ મને યાદ કરતો હશે ખરો? વિલુને આખરી ક્ષણે મારે વિષે કેવો ભાવ હતો એ જાણવા મળત તો સારું થાત. નીલુને એ દોષિત નહિ માને, એને એ માફ કરશે એ હું છાતી ઠોકીને કહી શકું એમ છું. પણ અત્યારે

એના મનમાં શું ચાલતું હશે એ તો એકલો ભગવાન જ જાણે છે. કદાચ ગાંડા જેવો થઈ ગયો હશે કે બાલ હાથમાં પકડી ખેંચ્યા કરતો હશે. કદાચ સળિયા પર માથું મૂકયું હશે. કદાચ નાના બાળકની જેમ વૉર્ડરને બારણું ઉઘાડવા કહેતો હશે. ના, ના, વિલુ કંઈ થોડો એવું કરતો હોય! અસહ્ય મર્મવિદારક વેદનાથી એનું હ્રદય ચૂર્ણવિચૂર્ણ થઈ જતું હોય તોપણ એના મોઢા પર હ્રદયના ભાવ એ પ્રગટ ન થવા દે. આખરી ક્ષણ સુધી એના આદર્શનું સન્માન પૂર્ણાંશે જળવાઈ રહે એ માટેનો પ્રયત્ન એ કરતો રહેશે. સુપરિન્ટેન્ડેન્ટને બતાવવાને માટે એ મરતી વખતે મોઢા પર સ્મિતની રેખા ફરકાવશે પણ ખરો.

જેલરની જોડે મજાક પણ કરશે. ફાંસીને માંચડે ચડવા જ્યારે સીડી પાસે જશે, ત્યારે ઑફિસરનો આભાર પણ માનશે. આવી સુન્દર પરોઢે શુક્રતારાની સાક્ષીએ એને ફાંસી આપવા માટે આ બધું એ કરે, પણ પોતાની નબળાઈ દેખાડી એની પાર્ટીના નામ પર કલંક તો એ નહિ જ લગાડે. મારો છોકરો, મારો મોટો છોકરો, એને હું ન ઓળખું? એને ચારે તરફથી ખૂબ સ્નેહ મળ્યો છે. હરદાર દુબેની પત્ની વિલુને સંભારતાં થાકતી નથી. સહદેવની મા વિલુને ઝંખ્યા કરે છે ને જિતેનની મા વિલુને પોતાના પેટના દીકરાથી વધુ ચાહે છે. આમ વિલુના પર સ્નેહ વર્ષાવનારા લોકોનો તોટો નથી. જિતેનની મા તો કુટુંબની જ ગણી શકાય. પણ બીજા અલ્પપરિચિત સ્થાનમાં પણ જ્યાં જ્યાં વિલુને સ્નેહ મળ્યો છે, ત્યાં એ સ્નેહની ધારાને સ્થાયી કરવા, અને વેગવંતી બનાવવા એ સતત પ્રયત્નશીલ રહ્યો જ છે. કોઈને ત્યાં હોળીને દિને પ્રણામ કરવા જશે, કયાંક આશ્રમમાંથી લીંબુ મોકલાવશે, કોઈના છોકરા માટે ભણવાની સગવડ કરશે. આવું આવું તો એ કર્યા જ કરતો હોય. આ સ્નેહમાં પણ એ સામા પક્ષ પાસેથી કશી અપેક્ષા રાખવાનો નહિ ને સ્નેહનાં બંધન પણ બધે એકસરખાં દઢ નહિ. બધાંને સ્નેહ આપવાનો એને એક પ્રકારનો નશો હતો. ઘરમાં માનો અઢળક સ્નેહ એને મળતો. તે ઉપરાંત બીજે બધેથી પ્રેમ મેળવતો એટલે એના વર્તનમાં આટલી મધુરતા હતી. નીલુની વાત જ જુદી. સ્નેહ પ્રગટાવવા જે મીઠાશથી બોલતાં આવડવું જોઈએ તે એને ક્યાં આવડતું હતું? એ તો ફક્ત પોતાના ખ્યાલમાં જ મસ્ત હતો. પોતાનો મત એ જ અચળ સત્ય છે, એમ એ દઢતાથી માનતો અને એના પ્રચારમાં મંડ્યો રહેતો. સ્નેહનું ઋણ ચૂકવવા જે કાંઈ નાનાંમોટાં કામો કરવાં પડે છે તેમાં વખત બગાડવામાં એ માનતો નથી. એના કરતાં એટલો સમય સિદ્ધાન્તની ચર્ચા

કરવામાં એને વધારે આનંદ આવતો. જ્યારે વિલુ તો લોકો પર ભૂરકી નાખતો. બાપાજીને પણ એણે જાદુ કર્યું હતું. દેવલોક પામ્યા છે એટલે એમને વિષે મારે કહેવું ન જોઈએ પણ કહેવાઈ જાય છે કે એઓ પહેલેથી જ અત્યંત ક્રોધી. કેટલીય વાર મેં જોયું છે, જમવા બેઠા હોય ત્યારે રસોઈ એમને પસંદ પડે નહિ. પહેલાં તો થોડી કચકચ કરે. પછી 'રૅગેડ ડાયટ' કહીને થાળી હડસેલી મૂકે, ને ખાધા વગર ઑફિસે ચાલ્યા જાય. આ તરફ મા પણ આખો દિવસ ખાધા વગર બેસી રહે... ચા તો ખરાબ છે, કહીને ચાનો પ્યાલો ફેંકી દે. આવી તો કેટલીય વાતો યાદ આવે છે. ઘડપણમાં ગુસ્સો વધતો જ ગયો. આખરની વખતે થોડાં ગાંડપણનાં ચિહ્ન જણાતાં હતાં. ધીરે ધીરે બે પગ ખોટકાઈ જતા હતા. આખરે ના છૂટકે એમને કાશી મૂકીને પૂર્ણિયા આવવું પડયું. શરીર જેમ જેમ બગડતું ગયું તેમ તેમ ગુસ્સો વધતો ગયો. એ વખતે વિલુનો જન્મ થયો. આખો દિવસ એને લઈને બેસી રહે. હરીફરી શકતા નહોતા, આરામખુરશી પર સૂઈ રહેતા, પણ વિલુને આંખથી અળગો કરતા નહોતા. બીજા કોઈ ઘરની સ્ત્રી ઘેર આવે તો કહેતા એ ડાકણ છે, વિલુને એના હાથમાં સોંપશો નહિ. એ માટે વિલુની માને ઘણી વાર કડવા શબ્દો કહેતા. છેલ્લા દિવસોમાં જ્યારે પથારીવશ થયા ત્યારે મન ઘણું અસ્થિર થઈ ગયું હતું. ખાટલાની ચારે બાજુ લાકડાંની ફ્રેમ જડાવી દીધી હતી, જેથી એ ગબડી ન પડે. વાચા લગભગ બંધ પડી ગઈ હતી. આંખ ઘણુંખરું બંધ જ રાખતા. ભાન પણ ઓછું થઈ ગયું હતું. પણ એ અવસ્થામાં પણ ગુસ્સો ઓછો થયો નહોતો. મને તથા વિલુની માને હેરાનપરેશાન કરી મૂકતા. જમાડતી વખતે અમારાં આંગળાં પકડીને આમળતા, પણ જો વિલુને એમની પાસે બેસાડચો હોય તો બધો ક્રોધ કોણ જાણે કયાં અલોપ થઈ જતો. બહુ ગુસ્સે થાય ત્યારે પથારીમાં નાના છોકરાની જેમ બરાડતા. ત્યારે વિલુની કુમળી આંગળીઓ એમના મોઢા પર રાખી દેતો, તો મંત્રમુગ્ધ સાપની જેમ એ ઠંડા પડી જતા. આંખો બંધ કરીને પડચા હોય, અમે કેટલુંય બોલાવીએ તોયે બોલે નહિ, આંખો ઉઘાડે નહિ, જેટલું બોલાવીએ તેટલી એમની જીદ નાના બાળકની જેમ વધતી. અમે વિલુને કહેતા "વિલુ દાદાજીને બોલાવ તો." નવાઈની વાત એ હતી કે એવી અર્ધબેભાન અવસ્થામાં પણ એ જાણી જતા કે વિલુ એમને બોલાવે છે ને હાથ પસારીને જોતા કે વિલુ કયાં છે, ને પછી આંખો ઉઘાડી જોતા. જે દિવસે એમણે છેલ્લી વાર આંખ મીંચી ત્યારે છેલ્લી વાર બાપાજીના કાનની આગળ મોઢું લઈ જઈને હું બોલ્યો હતો, "બાપાજી! આ વિલુ તમને

બોલાવે છે વિલુ !" ત્યારે પણ મનમાં ક્ષીણ આશા હતી કે વિલુનું નામ સાંભળીને એ હુંકારો ભણશે પણ એ વખતે એઓ અવાજની પેલે પાર પહોંચી ગયા હતા તે વખતે પણ આટલી નાની ઉંમરમાં વિલુની બુદ્ધિ અત્યંત તીવ્ર હતી. એ વખતે ઉંમર પણ કેટલી નાની ! એ વખતે પણ એ સમજી શક્યો હતો કે એના વિના બીજું કોઈ દાદાજીને વશ કરી શકે એમ નથી. એના દાદાજીને શાન્ત પાડવા, ને એમને ખવડાવવા માટે એની હાજરી અત્યંત જરૂરી છે એ એને બૂમ પાડીને બોલાવીએ ત્યારે જ એ સમજી જતો અને ત્યારે એ ઉદાસીનતા અને ખોટું ગાંભીર્ય દર્શાવતો. એમ લાગતું હતું કે ઇચ્છતો હતો કે એની મા એની ખુશામત કરે. કાલાવાલા કરે... શું વિલુ પાછો એના દાદાને મળી શકશે? બાપાજીએ શું એમના લાડીલા વિલુને આખરે આ રીતે પોતાની પાસે બોલાવી લીધો ?

મન ઘણું અસ્વસ્થ બની ગયું છે; ઓરડામાં આટલા બધા લોકો છે, બધા જાગતા છે. ઓરડાની બહાર વૉર્ડર છે. ઓરડાની અંદર થતી વાતચીતનો અવાજ ક્ષીણ થયો હોવા છતાં હજી બંધ પડ્યો નથી. દાસજીનો નાહવાનો અવાજ આવે છે. ઓરડો ઠંડો થઈ ગયો છે. બહાર કૂતરાના ભસવાનો અવાજ સંભળાય છે, તેમ છતાં આકાશમાં, હવામાં એક પ્રકારની શૂન્યતાનો ભાવ વિસ્તર્યો હોય એમ શા માટે લાગે છે?

સળિયાની અંદર થઈને અજવાળું બહારના વરંડામાં આવ્યું. પેલું સાડી પહેરેલું ત્યાં કોણ છે? ના, એ તો બાળવાનાં લાકડાં ખડકી રાખ્યાં છે તે છે. એની ઉપર અજવાળું પડયું એટલે સાડી પહેરીને કોઈ ઊભું હોય એવો ભાસ થયો. વિષ્ણુદેવજી રસોડામાં બાળવાનાં લાકડાંનો પણ સંચય કરી રાખે છે. જેલમાં જ્યાં જુઓ ત્યાં આ સંચયની પ્રવૃત્તિ દેખાવાની. ફાટેલો કોટ, જૂની પાઘડી, બધું એકઠું થાય. જેલમાં રહેવાથી આ જાતની મનોવૃત્તિ જન્મે છે. લાકડાંનો ઢગલો જોઈને આ જાતનો દૃષ્ટિવિભ્રમ શા માટે થયો ?... આશ્રમના રસોડામાં વરંડા આગળ લાકડાંનો ઢગલો રહેતો. ઓરડામાં વિલુની મા રાંધતી હતી. વિલુ ક્યાંક જવાનો હતો. એથી એ વહેલો જમવા બેઠો હતો. એને ઉતાવળ હતી એટલે ઝટપટ કોળિયા સરખા ચાવ્યા વગર ગળે ઉતારતો હતો... વાળ જથરપથર હતા. જેલનું ભૂરા પટાવાળું પહેરણ ને જાંઘિયો પહેરેલો. માંદગીને કારણે ચહેરો ફિક્કો પડી ગયો હતો...

ભગવાન ! ગાંધીજી ! તમને સંભારવાથી પણ મન મજબૂત થતું નથી. એ જ મારી આખરી આધારશિલા છે. આંધળાની લાકડી છે, મારી જપમાળા છે...

તિબેટમાં યરવડાચક્ર જેવી વસ્તુને ફેરવીને લોકો નામજપ કરે છે. એકદમ સુરજ-વલ્લીબાબુ તરફ નજર ગઈ. બિચારો ચિંતાતુર મુખે મને જોઈ રહ્યો છે. મારા મોઢા પર, મારી આંખમાં ને મારા વર્તનમાં જરૂર કશુંક વિલક્ષણ લાગતું હોવું જોઈએ... પૂણીઓ કેટલી ખરાબ છે, કાંતતાં કાંતતાં વારેવારે તાર તૂટચા કરે છે... પરદેશમાં લોકો માંદા પડે તો અકળાઈ જાય. આત્મીય સ્વજનને મળવાની ઇચ્છા દર્શાવે. કુટુંબીજનોની સેવાચાકરી માટે વ્યાકુળ બની જાય ને આજે આવા દિવસે વિલુના કુટુંબીજનો એની પાસે નથી. મારે એની જોડે કેટલીય વાતો કરવાની હતી. છોકરા જરા માંદા પડે તો વિલુની મા ખાવાપીવાનું બંધ કરી દેતી. રાત-દિવસ માંદાની પથારી પાસે જ એ વિતાવે ને પંખો નાખ્યા જ કરે. માંદાને સાજા કરવા માટે તો એને શું ખવડાવાય ને શું ન ખવડાવાય તેની એ સતત કાળજી રાખ્યા કરે. તાવ ઊતરી જાય તેને બીજે દિવસે ફક્ત દાળનું પાણી. તેને બીજે દિવસે ફક્ત પાઉં, ને તે પછી ઘઉંની રોટલી, ને પછીને દિવસે ભાત. નીલુ-વિલુ જાણે છે કે આ સિવાય બીજો આરો નહિ. પણ આજે અમે એને એવી દશામાં આણી મૂકચો છે કે અંતિમ મુહૂર્તે વિલુની માની પાસે વિલુ નહિ... અનેક જાનવર પોતાનાં બચ્ચાંને ખાઈ જાય છે તો અમે શું એ જ જમાતનાં? પાછો તાર તૂટચો. લાગે છે કે ઘણું ઝીણું સૂતર કાંતું છું એટલે જ તાર તૂટચા કરે છે. ના, પણ આનાથી જાડું સૂતર કાંતું તો તો એની શેતરંજી જ વણાય...

સાંભળ્યું છે કે નેપાળમાં એક જણને બદલે બીજો એક જણ રાજદંડ ભોગવી શકે. એ સાચું છે કે નહિ તેની ખબર નથી પણ મોટા માણસો પોતાને બદલે પોતાના નોકરચાકરને જ જેલમાં મોકલી આપે. અહીં જો એવો કોઈ નિયમ હોત તો વિલુને બદલે હું જ જાત...

એવી કેટલીય વાતો સાંભળી છે કે એક જણ બીજાનો રોગ પોતે લઈ લે. હુમાયુંની મૃત્યુશય્યા પર બાબરે એ પ્રમાણે કર્યું હતું. લડાઈના વખતમાં જે બાન રાખે છે, તે એક જીવને બદલે બીજા જીવને જકડી રાખવા સિવાય બીજું શું છે?

પાછો ચરખાનો તાર તૂટચો. પૂણી જ જૂની હોય એમ લાગે છે. એક વાર તાર તૂટચા પછી કંઈ રેંટિયો થોડો કંતાય છે? પણ આ પૂણીથી પહેલાં પણ સૂતર કાંત્યું હતું. ત્યારે કંઈ તાર તૂટચો નહોતો. ના, મારા હાથપગ ધ્રૂજે છે. પૂણીને સરખી પકડી શકતો નથી, કે મરજી મુજબ કાંતી શકતો નથી. આંખોના ડોળા પણ ચકળવકળ થાય છે. સૂતર ઝાંખું દેખાય છે, ફાનસનું ગ્યાસતેલ ખલાસ થવા આવ્યું હોય એમ લાગે છે. આંખનું તેજ પણ કેટલો વખત રહે? ઉંમરની અસર તો થાય

જ ને? ના, નકામો મારી જાતને ખોટી રીતે સમજવા પ્રયત્ન કરું છું. અત્યારની મારી માનસિક અવસ્થા એવી છે કે એમાં ચરખો કાંતવો અસંભવિત છે........ સોરાબ રુસ્તમની વાતમાં કશું ઐતિહાસિક સત્ય નથી. એ પૂરેપૂરી કાલ્પનિક છે. બાપબેટા વચ્ચે શું ક્યારેય આવું બની શકે? શા માટે ન બની શકે? આ દુનિયામાં બધું સંભવિત છે. સિંહાસન માટે પિતાપુત્રનું યુદ્ધ એ તો ઇતિહાસની સામાન્ય ધારા છે. ને મને તે એવી કઈ કસોટીમાંથી પસાર થવું પડે છે. ખરી કસોટી તો શીખ-ગુરુ બંદાની થઈ હતી. પોતાને હાથે પોતાના સંતાનની હત્યા કરવી પડી હતી. ઓહ! લોહી, વેગથી છાતીમાંથી લોહી ટપકે છે!

સુરજવલ્લીબાબુએ પૂછ્યું, "તમે કંઈ કહ્યું?"

ચમકીને બોલ્યો, "ના હું તો કશું બોલ્યો નથી." મને સમજાયું કે આખરી વાત હું અજાણતાં મોટેથી બોલ્યો હોઈશ. સુરજવલ્લીબાબુ ખમચાતાં ખમચાતાં બોલ્યા: "ચરખો કાંતતાં મુશ્કેલી પડતી હોય તો હવે કાંતવાનું બંધ શા માટે નથી કરતા?"

"ના, ના, મુશ્કેલી શાની? બરાબર કંતાય છે."

મનમાં થયું કે કંઈ ખોટું કામ કરતાં હું પકડાઈ ગયો છું. એને જવાબ જવાબ આપતાં, હું લોચા વાળતો હતો. ગમે એમ કરીને આ વાતને ટૂંકાવી હું સૂતર તરફ જ દૃષ્ટિ એકાગ્ર કરું તો બચી જાઉં. પૂણીમાંથી જ્યાંથી સૂતર બહાર નીકળતું હતું એ તરફ હું જોઈ રહ્યો.—જેથી કોઈની જોડે આંખો મેળવવાની જરૂર ન પડે. આંખમાંથી પાણી પડતું હતું. જરૂર રાત પડતી હતી તેથી, બીજું કોઈ કારણ નહોતું, રાત પડે એટલે આંખો બળવા માંડે. મહાત્માજી! મારા મનને મજબૂત કરો. સંયમનો બંધ હવે ટકતો નથી. હું હવે મારી જાતને સંભાળી શકતો નથી.

સુરજવલ્લીબાબુએ કહ્યું. "માસ્તરસાહેબ! માસ્તરસાહેબ! ઓ માસ્તરસાહેબ!"

જાણે આ અવાજ બહુ દૂરથી આવતો હોય એમ લાગ્યું. તન્દ્રામાં રેલગાડીનો અવાજ બહુ દૂરથી જેવો લાગે તેવો. મને સમજાયું કે સુરજવલ્લી મને બોલાવે છે. પણ હોંકારો ભણવાનું મન થતું નહોતું. સુરજવલ્લીબાબુએ પીઠ પર હાથ મૂક્યો હતો.—દરદીના હાથનો સ્પર્શ થતાં હું પોતાની જાતને સંયમમાં રાખી શક્યો નહિ. —"વિલુ! ઓ વિલુ!" રેંટિયાની પૂણી છોડીને મેં સુરજવલ્લીબાબુનો હાથ પકડ્યો. બન્ને જણ કશું બોલ્યા નહિ. એમની આંખમાંથી પણ આંસુ પડવા લાગ્યાં. ખુરશી-માંથી ઊઠીને ચાર જણ આવ્યા. છિઃ! મેં આ શું કર્યું! લોકો એકઠા થઈ ગયા.

મેં એકદમ હાથ છોડી દીધો. પાછો રેંટિયો કાંતવાનો પ્રયત્ન કર્યો. પણ સફળ ન થયો. સદાશિવે ફરીથી મને વીંજણો નાખવા માંડ્યો. એ ઊંઘી ગયો હતો. પાછો ક્યારે ઊઠ્યો? સાજાસમા માણસને પંખો નાખવાની શી જરૂર? એણે શું એમ માન્યું હશે કે હું પાછો બેભાન થઈ જઈશ?

સદાશિવને કહ્યું: "બહુ ટાઢ વાય છે. હવે પંખો નાખવાની જરૂર નથી."

કોણ કોની વાત સાંભળે?

થોડી વાર પછી સુરજવલ્લીબાબુએ ધીરે ધીરે મને પૂછ્યું, "હું ગીતાપાઠ કરું? સાંભળશો?"

એવી દર્દમય મીઠી વાણી હતી! એની માગણીએ ઇન્કાર કરી શકાય એમ નહોતું. કહ્યું: "વાંચો."

પાછો રેંટિયો કાંતવા બેઠો. એમણે ગીતાપાઠ શરૂ કર્યો. એ શા માટે મારી આગળ ગીતાપાઠ કરવા ઇચ્છતા હતા તે હું સમજી શક્યો. મારા મનને મજબૂત કરવા નહિ, સહાનુભૂતિ દર્શાવવા નહિ, એમની ચિંતા દૂર કરવા માટે નહિ, પણ શબને લઈ જતી મિલિટરી લૉરીનો અવાજ તથા મૅજિસ્ટ્રેટ તથા ડૉકટર સાહેબની મોટર ગાડીનો અવાજ મને ન સંભળાય તે માટે. આની પૂર્વે જ્યારે જ્યારે ફાંસી દેવાઈ હતી, ત્યારે દરેક વખતે અમે ભીતિમિશ્રિત ઉત્કંઠાથી એ અવાજને સાંભળવા પ્રયત્ન કરતા. મોટરના ભૂંગળાનો તીવ્ર અવાજ ત્યારે અમારા સ્નાયુઓને ડહોળી નાખતો, તે પછી આખા વૉર્ડમાં એવું નિઃસ્તબ્ધતાનું સામ્રાજ્ય છવાઈ જતું કે અમારી છાતીના ધબકારા પણ સંભળાતા. એવે વખતે સમય જાણે સ્થગિત થઈ જતો — ને સવાર પડતી જ નહિ. પાછો મોટર લૉરીનો અવાજ થાય એટલે લોકોને ખબર પડે કે શબને બહાર લાવવામાં આવ્યું છે. તે પછી નવ વાર ઘંટ વાગે. કેદીઓને જગાડવાને માટે. ફાંસીને દિવસે બધા જાગતા જ હોય, તેમ છતાં નિયમનું ઉલ્લંઘન ન થાય. તે પછી બે ઘંટ વાગે. બધાની ગણતરીનો મેળ મેળવવા. એ અવાજ બધાને જણાવે કે રાત્રે જેટલા કેદીઓ બંધ કરવામાં આવ્યા હતા, પ્રાતઃકાળે પણ બરાબર તેટલા જ છે. એક પણ ઓછો થયો નથી, બધા વૉર્ડરો પોતપોતાના વૉર્ડના કેદીઓને સંખ્યા દેવડીએ પોકાર કરીને જણાવે. આ સરવાળો રાતની સંખ્યા જોડે મળ્યો તે સમાચાર બે ઘંટ વગાડીને બધે આપવામાં આવે. જેલર જમાદારને ચાવી આપી દે ને પછી બધા વૉર્ડના દરવાજા ઉઘાડવામાં આવે. ને કેદીઓ કીડીઓની હારની જેમ કતારમાં બહાર આવે. 'જોડા ફાઈલ', 'જોડા ફાઈલ'-માં ઊભા રહેવાનો એમનો એક દિવસ ઓછો થયો. નવા ઉદ્યમથી, કઠણ, દુરતિ-

કૃત્ય બીજો એક દિવસ ખુટાડવા એ સાવધ બની જાય. દરેક ઘંટ એને યાદ દેવડાવે કે ચોવીસ કલાકનો એક દિવસ હોય છે — એ દિવસ તો ખુટાડયો—પણ હજી આટલા દિવસ બાકી છે....

મને એ લોકો ભુલાવવાનો પ્રયત્ન કરતા હતા, પણ વિલુને ભૂલી શકાય એમ હતું જ નહિ. અત્યારે શું પ્રયત્ન કરવાથી અન્યમનસ્ક બની જવાય? જો એમ થઈ શકતું હોત તો ઊગરી જાત....એ ભગવાનની અશેષ કરુણા છે કે એક જ ક્ષણે એક સાથે, એકથી વધારે વિષય વિષે વિચારો આવતા નથી. વિલુ જો આખરની થોડીક ક્ષણો પોતાના મૃત્યુ સિવાય બીજી કોઈ બાબતનો વિચાર કરે, તો એ માનસિક અશાંતિ તથા ત્રાસમાંથી ઊગરી જાય. કદાચ વ્યથા એને સ્પર્શી જ નહિ શકે. ભગવાન! મેં તારી પાસે હજી સુધી કશું માગ્યું નથી. આજે આ વિપદ વેળાએ હાથ જોડીને હું તારી સમક્ષ મારી ઇચ્છા વ્યક્ત કર્યા વિના રહી શકતો નથી. ભગવાન! વિલુને આખરી ક્ષણે બીજી કોઈ વાતનો વિચાર કરતો કરી દે, એના મનમાં અન્ય કોઈ વિષયને ઝબકાવી દે. અંતિમ મુહૂર્તની પહેલાં જ મૃત્યુના ભયથી એને કણકણનું મૃત્યુ ન અનુભવવું પડે. ટેલિપથી શું સત્ય છે? મારા મનની આકાંક્ષા શું વિલુની પાસે પહોંચે છે ખરી? વિલુ જો, આજે તારો બાપ, તારે માટે એની પોતાની જાતની સમક્ષ ને ભગવાનની આગળ નાનો બની ગયો......

સુરજવલ્લીબાબુ ગીતાપાઠ કરતા હતા. અતિપરિચિત ગીતાના શ્લોકો સાંભળતો હોવા છતાં સાંભળતો નહોતો. સાંભળવા છતાં અર્થગ્રહણ કરી શકતો નહોતો. ધ્વનિના તરંગો કાન પર અથડાતા હતા, પણ મન તથા મગજ પર એની કશી અસર થતી નહોતી. — વિરાટ યુદ્ધક્ષેત્રમાં ઊભા રહી ગીતાની વાણી સાંભળવાનું ફક્ત દ્વાપર યુગમાં જ સંભવિત હતું. હું થોડો અર્જુન છું? અમે ગીતાના મર્મને સમજી જ શકયા નથી. જે નાસ્તિક વિલુએ ગીતા પાછી વાળી હતી, તે જ કર્મયોગનો મૂળમંત્ર સમજ્યો હતો, અને પોતાના કામમાં લીન થઈ ગયો હતો. ને નીલુ પણ કંઈ કમ છે? એના કઠોર કર્તવ્યભાન સમક્ષ, સ્નેહ પ્રેમ, આત્મીયતાની જવાબદારી, જનમત, જેનો એ ખૂબ આદર કરતો હતો તે મોટાભાઈ — બધું તુચ્છ બની ગયું. એ બન્નેને હું નાસ્તિક માનું છું. ઈશ્વર પર શ્રદ્ધા આપણા હૃદયને બળ આપે છે. અને ઈશ્વર પરની અશ્રદ્ધા એમના મનને નબળું બનાવતી નથી. જે ચીજ બીજાને પતનોન્મુખી લાગતી હોય, તે ચીજો દ્વારા જ તાંત્રિક સાધક સિદ્ધિ પામે છે.

'હે'' હું ચમકયો. હાથમાંની પૂણી પડી ગઈ. રેંટિયાનો ઘર્ઘર અવાજ, અને ગીતાપાઠનો એકધારો સૂર એ બધાને ભેદીને, બીજા બધા અવાજોને ડુબાવી દેતો.

મોટર લોરીનો અવાજ સંભળાયો. — પછી મોટર ઊભી રહેવાનો અવાજ. મારી છાતી પરથી જ જાણે લોરી ચાલી ગઈ. — જો એને ખેંચીને આગળ વધતી અટકાવી શક્યો હોત. — મારા શરીરમાં જેટલી શક્તિ છે તે બધીને એકત્રિત કરીને એ કાંકરાવાળા રસ્તા પરથી મને ખેંચીને લઈ જાય છે. — લોરીનાં પૈડાં મારી બધી તાકાતથી ખેંચ્યું — લોરી અટકી — મારા હૃદયનાં સ્પંદનો જોડે સૂર મેળવીને મોટરના એંજિનનો અવાજ થાય છે, — ક્રોધે ભરાયેલા હિંસક પ્રાણીના અવાજની જેમ. સદાશિવ મારી પીઠ પર હાથ ફેરવે છે. બધા દોડીને મારી તરફ આવ્યા. કોઈ ગાડીની નીચે ચગદાઈ ગયું હોય ને ભીડ એકઠી થાય તેમ.

સદાશિવ કહે : "ચાલો બધા મળીને પ્રાર્થના કરીએ." બધા ત્યાં બેઠા. વૈદનાથનું દળ, ફોરવર્ડ બ્લૉકનું દળ, કિસાન સભાના છોકરાઓ, સામ્યવાદી છોકરાઓ, ને બીજા બધા તો હતા જ. મહેરચંદજીએ 'રાષ્ટ્ર ગગનકી દિવ્ય જ્યોતિ' શરૂ કર્યું, આજે પ્રાર્થના કરવામાં કોઈને વાંધો નથી. એ પ્રાર્થના ગીતની ઠઠ્ઠા કરતું ગીત કોઇ ગાતું નથી. મહેરચંદજીને જે પંક્તિ યાદ નહોતી, તે પંક્તિ આગળથી જ બધાએ ગાઈ. ગજવામાંથી કાગળને કોઈએ બહાર કાઢ્યો નહિ. બધા હૃદયથી ગાતા હતા. આટલા અવાજમાં મૅજિસ્ટ્રેટ તથા ડૉકટરસાહેબની મોટરનો અવાજ સંભળાયો નહિ. એ હેતુથી જ બધાએ આસન જમાવ્યું હતું. જ્યાં મહેરચંદજીએ પ્રાર્થના પૂરી કરી કે તરત જ સદાશિવે "રઘુપતિ રાઘવ રાજારામ" શરૂ કર્યું.

મહાત્માજીનું પ્રિય ભજન! ભજનનો સૂર કેટલો મધુર અને નિત્યનવીન હતો! આગળનું ભજન રાષ્ટ્રધ્વજ વિષે હતું. પણ આ ભજન કંઈ તેવું નહોતું. વિલુની અંતિમ ક્ષણે એના આત્માની શાંતિ માટે અને વિલુના બાપને અન્યમનસ્ક કરવા એ બધા પોતાના મતભેદને ભૂલી ગયા હતા. વિલુના દળના લોકો શું કશું જ નહિ કરે? જો નીલુ હોત તો શું એ ભજનમાં જોડાત? જરાય નહિ. એ તૂટી જાય પણ વળે નહિ. આશ્રમમાં નીલુ અને વિલુ આ ભજન કેટલું સુંદર રીતે ગાતા! મહાત્માજી આગળ પણ એમણે ભજન ગાયું હતું. માનસિક ઉદ્વેગ દબાવવા એ લોકો ખૂબ મોટે અવાજે ગાતા હતા. એમણે નક્કી કર્યું હતું, કે અત્યારે એ રામધૂન પૂરી નહિ કરે — જ્યાં સુધી ગાઈ શકે ત્યાં સુધી મન મૂકીને ગાયાં જ કરશે...... ફાંસીના માંચડાની સીડી પર વિલુ ચડે છે. — અહા, ઉઘાડે પગે એણે ઠોકર ખાધી — કેટલો નબળો પડી ગયો છે! ગળું પંખીના ગળાની જેમ સીધું છે. — નાક ઊંચું છે. નીચે અંધકાર — દોરડાને ખેંચવા લાગ્યા — વિલુ — વિલુ તું જશે તો શું થશે? મારા આટલા બધા વિલુઓને એ પાછળ મૂકી ગયો છે.

ભગવાન! મહાત્માજી! વિલુની માને આઘાત સહન કરવાની શક્તિ પ્રદાન કર. વિલુના આત્માને શાંતિ આપ. ભજન ચાલે છે.

રઘુપતિ રાઘવ રાજારામ, પતિતપાવન સીતારામ.
જય રઘુનંદન જય ઘનશ્યામ, જાનકી વલ્લભ સીતારામ.

જોરથી, હજુ જોરથી!

# ઔરત કિતા

સરસ્વતી ચાલી ગઈ. તો બારણું બંધ કરવાનો સમય થયો. હાં, તેથી જ તો લ્યુસી જમાદારિણીનો અવાજ સંભળાય છે. સરસ્વતીએ માથું દબાવી આપ્યું એથી સારું લાગ્યું. એની આંગળીઓ કેટલી નરમ છે! બન્ને નસોને દબાવે, પછી ધીરે ધીરે આંગળીઓ ફેરવે, ને ભવાં આગળથી નાક આગળ લઈ જાય, એટલે નસનો દુખાવો ચાલ્યો જાય ને માથું ભારે ભારે લાગતું હતું, તે પણ તદ્દન હલકું થઈ ગયું હોય એવું લાગ્યું. જમાદારિણી એને એક મિનિટ પણ શાંતિથી બેસવા દેવાની છે? મારી જોડે તો થોડી પણ નરમાશથી વાત કરે છે, પણ સરસ્વતી તો 'સી' કલાસની. એનો વૉર્ડ પણ જુદો. એને આટલો વખત આ વૉર્ડમાં રહેવા દે છે, એ જ ધન્યભાગ્ય. અહા! એ પાછી જેલમાં શું કરવા આવી તે તો હું જાણું છું. એ વાત એ મારી આગળ શું છુપાવી શકે? જો પહેલાં મેં જાણ્યું હોત, તો જ્યારે સહદેવની માએ મને વાત કરી ત્યારે જ મેં સંમતિ આપી હોત, તો મારા વિલુની આજે આ દશા ન થાત. પણ હું સંમતિ શાની આપું? ભગવાને મને એ રીતે જ ઘડી છે. એવું હોય તો રાજ્યના બધાને મારા પેટમાં શી રીતે પૂરીને બેસી રહી શકવાની હતી? 'જ્યાં જાય ઊકો ત્યાં દરિયો સૂકો' એવી છે મારી દશા. સરસ્વતીનું ભાગ્ય આમેય ફૂટેલું છે, તો લગ્ન થાત તોપણ ફૂટેલું રહેત. મેં તો વિલુને પૂછ્યું પણ નહિ. એ છોકરી મોટે ભાગે શિષ્યવૃત્તિ લઈને ભણી છે. આજકાલના છોકરાને એ ગમે ખરું? મેં એ વાતનો સહદેવની માને ઇશારો પણ કર્યો હતો. સહદેવની માએ કશો જવાબ નહોતો આપ્યો. એ વખતે એ મારી સામે ટગર ટગર જોઈ રહી હતી. પણ એ જવાબ પછી પણ સહદેવે મને સંભળાવ્યું હતું. એણે કહ્યું હતું, "અમે તો રહ્યા ખેડૂત. અમારી બહેન

મિડલ સ્કૂલની પરીક્ષા પાસ ન કરે તો શું એ સરોજિની નાયડુ કે વિજયાલક્ષ્મી પંડિતની જેમ વિદુષી થવાની હતી ? તે સિવાય વિલુબાબુ શું મોટા ભણીને પંડિત થયા છે? વિદ્યાપીઠના શાસ્ત્રીની શી કિંમત ?" સહદેવ દેખાવે શાંત, માથું નીચું ઢાળીને ઊભો રહે, પણ જ્યારે એને કંઈ સંભળાવવું હોય ત્યારે હૃદયને આરપાર વીંધી નાખે એવું બોલે. મારા છોકરાના લગ્નને સવાલ છે — જ્યાં મરજી પડે ત્યાં લગ્ન કરું, ને મરજી પડે ત્યાં ન કરું. એમાં જીભાજોડી શી કરવાની હોય? હું સંમત થઈ નહિ, તે ઘણાને ખરાબ લાગ્યું. હિન્દુસ્તાની ને બંગાળીને કયારેય મેળ ખાય? એ તો જેની જોડે શોભતું હોય તેની જોડે જ શોભે. એમ લાકડે માંકડું વળગાડવાથી શો ફાયદો ? અમે બોલીએ સરસ્વતી, એ લોકો બોલે સરસોયાતી. સરસ્વતીને શું સુક્તો રાંધતાં આવડે? ગોકુળપીઠનું નામ એણે સાંભળ્યું છે ? વિલુને અડદની દાળ જરાય ભાવતી નથી અને એ લોકોને અડદની દાળ સિવાય બીજી દાળ ન ભાવે. એ લોકો મસૂરની દાળ સુવાવડમાં જ ખાય. એક દિવસ વહુરિયાજીને સરગવાની શિંગનું શાક રાંધી આપ્યું હતું. એણે કહ્યું હતું, "મને આ શાક ખૂબ ભાવ્યું." એ એને મોઢામાં મૂકે અને ચાવે. એને ચૂસવાની તો એને ખબર જ નહિ. વળી, બંગાળી બોલવાનો શોખ કેટલો ? એ લોકોને શું એકાદ મીઠાઈ પણ સારી રીતે બનાવતાં આવડે છે? જેલમાં જોઉં છું ને? મેં આખી જિંદગી એ લોકોના દેશમાં તો વિતાવી છે — એ લોકો વિષે કશું જાણવાનું બાકી નથી રહ્યું. મીઠાઈમાં એ લોકો ખાય બસ એક "પૂયા". પૂજામાં હોય, લગ્ન હોય, વારતહેવાર હોય, બધે "પૂયા" જ હોય. લોટમાં પાણી થોડું નાખી લોટને ગૂંદો. પછી એમાં ગોળ નાખ્યો ને એને શેકી નાખ્યું કે "પૂયા" તૈયાર થઈ જાય. એમાં રસો તો હોય જ નહિ. બે શાક મેળવીને શાક બનાવતાં તો એમને આવડે જ નહિ. ને એ લોકોની છોકરી જોડે તો હું મારા વિલુના લગ્ન કરું ખરી ? એ કંઈ બે-ચાર દિવસની વાત થોડી છે? આખું જીવન લસણ અને ગોળ-મરચાં ખાઈને કંઈ બંગાળીને છોકરો થોડો જીવી શકે? આમ છતાં સરસ્વતી મને બહુ ગમે છે. હું એને મારા દીકરા જોડે પરણાવવા માગતી નથી. એથી મને એ દીઠી ગમતી નથી એવું તો કંઈ નથી. એને તો હું નાનપણથી જોતી આવું છું. મારી આંખ સામે તો એ ઊછરી છે! કપિલદેવની જોડે એ કેટલીય વાર આશ્રમમાં રહી ગઈ છે. વિલુ–નીલુની જેમ સહદેવ અને સરસ્વતી પણ મારી પાસે જ મોટાં થયાં છે એમ કહું તોયે ચાલે. ને એની ઉંમર પણ કેટલી ? એ વખતે પણ એ છોકરી દેખાવડી હતી.

...મારા રસોડાના વરંડામાં શીમળાનાં ફૂલ જેમાં ભરેલાં હતાં એવું ખાદીનું વૃંદાવની લૂગડું પહેરીને વાંસથી બાંધેલા ઘરની આસપાસ આંટા માર્યા કરતી. જથરપથર વાળ, પાલવનાં ઠેકાણાં નહિ, ને ગોળ ગોળ ફર્યા કરે. હું કહેતી, જરા થાક ખા. ચક્કર આવશે ને પડશે, ને ઊલટી થઈ જશે, પણ એ શાની વાત સાંભળે? "સરસોયાતિ કી ઇસ્કૂલ, વેરી બૅડ, વેરી બૅડ ટિચર ફૂલ" (શિક્ષક સમૂહ) એમ ગાતો ગાતો વિલુ રસોડા પાસેના વરંડામાં ઊભો રહેતો, તોયે સરસ્વતી ગોળ ગોળ ઘૂમતી અટકી નહિ. એણે ઘૂમતાં ઘૂમતાં વિલુની પંક્તિઓનોનો વળતો જવાબ આપ્યો.

મ્યાઉ મ્યાઉ મ્યાઉ કૂ[1]
બિલ્લી ભાઈઆ થૈકું.

વિલુ એની જોડે સૂર મિલાવી કહેતો "મુરગીભાઈઆકી ટાંગ ખાઓ."

ત્યારે એ છોકરી ઘૂમવાનું છોડી દેતી, અને વરંડા આગળ હસતાં હસતાં લોટપોટ થઈ જતી.

છોકરીનું શરીર ભરાવદાર, ઘરકામ તો નિભાવે. બંગાળી ગૃહસ્થ ઘરની છોકરી આવીને કંઈ કોંગ્રેસ આશ્રમવાળાનો સંસાર થોડો ચલાવવાની હતી? એ આશ્રમ શાનો, હોટલ જ હતી. અદાલતમાં મુકદ્દમો ચાલતો હોય એવા ઝઘડાખોર લોકો આવીને આશ્રમમાં ઊતરે. સભાઓ તો ચાલ્યાં જ કરતી હોય, વખત-કવખત રાતદહાડો લોકો આવ્યાં જ કરે. એ તો હું સંભાળી શકી. બીજી કોઈ હોત તો રડીરડીને મરી જાત — સરસ્વતીની રસોઈથી વિલુનું એક દિવસ પણ પેટ ભરાત નહિ. વિલુને મારું શાક ખૂબ ભાવતું. બેસીને પેટ ભરીને શાક ખાતો, જેટલો ભાત તેટલું જ શાક. એ તો મારા હાથની રસોઈ ખાધી એટલે આટલો વખત ટકી શક્યો, નહિ તો એને ભૂખ્યા જ મરવું પડત. હું એને વઢીવઢીને ખવડાવતી ને આ સરસ્વતીને શાક ખાવાની ટેવ જ ક્યાં છે? એમનામાં જે લાખોપતિ હોય તે અભિમાન લે કે અઠવાડિયામાં એ ભાતની જોડે બે દિવસ શાક ખાય છે. શેરીના બધા લોકો એ બાબતની ચર્ચા કરે છે. સામાન્ય ગૃહસ્થના ઘરમાં પણ ઊંચી કોરવાળી પિત્તળની થાળીમાં લાલ ચોખાના ભાતની જોડે એમાં ખાડો કરીને અડદની દાળ રેડે, ને થાળીના ખૂણામાં જરા અમસ્તું કોણ જાણે કેવુંય શાક. એટલામાં તો રાજી રાજી થઈને ખાઈને કપિલદેવ અને સહદેવ પણ

1. ગામડાના છોકરા-છોકરીઓ એક રમત રમે છે. તેમાં બાળકો આ પંક્તિઓ ઉચ્ચારી આંખે પાટા બાંધેલા છોકરા-છોકરીને ચીડવે છે.

એક લોટો પાણી પીએ...

આ કોણ? મારો પગ ખેંચે છે શું કરવા? કોણ છે રે? મનચનિયા! કોણે તને મારે પગે તેલ ઘસવાનું કહ્યું? જરૂર બહુરિયાજી જ હોવી જોઈએ. પોતે જઈને રામાયણ વાંચવા બેઠી છે, ને આને મને હેરાન કરવા મોકલી? રામાયણ-પાઠ તો બરાબર જામ્યો લાગે છે. બહુરિયાજી વાંચે ને બાકીનાં સત્તર જણ એની જોડે સૂર મિલાવે. કાન પાકી ગયા. અમારે ત્યાં તો કોઈ કોઈ રામાયણ કે મહાભારત વાંચે ને બાકી બધા બેસીને સાંભળે, બહુ બહુ તો હુંકારો ભણે. આ લોકોનું બધું જ અદ્દ્ભુત... "રે મનચનિયા, મારા શરીર પર તેલ ઘસવા તને કહ્યું કોણે?"

"સરસોતાજીએ જતી વખતે કહ્યું હતું કે કેટલાય દિવસથી પિત્તને કારણે માઈજીના હાથપગમાં અગન બળે છે, હાથ ને પગને તળિયે થોડું તેલ ઘસી આપજે. અત્યાર સુધી તમે ચિડાઓ એથી મેં ઘસ્યું નહિ. હું આંગણામાં બેઠી હતી. હમણાં જમાદારિણી આવીને મને ધમકાવી ગઈ. એણે કહ્યું, "અત્યારથી જ સૂવાની તૈયારી કરવા માંડી કે? માઈજીની સેવા કરવા માટે તો તારી ને ગલકટીની ડ્યૂટી રાખી છે. — અત્યારથી જો ઊંઘવાની તૈયારી કરશે, તે કેમ ચાલે? અર્ધી રાત સુધી તારે માઈજીની સેવા કરવાની ને અર્ધી રાતથી સવાર સુધી ગલકટ્ટીએ." એમ કહીને એ તો ફફડતી ચાલી ગઈ. એટલે એ બોલવા લાગી. "સરકારે જેલમાં પૂરી છે એટલે તમે લોકો જે કહેશો તે કરીશું. મેં ઘણાં પાપ કર્યાં હશે. નહિ તો બામણને ત્યાં જન્મ લઈને બીજા લોકોના પગ દબાવવાનું ને તેલ ઘસવાનું કામ કરવું ન પડત. હું તો એના હુકમ પ્રમાણે તમારા પગ દબાવવા આવી તો તમે પણ નારાજ થયાં માઈજી! ......"

મનચનિયાની ત્રીશેક વર્ષની ઉંમર હશે. એ સી કલાસની સામાન્ય કેદી હતી. રૂપાળી હતી. બ્રાહ્મણના ઘરની બાળવિધવા હતી. થોડા સમય પહેલાં એને એક બાળક જન્મ્યું હતું. તરતના જન્મેલા બાળકનો મૃતદેહ મળ્યો, વાંસના વનમાં એક માટલામાં રાખ્યો હતો, બાળકના ગળા પર આંગળાંનાં નિશાન હતાં. અરૂર્ તાજા ફૂલ જેવા નરમ ગળા પર લોહી જામીને ભૂરું ચકામું પડી ગયું હતું. આ તો નિર્દય હત્યા. એટલે મનચનિયાને દશ વર્ષની સજા થઈ. ને એની માને બે વર્ષની. બહુ સારું થયું. એવું જ થવું જોઈએ. તું રહી મા. તેં એને પેટમાં નવ મહિના રાખ્યું. એ બિચારું બાળક હજી ધરતી પર આવીને રડ્યું નથી, ને મા થઈને જ

તેં એને મારી નાખ્યું ! તારા જેવી માને તો કાંટાની વાડમાં નાખી જીવતી સળગાવી મૂકવી જોઈએ. ત્યાં એણે પોતે તો એ કામ કર્યું નથી. એ વખતે એ કદાચ બેહોશ હશે. આવું હત્યારું કામ તો એની માએ કરેલું. એ રાંડ બહુ દુષ્ટ છે, એ છતાં એને ફક્ત બે વર્ષની જ સજા. અહીંના કાનૂનનાં કંઈ ઠેકાણાં હોય તો મારા વિલુને આવી સજા થાય ખરી ? એણે નથી કોઈનું ખૂન કર્યું કે નથી એણે કોઈને માર્યો. એણે તો કોંગ્રેસનું કામ કર્યું છે, એને માટે એને સખતમાં સખત જેલની સજા કરો, જોઈએ તેટલો દંડ કરો, પણ એને ફાંસી તે અપાતી હશે ? ભગવાન ! આવો હડહડતો અન્યાય કંઈ સહન થાય ?

"માઈજી ! હથેળીમાં તેલ ઘસી આપું ?" અરે, હવે મને હેરાન ન કર. મારું દુખણું તો મનનું છે, બહારનું થોડું છે ? હું તો મારા દુઃખમાં મરી રહી છું ને આ બધા મારી પાછળ પડયા છે. મને તું પજવીશ નહિ. મને શાન્તિથી ટકવા દે. ચોવીસે કલાક જાતજાતના લોકો મને ઘેરીને બેઠા રહે છે, જાણે મને તુલસીની નીચે ઉતારીને રાખી ન હોય ? હું રામાયણનો પાઠ કરવા બેસું ત્યારે થોડી વાર નિશ્ચિંત બનું છું, એ પૂરો થતાં પાછું મનનું ડહોળામણ શરૂ થાય. મનચનિયા કહેતી જાય, "માઈજી ! આજે સવારે તમે બેભાન થઈ ગયાં હતાં ત્યારે ડૅાકટર સાહેબ આવ્યા હતા. એમણે કહ્યું હતું કે તમને ત્રણ દિવસના ઉપવાસ થયા છે. કાલે જો કંઈ નહિ ખાઓ, તો તમને જબરજસ્તીથી ખવડાવશે. સૂઈ (ઇન્જેક્ષન) આપશે ને નાકમાં નળી મૂકી ઈંડું તમને ખવડાવશે."

"અરે હાં, જાણે ખાવાથી જ મારો ઉદ્ધાર થઈ જવાનો ! મારે ન ખાવું હોય તો કોની મગદૂર છે કે મને ખવડાવે ?"

"માઈજી ! તમે એ લોકોને ઓળખતા નથી. નર્મદાબે'નની બિછાના બાંધવાની થેલી (બેડિંગ) છે ને તેની જેમ જ ખાટલા જોડે ચામડાના પટાથી બાંધવાની વ્યવસ્થા એ લોકોએ કરી છે. થોડી જમાદારિણી મળીને જબરજસ્તીથી તમને ખાટલામાં સુવાડશે, ને તમને આ ગાદીવાળા ખાટલા જોડે બાંધશે."

"પણ હું ગળું જ નહિ તો એ લોકો મને ગળાવી શકવાના હતા ? જા, વધારે બકબક ન કર."

પણ એ થોડી સાંભળવાની હતી ? એણે તો એનો ટકટકારો ચાલુ રાખ્યો. "આ હારીન મધૈયા ડોમીન (મધૈયા ડોમ એ બિહારી આદિવાસી પ્રજાની એક જાત છે. તે જાતિની સ્ત્રી) તેના નાકમાં ઘા છે તમે જાણો છો ? એમાંથી લોહી ટપકયાં જ કરે. ગયે વર્ષે તમે આવ્યાં તે પહેલાં એણે ઉપવાસ શરૂ કર્યા

હતા. એને પાયખાનાની સફાઈનું કામ સોંપ્યું હતું. એ કહે કે એ તો રાજા હરિશ્ચન્દ્રના વંશની છે એટલે એવું કામ નહિ કરે, એની ન્યાતમાં તો એની કેટલી બોલબાલા છે. એ શું સંડાસ સાફ કરે? એ લોકો મડદાંને અડકે સુધ્ધાં નહિ, ને જે લોકો ખાળકૂંડી સાફ કરે તેની ભેગા બેસીને એ લોકો જમે પણ નહિ. એણે એમ પણ કહ્યું હતું કે જેલમાં પહેલેથી જ સાંતાલ લોકો સંડાસ સફાઈનું કામ કરે છે. તે પછી કેટલાય દિવસો સુધી એને એક ઈંડાનું શરબત આપવામાં આવતું પણ તેથી શું? એના સંસ્કાર ઊંચા. ઈંડા આપવાનું ડૉકટરે કહ્યું તે પહેલાં જ એણે ઊલટીઓ શરૂ કરી. આખરે સરકારને હાર માનવી પડી. સાહેબે હુકમ કર્યો કે એને પાયખાનાં સાફ કરવાનું કામ સોંપવું નહિ. મહાત્માજી સરકારને હંફાવી શકતા નથી, જ્યારે એણે થોડા દિવસમાં સરકારને ઠંડી કરી દીધી. 'કલસ્ટર' સાહેબે 'સુપરિટેન' સાહેબને કેટલો બધો ઠપકો આપ્યો! ચમારણ જમાદારિણીએ એક દિવસ મારી પાસે આવીને બધી વાત કરી હતી. એક ત્રાસમાંથી ઊગરી ત્યારે, નાકમાંથી લોહી નીકળવા લાગ્યું, એ બીજી ઉપાધિ ઊભી થઈ.

ફાંસીને માંચડે ઝૂલતી વખતે મોઢામાંથી ને નાકમાંથી લોહી નીકળતું હશે? મનચનિયાને પૂછવાથી ખબર પડે. એણે જ્યારે કુમળા બાળકનું ગળું ટૂંપ્યું હતું ત્યારે એના નાક અને મોઢામાંથી લોહી નીકળ્યું હતું કે? ના, હું મા થઈને બીજી માને આવી વાત પૂછું તો કેવું લાગે — ને એણે પોતાના હાથે જ એ પાપકર્મ કર્યું હોય તો શું એ કંઈ એ કોમળ મુખને પોતાની આંખે જોઈ શકી હશે ખરી?

...દુર્ગાના પેલા નાના છોકરાનું કેવું થયું! મારા ખોળામાં જ એણે દેહ છોડયો. તાવથી એનો દેહ ફફડી ઊઠયો હતો, હાડ ગળાઈ ગયાં હતાં, અને પેટ શોષાઈ ગયું હતું. એકદમ દુર્ગાની માએ મને તેડાવી, મેં શાકનું લોહિયું નીચે મૂકયું ને એના ઘર તરફ ગઈ. દુર્ગાની માએ જે આક્રંદ કર્યું તેનાથી હું ગભરાઈ ગઈ. એના ચિત્કારથી આખી શેરીના લોકો એકઠા થઈ ગયા હતા. પણ એ કુમળા છોકરાને ભગવાનને ત્યાંથી નિમંત્રણ મળ્યું છે, એની પાસે તું નિશ્ચિંત મનથી બેસ. એણે કહ્યું, "મારાથી એ નહિ બની શકે દીદી! મને બહુ બીક લાગે છે. જઈને જોઉં છું તો દુર્ગા ગભરાયેલી ગભરાયેલી છોકરાની પાસે બેઠી હતી. જોઉં છું તો છોકરો થોડી ક્ષણોનો જ મહેમાન હતો. મેં જઈને છોકરાને ખોળામાં લીધો. ગળામાંથી ઘડઘડ અવાજ નીકળતો હતો. આંખો બહાર નીકળી ગઈ હતી. મહામુશ્કેલીએ શ્વાસ લેવા એ પ્રયત્ન કરતો હતો. દુઃખથી હાથ-પગ-મોઢું બધાં ભૂરાં પડી ગયાં હતાં. એટલા અમસ્તા છોકરાને જીવવાની કેટલી હોંશ હતી! તે પછી

મારા ખોળામાં જ એનું પ્રાણપંખેરું ઊડી ગયું. દવા તો ઠીક પણ એક પાણીનું ટીપું પણ એ ગળામાં ઉતારી શક્યો નહિ. પણ બધા કરતાં નવાઈની વાત તો એ હતી, કે આખરી વખતે એના નાક અને મોઢામાંથી લોહી પડ્યું ને મારાં બધાં કપડાં લોહીથી ભીંજાઈ ગયાં. એવું તો ક્યારેય જોયું નહોતું. દુર્ગાની માએ રડીરડીને ઘર ગજાવી મૂક્યું. દુર્ગા લાકડાની જેમ સ્થિર બેઠી હતી ને એને એની મા ફેરવી ફેરવીને પૂછતી હતી, "હાં રે દુર્ગા ! છોકરાએ સવારે પિપરમીટ ને બીજું કશું ખાધું હતું ?..."

...વિલુ જન્મ્યો ત્યારે ખૂબ હૃષ્ટપુષ્ટ ને દેખાવડો હતો. એનાથી ખોળો ભરાઈ ગયેલો. પંડિતજીની વહુ એને જોવા આવેલી. રુકિમણી દાઈએ એના ગાલ પર એક કાજળનું ટપકું કરેલું. એણે કહેલું, "તમને ખબર નથી, આ પંડિતાણી તો ડાકણ છે, એની ઝેરીલી નજર જ્યાં પડે છે તે બધું બળીને ખાખ થઈ જાય છે. કાજળ ગાલે ન લગાડીએ તો છોકરો સુકાઈ સુકાઈને દોરી જેવો બની જાય." એ દાયણ મને ચોવીસે કલાક હુકમ કર્યા કરતી. આ કરો, આ ન કરો. ને ઊઠતાં-બેસતાં મને સાવધ રહેવા કહ્યાં કરે. સારું બહેન, તું જે કહે તે. વિલુનો જન્મ વિજયાદશમીને દિવસે થયો હતો. પંડિતાણી પૂજાની રજા પછી આવી હતી. તે પહેલાં એને ગામ રહેતી. એ વખતે પંડિતજીએ પોતાના કુટુંબને બોલાવ્યું હતું. પંડિતાણી માને જ નહિ કે વિલુ વીસ દિવસનો છે. વિલુના હૃષ્ટપુષ્ટ હાથપગ તરફ જુએ અને રુકિમણી બબડતી બબડતી એના હાથપગ ઢાંકે...

ત્યાર પછી ડબલ નિમોનિયા થયો તે પછી વિલુનું શરીર ભાંગી પડ્યું. એ વખતે એ અઢી વર્ષનો હશે. તે વખતે સસરાજી પથારીવશ હતા. એમના પગ ધીરે ધીરે ખોટકાતા જતા હતા. એ વખતે જ વિલુ પણ માંદો પડ્યો. કાર્તિકે કાર્તિકે બે વરસ, માગશર, પોષ, મહા, ફાગણ, ચૈત્ર — બે વર્ષ પાંચ મહિના — ત્યારે વિલુની ઉંમર બે વર્ષ ને પાંચ મહિના. આવી બધી ગણતરી કંઈ યાદ થોડી રહે છે ? એવું કંઈ હોય ત્યારે ટેપીની મા એ મારા હિસાબમાં, કે ગણતરીમાં કશી ભૂલ હોય તો તે બતાવતી. એની સામે કશી વાત થઈ શકે નહિ. જોકે એ વાંચીલખી શકતી નહોતી, છતાં અક્કલ ઘણી તેજલી... પહેલે દિવસે વિલુનું માથું જાણે આગ પર મૂક્યું હોય એવું ગરમ જોઈને મારા તો હોશકોશ ન રહ્યા. આખી રાત એ છોકરો રડ્યો ને તરફડ્યો છે ને સસરાજી પાસેના ઓરડામાંથી ગુસ્સો ઠાલવતા ને ઠપકો આપતા. છોકરો કેમે કર્યો છાનો રહે નહિ. એમણે કહ્યું, "કાલે સવારે હરગોવિંદ ડૉક્ટરને બોલાવીને તપાસડાવો. વિલુના દાદા પણ ખૂબ

અકળાયા હતા. એમનાં મહેણુંટોણુંથી આખરે ડૉકટરને ખબર મોકલ્યા. ડૉકટરે કહેવડાવ્યું કે એ રાતે નહિ આવી શકે. એ સાંભળી સસરાજીનો ગુસ્સો તો હાથમાં ન રહ્યો. કહેવા લાગ્યા, "સરકારમાં રિપોર્ટ કરીને એની દાક્તરી બંધ કરાવીશ. રાતના એક વાગ્યા સુધી સીતાપતિની દુકાને સોગઠાંબાજી રમી શકાય ને માંદા માણસને જોવા ન જવાય! હમણાં તો ઠંડીયે નથી કે વરસાદ પણ નથી. એ તો ખૂની છે, ખૂની. ડૉકટર નથી, ડાકુ છે ડાકુ." સસરાજી તો પથારીમાંથી ઊઠી શકતા નહોતા. એમની પાસે રિપોર્ટ લખાવવા ફાનસ, ચશ્માં, કાગળ તથા કલમ રાખીને એમને કામે લગાડયા. નિશાળના દરવાન નનકુને પાછો ડૉકટરને ત્યાં મોકલ્યો, નનકુ રાતના ચાલતો ગયો, ને ડૉકટરને લઈને પાછો આવ્યો...હજી પણ લાકડીને ટેકે નનકુ માઈજીને મળવાને આશ્રમમાં કયારેક કયારેક આવે છે... હરગોવિંદ ડૉકટરના મોઢા પર ગંભીરતાના ભાવ જોઈને હું સમજી ગઈ હતી કે છોકરાની માંદગી ગંભીર પ્રકારની છે. તે પછી બે દિવસ સુધી યમ અને માનવીની લડાઈ ચાલી. એક દિવસ તો લગભગ હારી જ ગયો હતો. તે દિવસ પહેલી વાર મેં મૃગનાભિનો ગુણ જોયો. હાથપગ બિલકુલ ઠંડા થઈ ગયા હતા. હરગોવિંદ ડૉકટર હાથમાં નાડી પકડીને ચિંતાતુર મોઢે બેઠા હતા. પણ અદ્દભુત દવાનો ગુણ! જોતજોતામાં તો એ પરસેવાથી રેબઝેબ થઈ ગયો. પથારી ઓશીકું બધું ભીંજાઈ ગયું. એ છોકરાને લૂછવો શી રીતે? પથારી બદલવી શી રીતે? એની છાતી પર, પીઠ પર પોટીસનો ભાર હતો. સવારે ડૉકટરબાબુએ આવીને મને કહ્યું, "તમારા છોકરાને નવું જીવન આપ્યું છે." એના કહેવામાં અતિશયોક્તિ નહોતી, ધન્ય ધન્વંતરિ ડૉકટર હરગોવિંદબાબુને. પણ એ કસ્તૂરી ખાધા પછી એક મહિના સુધી છોકરાના શરીરમાં આગ આગ બળતી હતી... રાતદિવસ તરફડયાં કરે. રાતભર દોરીથી ખેંચીને ચલાવવાનો પંખો ચલાવતા. તે પછી ધીરે ધીરે એ છોકરાની તબિયત તો સુધરતી ગઈ પણ એ વખતે જે શરીર નબળું પડયું તે પહેલાં જેવું તંદુરસ્ત થયું જ નહિ, શરીર પાછું માંસલ થયું જ નહિ. મોટા ઘરનો છોકરો હોત તો એને ફૂલની જેમ જાળવત. પણ એ તો એવું નસીબ લઈને આવ્યો હતો કે એક દિવસ માટે તેનું સારી રીતે લાલનપાલન થઈ શકયું નહિ. હરગોવિંદબાબુએ એને શા માટે જિવાડયો, શા માટે એને મોટો થવા દીધો? ભગવાન! તમારે એને બોલાવી લેવો હતો તો તે વખતે જ શા માટે બોલાવી ન લીધો? શા માટે મારો લોભ વધાર્યા પછી આ દશા કરી? હવે શા માટે એને રાક્ષસની પાસે મરાવી નાખો છો? મેં કેટલાંય પાપ કર્યાં હશે! ભગવાન! મારા

પાપને માટે તમારે મને ફાવે તેવી સજા કરવી હતી. પણ મારા પાપને માટે તમે એને શું કરવા સજા કરી? તે વખતે જ એને તમે બોલાવી લીધો હોત, તો નીલુને મારા ખોળામાં ઉછેરતાં ઉછેરતાં હું એને ભૂલી શકત. એ એક છોકરાનાં કેટલાંય રૂપ યાદ આવે છે. એના જાતજાતના હાવભાવનું સ્મરણ મનને ડહોળે છે. એ એક છોકરો તો હજાર છોકરાની બરાબર છે. કેટલીય સ્મૃતિઓ, નાનામોટા કેટલાય પ્રસંગો, કેટલાંય લાડકોડ, ચોવીસે કલાક આંખની સામે આવે છે, એનો તો કંઈ હિસાબ થોડો છે? જાણીજોઈને એ બધાને મનમાં જકડી રાખ્યા છે. જો શકય હોય તો, એને હૃદયમાં સમાવી દઉં. મનમાં થાય છે કે જાણે એને મેં છાતીમાં જાળવી રાખ્યો છે, હું એને સ્પર્શ કરું છું, એના શરીરે હાથ ફેરવું છું, એને પકડી પાડયો છે, કેમે કરીને એને છોડું નહિ, કોની મગદૂર છે કે મારી છાતીએથી એને અળગો કરી દૂર લઈ જાય!...

મોટ મોટેથી એમણે રામાયણની આરતી ગાવી શરૂ કરી. હવે રામાયણનો પાઠ પૂરો થશે. એ લોકો આરતી કહેતા નથી. કહે છે 'આર્તિ'. એ લોકો કેટલા ઘાંટા પાડીને આરતી ગાય છે! જેલમાં આવીને રોજ ત્રીસે દિવસ આરતી સાંભળીને મન કંટાળી ગયું છે...

આરતી ગવાય છે. પૂરી સમજમાં આવતી નથી.

આરતિ શ્રી રામાયણ-અ જીકી.
કીરતિ કલિત લલિત સિય પીકી....
ગાવત-અ બ્રહ્માદિક-અ મુનિ નારદ-અ.
વાલ્મીકિ વિજ્ઞાન વિસારદ-અ.
સુક સનકાદિ સેસ અરુ સારદ-અ.
બરનિ પવન સુત કીરતિ-ઈ કી
કીરતિનિકિ રામા કીરતિનિ-ઈ-ઈ-કી.
ગાવત-અ વેદ-અ પુરાન-અ અષ્ટાદશ-અ.
છયો શાસ્ત્ર-અ સબ-અ ગ્રંથનકો રસ
મુનિજન-અ ધન-અ સન્તનર કો સરબસ
સાર-અ અંસ-અ સમ્મતિ સબ હી-ઈકી
સમ્મતિ કી રામા સમ્મતિ-ઈકી
આરતિ-અ શ્રી રામાયણ-અ જીકી
કીરતિ કલિત-અ લલિત-અ સિય પીકી

ગાવત-અસ્તુતિ શંભુ ભવા-આ-ની
અરુ વહ-અ સંત-અ મુનિ-ઇ વિજ્ઞાની-ઈ.
વ્યા-આ-સ-અ આદિ કવિ વર્ગ વખા-આ-ની
કાગ ભુસુંડિ ગરુડ કે હી-ઈ-કી-ઈ.
આરતિ શ્રી રામાયણ-અ જીકી
કીરતિ કલિત-અ લલિત-અ સિય પીકી.

પછી નવેસરથી શરૂ થઈ—

આજ-અ કથા-આ ઇતની ભઈ, સુનહુ વીર હનુમાન,
રામ-અ લખન-અ સિય જાનકી, સદા-આ કરહુ કલ્યાન.

હવે ઓરડાને ગજાવી મૂકે એટલા જોરથી ગવાવું શરૂ થયું.

અયોધિયા રામલલા કી જય! વૃંદાવન બિહારીલાલ કી જય!
ઉમાપતિ મહાદેવ કી જય! રમાપતિ રામચન્દ્ર કી જય!
પવનસુત-અ હનુમાન કી જય! મહાત્મા ગાંધી કી જય!
સર્વ સન્તનકી જય! જય જય હો-ઓ-ઓ-ઓ-ઓ.

બધા બન્ને હાથે તાળી પાડીને પ્રણામ કરવા લાગ્યા, બધા ઊઠયાં. લ્યુસી, જમાદારિણી, બધાં જ્યાં રામાયણ પાઠ થતો હતો તેની બહાર બારી આગળ હાથ જોડીને બેઠાં હતાં.

લ્યુસી સાંતાલ ખ્રિસ્તી હતી, પણ ભગવાનના નામસ્મરણમાં વળી જાત કેવી? એ ખૂબ ભક્તિમય હતી. "આરતિ શ્રી રામાયણજી કી, કીરતિ કલિત, લલિત સિય પીકી" એ પંક્તિ તો એને મોઢે થઈ ગયેલી. જય જય બોલતી વખતે અને આ પંક્તિ જ્યારે ગવાતી ત્યારે એ પણ બહારથી જોરજોરથી ગાતી...ગળું તો ગરુડનું. એનું મૂળ નામ સંધ્યાદેવી. રામાયણપાઠ વખતે એનો અવાજ બધામાં જુદો તરી આવે. આરતી વખતે "ગરુડ કે હી કી" ગવાય ત્યારે એનો સૂર સપ્તમ પર પહોંચી જતો. એ સિવાય એનું નાક પણ ગરુડ જેવું હતું, તેથી બધા એની ગરુડજી કહીને મજાક કરતા. એથી બધા એનું મૂળ નામ ભૂલી ગયા હતા. જમાદારિણીઓ સુધ્ધાં એને ગરુડજી કહીને બોલાવતી. શરૂઆતમાં તો એ ગુસ્સે થતી, પણ હવે ટેવાઈ ગઈ હતી... લ્યુસી જમાદારિણી એક દિવસ કપડાંના ગોદામમાંથી ગરુડજીને નામે લૂગડું લઈ આવી હતી. ત્યારે કેટલી ધમાચકડી મચેલી. જે ચોપડામાં જેલમાં ચીજો મળે ત્યાં નામ લખવાનું હોય છે. તે ચોપડી ઉઘાડીને જુએ તો અંદર લખેલું ગરુડજી – એક લૂગડું. એટલે ખિજાય જ ને? એ રડી, ને ખાવા

પીવાનું છોડી દીધું. એણે જેલરસાહેબને ચિઠ્ઠી લખી કે જમાદારિણીએ એનું અપમાન કર્યું છે. એમાં એ પણ લખ્યું હતું કે લ્યુસી અન્ય સ્ત્રીકેદીઓને બીડી ને તમાકુ વેચે છે. લ્યુસી તો હેબતાઈને જડ જેવી બની ગઈ. જેલર સાહેબે આવીને લ્યુસી પાસે ગરુડજીની માફી મંગાવી ત્યારે એનો ગુસ્સો ઓછો થયેલો, પણ એનું નામ કંઈ બદલાયું નહિ.

વિલુ નાનો હતો, ત્યારે કેટલીયે વાર એણે અમને રામાયણ મહાભારત વાંચી સંભળાવેલાં. સવારની નિશાળ હતી ત્યારે, કે ઉનાળાની રજામાં, બળબળતા બપોરે ટેપીની મા, દુર્ગાની મા, અને જીતેનની મા, – દીદી આશ્રમમાં આવતાં, ને વિલુ રામાયણ મહાભારત વાંચતો તે અમે સાંભળતાં. વિલુને રામાયણ વાંચવું બહુ ગમતું નહિ. એને મહાભારત વાંચવું બહુ ગમતું. પણ જિતેનની મા—દીદી — આવતાંવેંત જ શરૂ કરે "એ બારીન્દ્રના બેટા! અમે તને કહીએ છીએ ને કે અમે પુણ્યશાળી નથી, અમારે કાશીરામ દાસ[1] સાંભળવા નથી. લઈ આવ રામાયણ. રામાયણ તથા મહાભારત એ બન્ને એકબીજાથી તદ્દન અલગ પ્રકારની કથા છે." વિલુ કહેતો: "જરા થોભો કાકીમા, આ આટલું પૂરું કરી લઉં." પછી માથું અને શરીર હલાવતો હલાવતો વિલુ ગાતો "આક્રંદ કરે યાજ્ઞસેની, શોકમગ્ન અવની, નયને નીર ઝરે... એ-એ–"...વિલુની આંખો ભરાઈ આવતી. જ્યારે પણ ગમે તે જગ્યાએથી એ પાઠ શરૂ કરે, ત્યારે એની આંખો છલકાવાની જ. ને તરત જ ટેપીની મા કહે "વિજયાદશમીને દિવસે જન્મ્યો છે ને, એટલે વર્ષા એની પાછળ પડી છે." સાચેસાચ વાંચતાં વાંચતાં કેટલીય વાર એની આંખો આંસુથી છલકાતી. મને ઘડપણ આવ્યું. હું છોકરાંની મા છું, અગિયારશ મંગળવાર કરું છું. ધર્મનાં પુસ્તકો વાંચી વાંચીને આંખો નબળી થઈ પણ મારી આંખો આંસુથી છલકાઈ નથી. વિલુ બીજી તરફ મોઢું ફેરવીને આંસુ લૂછી નાખતો. નીલુ થોડો આઘે ઊંધો સૂતો સૂતો બધું જોતો, ને જોરથી બૂમ પાડતો "મા જુએ તો, મોટાભાઈ શું કરે છે?" જિતેનની મા તથા દીદી એને ધમકાવીને વારતાં, ને કહેતાં: "હવે તારી બધી પોલ અમને ખબર છે. તું તો બોલીશ જ નહિ." પણ નીલુ કંઈ થોડો વાર્યો વરે? એ હસતો જાય, જોરજોરથી બોલતો જાય ને ઘર ગજાવતો જાય. મહાભારત નનકુ નિશાળની ઑફિસમાંથી બાંધીને લઈ આવ્યો હતો. એના પહેલા પાના પર વિલુના હાથનું લખાણ હતું. "મા – ખુદ માલિક. દસ્તખત વિલુ". એની જેટલી પંડિતાઈ હતી તે બધી એ મહાભારત પર ઠાલવતો. દુર્ગાની મા કહેતી "હવે વિલુને એક ચોટલી

---

૧. બંગાળીમાં પ્રસિદ્ધ મહાભારતના લેખક.

રખાવી દો.'' મહાભારત વાંચતી વખતે ચોટલી હાલશે. ઓ રે ! સંક્રાન્તિ બ્રાહ્મણ, તું વાંચતાં વાંચતાં ખૂબ હાલે છે. સમજ્યો ?'' શરમથી વિલુ એમનાં મોઢાં સામે જોઈ શકતો નહોતો. નીલુએ એ તરફ જોઈને બૂમો પાડવાની શરૂઆત કરી દીધી. ''ચોટલી પકડીને દઈશું તાણ, ઊડી જશે બર્દવાન. જિતેનની મા તથા દીદી પણ કહેતાં ''હાં ભાઈ ! હવે વિલુને જનોઈ દો.''

હાં. વિલુની આટલી બધી ભગવાનની ભક્તિ હતી, પણ મોટા થવાની સાથે કપૂરની જેમ ઊડી ગઈ. જેવો વિલુ તેવો જ નીલુ. થોડા દિવસ તો એમ લાગ્યું કે જનોઈ ન દેવાયાં એથી જીવન વૃથા બની ગયું. વખત કવખત વિલુ એ જ વાત કહેતો, ''તમે શા માટે જનોઈ આપતા નથી ? જનોઈ તો હું નવ વર્ષનો હતો ત્યારે જ આપવાં જોઈતાં હતાં. આ વર્ષે એક જ તો મુહૂર્ત છે.'' જનોઈ દીધા પછી પણ હું જોતી હતી, કે નિયમિત સંધ્યા, ગાયત્રી, પૂજા, એકાદશી વગેરે એ કરતો હતો. કેટલાય વખત સુધી એ જમતી વખતે બોલતો નહોતો. ક્યાંય જમવા જતો નહિ. કેટલી નિષ્ઠા હતી ! કેટલા વિચાર આચાર પાળતો હતો ! નાનપણથી જ એને પૂજાની જાણે લગની લાગી હતી. કેટલાંય સ્તોત્ર અને શ્લોકો એને મોઢે હતાં. ચાર વર્ષની ઉંમરે, શ્રીકૃષ્ણના અષ્ટોત્તરશતનામ અને ''દેવી સુરેશ્વરી ભગવતી ગંગે'' ગડગડાટ બોલી જતો. એમ તો મોટો થયા પછી પણ — જનોઈ દીધાં તેને આગલે વર્ષે — હું હતી રસોડામાં ને એ ભાઈ શયનગૃહમાં પધારી ઝાટકતા હતા, અને પાસે ઓશીકાં લઈને દુર્યોધનનું 'ઊરુભંગ' ભજવતા હતા. એટલામાં વિલુના બૂમબરાડા સાંભળ્યા. ''મા, મા, જલદી આવ !'' પાછું શું થયું ? મારી છાતી બીકથી કાંપવા લાગી. ચૂલા પરનું શાક ચૂલા પર જ રહ્યું. હું પડતાં પડતાં બચી. જઈને જોઉં છું તો, — નીલુ સ્થિર થઈને પથારીમાં બેઠો હતો. હજામની આગળ માથું બોડાવતાં લોક જેમ બેસે છે, બરાબર એ પ્રમાણે જ. વિલુએ નીલુને બરાબર જકડ્યો હતો. બન્ને ભયભીત થઈ ગયેલા. વિલુએ એક હાથે કોણી ઉપર કશું પકડી રાખ્યું હતું. હું ગઈ. મને બતાવ્યું કે, નીલુના હાથ પર મા પૂર્ણેશ્વરીના માદળિયાનું એક રુદ્રાક્ષ, ને કાપીને ગોળ બનાવેલું બજરબટ્ટા, એની દોરી તૂટી ગયેલી. એ લોકોને ખબર હતી કે હાથમાં માદળિયું ન બાંધ્યું હોય તો એક ડગલું પણ ચલાય નહિ, જો ચાલે તો નીલુનું અમંગળ થાય. એણે કહ્યું : ''મા, જલદી એક દોરી લઈ આવ તો'' માદળિયું ફરીથી હાથે બાંધ્યું. તે પછી બન્ને મહારથીઓ પથારીમાંથી ઊઠીને નીચે આવ્યા.

એ સમયે મહાત્માજીની મુસાફરી વખતે, જ્યાં માનસાહી પુલની ઉપર

અમારી મોટર ચડી, ત્યાં જોઈએ છીએ તો કાદવ અને ધૂળથી રગદોળાયલા બે છોકરા, એ એકદમ મોટરને જોઈને બી ગયા. શું કરવું તે ન સૂઝતાં, આમથી તેમ દોડવા લાગ્યા. પછી બન્ને એકબીજાને વળગીને રસ્તાની વચ્ચે સૂઈ ગયા, ભગવાનની દયાથી એ બચી ગયા. પણ જ્યારે મોટરમાંથી ઊતરીને એમને ઉઠાડવા અમે ગયા ત્યારે જોયું તો એ છોકરાઓ બીકથી ભૂરા ભૂરા થઈ ગયા હતા. કેમે કરીને આંખ ખોલે નહિ. વિલુ નીલુ એ બન્ને ભાઈઓની વાત જ્યારે યાદ કરું છું. ત્યારે મારી આંખ આંસુથી છલકાઈ જાય છે. એ પછી બન્ને ભાઈઓને ઘેર પહોંચાડ્યા ત્યારે શાંતિ થઈ. કંઈ થયું હોત તો શું થાત? એ પછી જ્યારે વિલુ નીલુ બન્ને એકસાથે યાદ આવે છે ત્યારે આંખ આગળ આવે છે, એ ભાઈઓનાં ધૂળથી ને કાદવથી રગદોળાયલાં એ રૂપ...

ભગવાન! વિલુ-નીલુને તમારી ઉપર આટલી શ્રદ્ધા હતી, તે કેમ તમે લુપ્ત કરી?...વિલુ જે દિવસે પહેલવહેલો આશ્રમમાં સાંજના કીર્તનમાં ન આવ્યો ત્યારે મેં માનેલું કે માથુંબાથું દુખતું હશે. જઈને પૂછ્યું ત્યારે એણે કહેલું, "શરીર તો સારું છે." શરીર પર હાથ લગાડી જોયું તો તાવબાવ નહોતો. તો થયું શું? પછીથી જ્યારે મને ખબર પડી ત્યારે મેં છાતી કૂટી. વિલુનું જો આવું થાય તો આ જગતમાં બધુંય સંભવિત છે. આ કંઈ નીલુએ જનોઈ કાઢીને ફેંકી દીધું તેવી વાત નથી. નીલુ તો હતો માથાફરેલ છોકરો — એ તો પોતાની જ ધૂનમાં મસ્ત હોય. એનું મગજ ગરમ છે એમ હું જોઉં ત્યારે મનોમન હું હસું કે એ હવે દાદાગીરી કરીને એનું ધાર્યું કરાવશે. અરે હું કંઈ તારા પેટમાંથી જન્મી નથી. તું મારા પેટમાંથી જન્મ્યો છે તે કંઈ હું તને ન ઓળખું? તારી નાડી-નક્ષત્રો કઈ દિશામાં ચાલે છે તે હું ન જાણું તો બીજું કોણ જાણવાનું હતું? આજે ગુસ્સે થયો છે, પણ કાલે સવારે જ તારો ગુસ્સો ઊતરી જવાનો છે. નાનપણથી જ તારી અવળચંડાઈ જોતી આવી છું. એ જ નીલુ નાનપણમાં રસ્તામાં ફેંકી દીધેલા કાગળને પગ અડી જાય તો હાથ જોડતો. ભૂલથી નોટબુક ફાટી ગઈ હોય, તો દયામણું મોઢું કરીને મારી પાસે આવતો, ને પોતે પાપ કર્યું છે એમ કહેતો — એ મારી પાસે કહેવડાવવાનો પ્રયત્ન કરતો કે અજાણતાં થઈ ગયું હોય તે પાપ ન કહેવાય. એક વાર હું રસોડાનું કામકાજ પતાવીને બહાર આવતી હતી એવામાં વિલુએ મને બૂમ પાડી: "મા! નીલુનું જો આ પરાક્રમ," એ વખતે છોકરાઓની પરીક્ષા પૂરી થઈ ગઈ હતી. ભણવાની કશી ચિંતા નહોતી, એટલે મેં માન્યું કે કોઈ નવો તુક્કો નીલુના મગજમાં આવ્યો હશે. જઈને જોઉં

છું તો ફ્રેમમાં મઢેલી મા સરસ્વતીની છબી નીચે મૂકીને એની પર જૂના જોડાનો ઢગ વાળ્યો હતો. હું તો હેબતાઈ ગઈ. એ જે પરીક્ષા આપવા જતી વખતે રોજ મને પ્રણામ કરતાં પહેલાં મા સરસ્વતીને પ્રણામ કરે, સરસ્વતી પૂજાને દિને દર વર્ષે જે છબીની પૂજા થાય, ને જેની પર હજુ પણ ચંદનના ડાઘ છે તે સરસ્વતી માની આ દશા કરવાની દુર્મતિ એ ડાકુ, પિશાચને જન્મી કયાંથી? વિલુએ કહ્યું કે એ ગણિતમાં નાપાસ થયો છે, એથી ગુસ્સાથી એણે આ કર્મ કર્યું છે. કેવો તુંડમિજાજી છોકરો છે? ગણિતમાં નાપાસ થયો તેમાં આવું પાપનું કામ કરવાનું? ભણતો ગણતો નથી. આખું વરસ રખડયા કરે, તો પછી ગણિતમાં નપાસ ન થાય તો બીજું શું થાય? કયાર કયારની તને કહ્યાં કરું છું, એની પાસે બેસીને ગણિત શાખી લે. જવાબમાં એ છોકરાએ કહેલું. 'જો ભણવાથી પાસ થઈ જવાતું હોય તો મા સરસ્વતીની ખુશામત હું શા માટે કરું?' ન વાંચે એવા છોકરાને જો એ પાસ ન કરી શકે તો એ દેવી શાની? એમ કહીને એ ચુપચાપ ખૂણામાં બેસી રહ્યો. પછી વિલુ છબી પરના જોડા દૂર કરીને છબી પર ગંગાજળ છાંટીને પાછો ભીંત પર ટાંગી આવ્યો. મેં પાંચ પૈસા મા સરસ્વતીની છબીને અડકાડીને મૂકી રાખ્યા કે પેલા તામસીનો ગુસ્સો શમી જાય, પછી એની પાસે પૂજા કરાવી માને ચઢાવવા. નીલુની આવી બધી અવળચંડાઈ કંઈ મનમાં લેવાની ન હોય. પણ વિલુ કીર્તનમાં ન આવ્યો. એના દેવ પ્રત્યેના ભક્તિભાવને એણે ફગાવી દીધો એ ઘટનાએ મને ઊંડા વિચારમાં નાખી દીધી. વિલુને ભગવાનમાં ઘણી શ્રદ્ધા હતી. નાનો હતો ત્યારે લક્ષ્મીપૂજાને દિવસે એક આરસની તખતી પર મા લક્ષ્મીનાં પગલાં ચીતરતો. એથી જ તો ઘરમાં આટલી બધી આરસની પગલાં આંકેલી તખતીઓ પડી હતી. એ વિલુ તદ્દન આવી રીતે પલટાઈ ગયો. ને મારી આંખ સામે જ? હું ચોવીસે કલાક ભગવાનને કહેતી, 'હે ભગવાન! તેં આ વિલુનું શું કર્યું?' એના બાપને કાને આ વાત ન જાય તેવી હું સતત કાળજી રાખતી. પણ છોકરો કીર્તનમાં જતો નથી એ વાત કેટલા દિવસ છૂપી રહે? હું ચોરીછૂપીથી વિલુના પીવાના પાણીમાં મા પૂર્ણેશ્વરીની પાદુકા ધોયલું પાણી ને ચરણામૃત મેળવી દેતી. ને કહેતી "મા પૂર્ણેશ્વરી! મારા છોકરાના વાંક સામું જોશો નહિ"...ને એમની તે શી વાત કરું? તમે તો એના બાપ રહ્યા, એની ભૂલભ્રાન્તિ હોય તો તમારે એને સમજાવવો જોઈએ. તમે સમજાવશો તો એનું કશું ચાલવાનું નથી. પણ એ તો મોઢું ફાડીને કશું કહે નહિ. છોકરાઓ સારાનરસા થાય તો એની જાણે બધી જવાબદારી મારી જ. એ છે જ એવા...

...એઈ રે! પાછા આવ્યા બધા મને હેરાન કરવા! હવે માણસો જોઉં છું ને મારા શરીરમાં આગ બળે છે. એ એમને કહુંય શી રીતે કે સમજાવું પણ શી રીતે?

કમળાદેવીએ આવી મારી નાડી પકડી... તને નાડી જોતાં શું આવડે? એ તો હું જાણું છું. ધણી ડિસ્ટ્રિક્ટ બોર્ડનો ડૉકટર છે એટલે એ જાણે એમ બતાવે છે, કે એને પણ ડૉકટરી આવડે છે. આવું ખોટું ગુમાન શા કામનું? એ પણ શિક્ષક હતા. મેં તો એક દિવસ પણ માન્યું નથી કે હું એવા કુટુંબની હોવાથી હું પંડિતાણી છું. એ તો કૉંગ્રેસના કામકાજમાં કેટલા બધા પરોવાયલા છે. તેથી શું હું પણ કૉંગ્રેસનું બધું જાણું છું એમ કહું તો ચાલે કે?

કમલાદેવીને નાડી જોવાની ભારે પડી ગઈ. એની પકડ ઢીલી થઈ ગઈ. મારો હાથ ટપ દઈને પથારીમાં પડયો. હાથમાં ઝણઝણાટી ફેલાઈ ગઈ. જાણે હાથ શરીરથી છૂટો પડયો હોય એવું થયું. હાથમાં એટલું બધું દર્દ થવા લાગ્યું. કે સહેવાયું નહિ. તેમાં વળી માથામાં ડાબા કાનની પાછળના ભાગમાં બધું ચૈતન્ય ચાલી ગયેલું લાગ્યું. ઓશીકા પરથી માથું ઊંચકતાં માથું પાછું ઢીલું થઈને ઓશીકા પર જ લબડી પડતું. કાનમાં જાણે જીવડું પેસી ગયું હોય એવો ભાસ તો મને આમે ચોવીસે કલાક થયાં જ કરતો હતો... કમળાદેવીને બરાબર સંભળાવી દીધું. એ બધું નાટક રામાયણના શ્રોતાઓ આગળ ચાલે, જેઓ તમારી બધી વાત સમજે નહિ, સાંભળેય નહિ, અને બધી વાતમાં ફક્ત હાજિયો ભણ્યા કરે. એમાંના કેટલાય તો સાવ અબુઝ છે. અનસૂયાજીને તે દિવસે મેં ચા કરી આપી હતી. એણે મને કહ્યું, “શરદી થઈ છે, જરા આદુ મીઠું નાખીને ચા બનાવી આપશો?” એણે પોતાની જ કટોરીમાં ચા લીધી ને પછી ઊંચેથી કટોરીને હોઠથી અડકયા વગર ઢચક ઢચક કરતી ચા પી ગઈ. એનું મોઢું, એની જીભ બધુંય દાઝી ગયું હતું. તૈયાર બનાવેલી ચા જો પીતાં એને ન આવડે ને પછી પોતાની વિદ્યાની બડાઈ મારે. એ દળનાં બધાં જ એવાં. બીજી એક છે સરલાદેવી. એ પણ એવી જ અક્કલમઠ્ઠી છે. એનું પિયર રૂપૌલી થાણાના વૂડહિયા ધનકટ્ટા ગામમાં. ગામ ઘણું મોટું છે. કેટલું મોટું છે તે સમજાવતાં એણે તે દિવસે કહેલું, “ગામમાં સરકારી અમલદારો છે, દારોગા પોલીસ છે, ને કૉલેરાનો ડૉકટર પણ છે. એ લોકો રોજ આવજા કરે. ગામ એટલું વધતું જાય છે, કે ગામનાં કૂતરાં પણ એ જોઈને ટેવાઈ ગયાં છે કે અર્ધું પાટલૂન પહેરેલા લોકોને જુએ તો ભસે નહિ.” વાહ તારો દેશ, વાહ તારી બુદ્ધિ! આ બધા આગળ કમલાદેવી રોફ

જમાવે, ને પોતાનું જૂથ જમાવે. કમલાદેવી વિધાનસભાની સભ્ય ખરીને? એને અંગ્રેજી આવડતું નથી. એ કેવી રીતે ત્યાં હાથ ઊંચા કરતી હશે, ને બીજું ત્યાંનું કામકાજ કરતી હશે તે ભગવાન જાણે, નર્મદાબહેને તે દિવસે મને કહ્યું હતું કે કમલાદેવી કોઈ ભણેલી સ્ત્રી બિહારમાં કોંગ્રેસમાં હોય એમ ઇચ્છતી નથી. એથી એનો ભાવ ઓછો થઈ જાય ને? એથી જ તો એ આ બધા ગમાર લોકોને લઈને જૂથ જમાવે છે." એની વાત સાચી લાગે છે. એ ડબ્બાના વિલાયતી દૂધને 'મેમિયાકા દૂધ' (મેમસાહેબનું દૂધ) કહે છે. અને ટિનનું માખણ અહીં કોઈને ખાવા દેતી નથી. કહે છે કે "એમાં તો ઈંડાં નાખ્યાં છે. એટલે તો એનો રંગ પીળો છે. નહિ તો માખણનો રંગ પીળો હોય વળી?" એની જોડે કોણ નકામી જીભાજોડી કરે......

આ શું? કમલાદેવી હીબકાં ખાતી રડે છે. અરેરે! મેં આ શું કરી નાખ્યું. હું ઊઠીને બેઠી થઈ ને કમલાદેવીના બન્ને હાથો પકડી લીધા....

"કમલા! હું તો તારી માની ઉંમરની. મારાથી ભૂલ થઈ ગઈ છે, પણ તું મનમાં લાવીશ નહિ. હું મારી જાત પર કાબૂ ખોઈ બેઠી છું આજે મારું મગજ બહેર મારી ગયું છે, એથી ભળતું સળતું જ મારાથી બોલાઈ ગયું." એને માથે હાથ ફેરવ્યો. એણે આંસુ લૂછ્યાં ને એણે મોઢું મરકાવવા પ્રયત્ન કર્યો.

મેં પૂછ્યું: "મને માફ કરીને?"

"તમે કેવી વાત કરો છો? ચાલો સૂઈ જાઓ."

એમ કહીને મને જોર કરીને પથારીમાં સુવાડી દીધી. એના મોઢા પર અને એની આંખમાં મારી તરફ સહાનુભૂતિના અને મારી વેદનામાં સહભાગી હોવાના ભાવો દેખાતા હતા. જાણે દીકરી માની સેવા કરતી હોય એમ લાગતું હતું. મને તો છોકરી નહોતી — મારે તો બધામાં નીલુ અને વિલુ. એકાદ દીકરી હોત તો! માની દીકરી માટેની ઝંખના કંઈ દીકરા થોડા મિટાવી શકે? જ્યારે જ્યારે દીકરી માટેની મારી ઝંખના તીવ્ર બને છે, ત્યારે લાગે છે કે વિલુ મારી દીકરી છે. નીલુ દીકરો છે. વિલુ સ્વભાવે છોકરી જેવો જ નરમ છે. એનું વર્તન છોકરી જેવું જ દર્દભરેલું. છોકરીની જેમ એનામાં સહન કરવાની શક્તિ, અને છોકરીની જેમ જ જરા જરામાં એની આંખો આંસુથી છલકાઈ જાય. એ જ જુઓને, કમલાદેવીને મેં એટલાં કડવાં વચનો કહ્યાં, પણ એ જરા જેટલી પણ ગુસ્સે થઈ? એ મને સામું સંભળાવી શકત. બોલવામાં એ પણ કંઇ પાછી પડે એવી નથી. તે દિવસે રસદ ગોદામના આસિસ્ટન્ટ જેલરને તો એણે રડાવ્યો હતો... આ ઓરડીમાં જે

કેદીઓ છે, તે બધા મારી પર કેટલો પ્રેમ વરસાવે છે, મારી કેટલી સેવા કરે છે, અને મારે માટે કેટલી બધી ચિંતા કરે છે! ને હું એમને હડસેલી મૂકું છું. એમને માઠું લાગે એવું સંભળાવું પણ છું. પહેલાં કંઈ હું આવી નહોતી. મને જિંદગીમાં કયારેય કોઈની જોડે ઝઘડો થયો નથી. જેલમાં આવીને મારો સ્વભાવ જ બદલાઈ ગયો. એટલે હવે મોઢા પર કે મન પર કોઈ પણ પ્રકારનું બંધન રહ્યું નથી... કમલા મને પંખો નાખે છે.

એણે કહ્યું, "જરા લીંબુનું શરબત પીઓ ને — હું જરા તમને બનાવી દઉં ?" "ના." મેં જરા મીઠી વાત કરી એટલે પાછી માથે ચડી બેઠી. એની જોડે કેમ વર્તવું તે કાંઈ સૂઝતું નથી. મને ભૂખ લાગશે તો હું જાતે જ કશું ખાઈ લઈશ. એ માટે કોઈને ખુશામત કરવાની જરૂર નહિ પડે. લ્યુસી જમાદારિણી કહેતી હતી કે કાલે ડૉકટર કહી ગયા છે કે, ચોવીસે કલાક મારી પથારીની પાસે કંઈ ને કંઈ ખાવાનું મૂકી રાખવું. કયારે ખાવાની ઇચ્છા થાય તે કંઈ કહેવાય નહિ. એના હાવભાવ જોઈને હસવુંય આવે ને દુઃખ પણ થાય. મારું 'અનશન' કંઈ હારીન મધૈયા ડોમીનનું અનશન થોડું છે? હું તો બ્રાહ્મણના ઘરની. જાતજાતનાં વ્રત ને ઉપવાસ કરનારી છું. બેચાર દિવસના ઉપવાસ તો સહેજમાં કરી નાખું.

ટન્–ટન્ કરતો વૉર્ડનો ઘંટ વાગ્યો. આટલી મોડી રાતે પાછું કોણ આવ્યું? ખોલીનું તાળું બંધ કરી દીવાલ પરથી ચાવી જેલર સાહેબને આપે. અમારા વૉર્ડનું બહારનું ફાટક ચોવીસે કલાક અંદરથી બંધ રહે છે. કોઈને કશું કહેવાનું હોય તો બહારથી દોરી ખેંચે, એટલે અંદર ઘંટ વાગે. આ લ્યુસી કોઈની જોડે વાત કરતી લાગે છે. પાછું કાંઈ લફરું થયું છે કે શું? લ્યુસી પણ કંઈ ઓછી નથી. આખો દિવસ પગમાં ભમરો હોય તેમ ફર્યા જ કરતી હોય. વૉર્ડરોની જોડે ગપ્પાં મારશે, ને મેં એને કહ્યું કે "તને શાક બનાવી આપું તે વિલુને સેલમાં આપી આવી શકશે?" ત્યારે આંખો ને મોઢું પહોળાં કરીને કહે, "ઓ મા! એ તો શી રીતે થઈ શકે? સેલમાં કંઈ કોઈ ચીજ પહોંચાડી શકાય એમ છે? ત્યાં તો ચોવીસે કલાક સખત પહેરો હોય છે. ત્યાં જાઉં તો પછી મારી આ નોકરી ચાલી જ જાય ને?" ઓ મારી ધર્મપુત્ર યુધિષ્ઠિરની બેટી! દુનિયાભરનાં બધાં પાપ કરીને હવે ભગતડી થઈ બેઠી? તું વળી વૉર્ડરોથી બીતી રહે એવી ખરી ને! રાતદિવસ એમની જોડે તારાં ઠઠ્ઠામશ્કરી તો ચાલતાં હોય. છતાં મેં જરા કામની વાત કરી કે બહાનું કાઢીને છટકી. તુંયે પણ છોકરાની મા છે. તું જો મારી વાત ન સમજે, તો પછી બીજું કોઈ ન સમજે તો એમાં એમનો શો વાંક? ભગવાન

કરે ને મારા જેવા દુઃખના દિવસો તને ન આવે, પણ જો આવે તો મારી વ્યથા તું સમજી શકે. પરમ દિવસે એની બત્રીસી દેખાય એવી રીતે હસતી હસતી મને કહે, આજે તમારા છોકરાને માટે અલગ રસોઈ રાંધી છે, ને એને બટાટાનું શાક ખાવા આપ્યું છે. એમાં શી નવાઈની વાત કરી ? બટાટાનું શાક આપ્યું તેમાં શું મોટી કીમતી ચીજ આપી દીધી છે ? જાણે સરકારે પોતાનો ખજાનો ઉઘાડયો હોય, ને દાનસત્ર શરૂ કર્યું હોય એમ એ વાત કરતી હતી. એ ખબર આપતાં તો એ કેવી હરખઘેલી થઈ ગઈ હતી !

બારણાંની બહાર લ્યૂસી બુમો પાડતી હતી, "કમલાદેવી", "કેમ રે કોણ આવ્યું છે ?"

"રાતના ડૉકટરબાબુ ! એ પૂછી ગયા કે બંગાળી માઈજીને કેમ છે ? જો વધારે તબિયત બગડે તો હોસ્પિટલમાં ખબર આપવાનું કહ્યું છે.' જો બેભાન થઈ જાય તો લીલી શીશી સૂંઘાડવા જણાવ્યું છે. મનચનિયા ને ગલકટ્ટી તમે બરાબર સાંભળી લો, બન્ને ઊંઘતાં લાગો છો."

દર્દ તે કેવું ? જેમ ડૉકટરને તેમ લ્યુસી જમાદારિણીને હું કંઈ ઓળખતી નથી ? તમને તો હું હાડેહાડે ઓળખું છું. તમે બોલો એક ને કરો કંઈ બીજું. ઉપરથી નીચે સુધી બધા સરખા. દારોગાસાહેબને જ જુઓને. જે દિવસે વિલુના બાપને પકડ્યા, તે દિવસે જિલ્લા કોંગ્રેસની કચેરીને પણ તાળું લગાવી દીધું. ને પાછા મને કહે, "મા, આપ આપના ઘરમાં રહી શકો છો. એનો સરકારને વાંધો નથી. ફક્ત જિલ્લા કોંગ્રેસની કચેરી જ જપ્ત છે. ઓ મા ! પછી ત્રણચાર દિવસ રહીને આવીને મને પકડી ગયા, ને કહે, "માસ્તર સાહેબની જેમ તમને પણ અટકમાં રાખવાનાં છે." થાણામાં આવીને મારી કેટલી મહેમાનગીરી કરી ! દારોગા બાબુના ઘરમાં એની વહુએ મારે માટે જપની અને સાંજની પૂજાની વ્યવસ્થા કરી. ધણી-ધણિયાણી બન્ને મા મા કરતાં થાકતાં નહોતાં. વહુ જબરી હતી. એના છોકરાને મારા ખોળામાં મૂકીને કહે, "આને આશીર્વાદ આપો કે એ સાજોસમો રહે. એ તો જેવી નોકરી તે પ્રમાણે સરકારના પાપપુણ્યમાં ભાગ લેવો પડે ને ? મા, તમે ખરા દિલથી આશીર્વાદ આપો. મારાં આગલાં બે છોકરાંઓ ખોળો ખાલી કરીને ચાલી ગયા." મેં કહ્યું, "સો વરસનો થજે બેટા ! હું પણ મા છું. માબાપનાં પાપની સજા ભગવાન એને નહિ કરે. આ છોકરો તમારા વંશનું નામ ઉજાળશે, ને અહીં પાપમાંથી છોડાવવા માટે મા પૂર્ણેશ્વરીનો મહિમા છે. એના મંદિરની પાસે ઝાડ છે. એ ઝાડની આસપાસ તમારા નામથી ચોતરો

બંધાવી દો. એ મા તો જાગ્રત દેવી છે.'' જવા દો, એ બધું તો વીતી ગયું. ભૂતકાળને વાગોળવાથી શું વળવાનું હતું? જેલમાં આવ્યા પછી મેં સાંભળ્યું કે દારોગાએ રિપોર્ટ કરેલો કે સરકારે જપ્ત કરેલી જિલ્લા કોંગ્રેસ કચેરીમાં મેં સરકારી હુકમનો ભંગ કરીને એ કચેરીમાં અનધિકાર પ્રવેશ કર્યો હતો, એથી મારી પર મુકદ્દમો ચલાવવો જોઈએ. જોયું ને, કેવો દ્રોહ કર્યો એણે? આકાશમાં હજી સુધી ચન્દ્રસૂર્ય છે તોયે આવું હડહડતું જૂઠાણું? દારોગાબાબુએ જાતે જ મને કહ્યું હતું કે હું મારા પોતાના ઘરમાં રહું તેનો સરકારને વાંધો નથી — કારણ કે કચેરીનો એ તરફનો રહેણાકનો ભાગ સરકારે જપ્ત કર્યો નથી.'' ને પછી પીઠ પાછળ છરી ભોંકી...

જેલનો ડૉકટર પણ એ દારોગા જેવો છે. કેદીને લાલભૂરું પાણી આપીને સાજો કરે, ને પછી એને ફાંસીને માંચડે લટકાવે. આ તો મિયાં મરઘી પાળે તેવું થયું. પાછો મને મા કહીને બોલાવે છે. કોઈ મને મા કહીને બોલાવે ત્યારે મન એવું આળું થઈ જાય છે! ને થાય છે કે એને બેચાર સુણાવીને મારી અંદરની આગને બુઝાવું. પણ હું તે પ્રમાણે કરી શકતી નથી. કારણ કે હું તો બધાની, આ પ્રદેશના બધા લોકોની મા. કાંગ્રેસના બધા કાર્યકર મને મા કહીને બોલાવે, એટલે દેશનાં બધાં બાળકો એ મારાં જ બાળકો. એમ છતાં મારું મન તો નીલુ-વિલુમાં જ પરોવાયેલું રહે. એ બે સિવાય બીજા કોઈ છોકરાની મા થવું મને ગમતું નથી. એટલા બે જણાને પણ હું ગળાબૂડ પ્રેમ આપી શકતી નથી — નહિ તો મારો વિલુ પ્રેમનો આટલો ભૂખ્યો રહે ખરો? એમ ન હોય તો એ જિતેનની મા તથા દીદીને મા કહીને બોલાવે ખરો? ને નીલુના ભાઈબંધો મને કાકીમા કહીને ન બોલાવે? હું તો વિલુ-નીલુને મારી પાસે જ — મારા કબજામાં જ રાખવા ચાહતી હતી, કે જેથી એમની પર બીજા કોઈ હક-દાવો ન કરી શકે. પણ એમને હું જકડી રાખું તેથી શું થાય? રાજ્યના લોકોને તો એ બે જણની ખૂબ જરૂર છે. બધા જ એને માટે ખેંચાખેંચી કરતા હોય, એટલે હું કંઈ એમને થોડી જકડી રાખું? આમેય વિલુ બહુ અભિમાની છોકરો છે. એને 'તું'ને બદલે 'તમે' કહીને બોલાવીએ તોયે એની આંખમાં આંસુ આવે, એવો એ લાગણીપ્રધાન છોકરો છે. એથી એક દિવસે એમણે બપોરે જમવાટાણે મને પૂછ્યું, ''બડાબાબુ કંઈ ઘરમાં દેખાતા નથી? હજી આવ્યા નથી લાગતા.'' ત્યારે વિલુ ઘરમાં જ હતો. આ વાર્તાલાપ સાંભળીને એ ખૂબ રડેલો. નીલુ એની જગ્યાએ હોત તો બૂમબરાડા પાડીને આખું ઘર ગજાવત. દીદી, તમારે તો જિતેન, ધીરેન, હેબલુ, બેલા, વહુઓ,

પૌત્રા, પૌત્રીઓ, દોહિતરો- એવો ભર્યોભાદર્યો સંસાર છે. ક્યાંય કશાનો અભાવ નથી. તમારે શા માટે વિલુને મારી પડખેથી ઝૂંટવી લેવો જોઈએ ? શા માટે પરાયો કરવા ઇચ્છો છો ? મારા વિલુને જરા અમસ્તો પણ હું કોઈને નહિ આપું. મારે તો મારા સંસારમાં વિલુ-નીલુ સિવાય બીજું કોઈ નથી. નથી પૈસા, નથી ધનદોલત, નથી છાપરું, કે નથી હું ખાધેપીધે સુખી. હું તો છોકરાઓનાં મોઢાં સામું જોઈને મારાં બધાં દુઃખકષ્ટો વીસરી જાઉં છું. એ પણ હે ભગવાન ! તારાથી સહન ન થયું ? એમને તેં ભોળવીને જે પોતીકા હતા તેને પરાયા કરી દીધા... જિતેનની મા દીદીને જોતાં તો કેટલાં ભલાંભોળાં લાગે છે. પણ એમના મનમાં જલેબીના હોય તેવાં ગૂંચળાં છે. બીજા ઘરના કોઈકે એકાદ ઘરેણું ઘડાવ્યું, તો એને વિષે બધી માહિતી ન મેળવી ન લે ત્યાં સુધી એમને વિષે બધું જ સંશોધન શરૂ થઈ જાય — સોનાનો કંઈ ચળકાટ જોઈએ તેવો નથી – કેટલું સોનું આપ્યું હતું – કોની પાસે ઘડાવ્યું — એનું કેટલું વજન છે — વાલ જ ઓછા આપ્યા છે તો સારું ઘરેણું ઘડાય ક્યાંથી ? વિલુ-નીલુને મારા સંસારની બધી વાતો પૂછતાં — તારી મા તેલનો વઘાર કરે છે કે ઘીનો – તારી મા ઘણા બધા તેલમાં વેંગણ તળે છે, કે થોડા અમસ્તા તેલમાં વેંગણ સાંતળે છે — આવી બધી વાતો નીલુ નાનો હતો ત્યારે પૂછતાં. હવે તમે જ કહો કે આવું બધું પૂછવાની જરૂર શી ? વિલુ તો મૂંગો જ રહે, કોઈ દહાડો કશી માહિતી આપે નહિ. પણ નીલુ તો મારી પાસે આવીને એ લોકોની નકલ કરતો કરતો મને બધી વાતો કરે. એ વાતો કરતી વખતે અવાજ પણ દીદીના જેવો કાઢે. અને એના હાવભાવ પણ હૂબહૂ તેવા જ. સાંભળીને મારું હસવું માય નહિ. પણ દીદી માટે એ યોગ્ય ગણાય ? ભલે ને મારા સંસારમાં ગરીબી હોય, પણ તમે રહ્યાં મારાં આત્મીયજન. પછી આ બધી ચર્ચા કરવાની શી જરૂર શા ? બીજી તરફ દીદી મારું ઘણું કરતાં એ વાતની ના પાડી શકાય એમ નથી. સાજાં-માંદાં હોઈએ ત્યારે ખબર કાઢવી, આંટાફેરા કરવા, કોઈ ને કોઈ બહાને, ને પ્રસંગે અમને જમવા બોલાવવાં, એવું તો એમણે ઘણું કર્યું છે. નીલુ તો હમણાં ત્યાં જ રહે છે. એ અમારે માટે કરે ઘણું, પણ વખત આવ્યે એ વાત કહી સંભળાવશે એની મને ખાતરી છે. દીદીનો સ્વભાવ જ એવો છે. એ જરાય ગંભીર નહિ. બહુ છટપટ કરે, ને ચંચળ પણ ઘણી. વિલુને 'બારીન્દિરના બેટા' કહીને બોલાવે. નીલુને કહે 'માછપાતરી' ને પોતાના દીકરાને "દાઢી". આવી છટપટ ન કરતાં એમને

એમનાં સાદાં નામે બોલાવે તો શું બગડી જવાનું હતું?... મોઢામાં જે આવ્યું તે બોલવાની એની કટેવનું શું થાય? એના કાળામશ દાંત. મોઢામાં જર્દાનો ડૂચો નાખીને ચોવીસે કલાક પચપચ થૂંક્યા કરે. છે તો બ્રાહ્મણની દીકરી. નાનપણમાં પ્રસાદ ખાઈખાઈને તો મોટી થયેલી. બાર વર્ષ સુધી તો પુરોહિતને આપેલાં લાલ કપડાં સિવાય એણે બીજું કોઈ કપડું પહેર્યું નહોતું. મોટા ઘરની વહુ થઈ એટલે જાણે તરી ગઈ. હવે તો જાણે ધરતી પર પગ ઠરતો નથી — જાણે આંખો ઉપર ચડી ગઈ છે. તને ભગવાને આપ્યું છે તે તારું જ છે તો. તેથી કંઈ જેની પાસે ન હોય તે કાંઈ માણસ થોડું મટી જાય છે? અને હું કંઈ જેવા તેવા ઘરની છોકરી નથી. ને મારું ભણતર પણ જેવું તેવું નથા. એ તો મારું કરમ જ એવું છે કે સોનાની મુઠ્ઠી ભરું તો ધૂળની મુઠ્ઠી બની જાય છે... અચ્છા દીદી, વિલુ તને કાકીમા કહેતો તેથી તારું મન કેમ ભરાયું નહિ? ના, દીદી, સાચું કહું છું. તારી પર મને જરા જેટલો પણ ગુસ્સો નથી. તું હતી તેથી જ તો વિલુ-નીલુના શોખ પૂરા પડ્યા, ને એમના જીવનમાં આનંદની લહાણી થઈ. જ્યારે એ જેલમાં હતા ત્યારે, એમને ઊભા રહેવાની પણ જગ્યા નહોતી. ત્યારે તેં જ તો એમને રહેવાની જગ્યા કરી આપી હતી. વિલુ જતાં તારું દુઃખ મારા કરતાં કંઈ ઓછું નથા એ શું હું જાણતી નથી? અંતરથી જો વિલુને હું તને સોંપી શકી હોત તો શું તું વિલુને બચાવી શકત? મારો વિલુ જો જીવતો રહે તો એને હું તને સોંપવામાં જરાય પાછી પાની નહિ કરું. હવે તો તારે અને મારે વિલુની કેટલીય સ્મૃતિઓ દ્વારા જ જીવવાનું રહ્યું છે. ના, દીદી, તારો પ્રેમ, તારી દયા હું ક્યારેય ભૂલી શકવાની નથી. મારા છોકરાને માછલી બહુ ભાવે છે. પણ આશ્રમમાં તો માછલી રાંધવાની મનાઈ છે. અમે તો હવે ઘરડાં થયાં. ગાંધીજીના આદેશ મુજબ વીસ વર્ષથી માંસ-મચ્છી ખાવાનાં છોડી દીધાં છે. પણ છોકરાંઓ ઉપર કંઈ આપણું જોર થોડું ચાલે છે? તું તો દીદી, મારા મનની વાત જાણે છે. રોજ તું વિલુ-નીલુને બોલાવી માછલી ખવડાવતી. મને તારે ઘેર માછલી ખાવા માટે આગ્રહ કરતી. દીદી, તારી લાગણી હું બરાબર સમજું છું. તારી તો હું જન્મો-જન્મની ઋણી છું. તારી નિંદા કરું તો મારી જીભ ન ખરી જાય? તારી નિંદા કરવાનો વિચાર કરું તેય પાપ છે. આજે મારું મન ઠીક નથી દીદી! મને આખો સંસાર વિષમય લાગે છે. એટલે સારી વાત મનમાં ક્યાંથી આવે? તું પણ વિલુની મા છે, તને કંઈ મારા મનની અવસ્થા સમજાવવી પડે એમ નથી. વિલુને તારે માટે કેટલી બધી લાગણી છે, કેટલી બધી ભક્તિભાવ છે! વિલુએ એક વાર જેને

મા કહીને બોલાવી તેની પર મારાથી ગુસ્સો થઇ શકે? વિલુ મા કહીને બોલાવે તેનો મર્મ તો હું જાણું છું. એ મા કહીને બોલાવે એવું તો હવે રહ્યું નથી, પણ એ મા કહીને બૂમ પાડે તેનું સ્મરણ પણ મારા મનને એની તરફ ઘસડી જાય છે. એ છોકરા શાના, દુશ્મન છે, દુશ્મન. જેટલા એ દીકરાઓને યાદ કરું છું તેટલા જો ભગવાનને યાદ કર્યા હોત તો જરૂર મને ભગવાનનો સાક્ષાત્કાર થાત. પણ એને જેટલા જોરથી પકડી રાખો તેટલા જોરથી એ છટકી જાય. લોખંડી પકડ પણ ઢીલી પડી જાય. નહિ તો આ વિલુ પલાંઠી લગાવીને બેઠો હોય ને હું પાછળથી પગલાંનો જરા સરખો પણ અવાજ ન થાય એમ જાઉં તોયે એને ખબર પડી જાય. બોલે, "મા, મને તું આવી તેની ગંધ આવે છે." અને સાચેસાચ એને ગંધ આવતી. જ્યારે એ નાનો હતો—હું નાહીને આવતી ત્યારે બન્ને હાથ ફેલાવીને મને ભેટી પડતો. કહેતો, "તું નાહીને આવી એટલે તારા શરીરમાંથી માની ગંધ આવીને મને સ્પર્શી ગઈ." હું કહેતી "નઠારા છોકરા! ગંદાં કપડાં પહેરીને મને અડક નહિ. મારે તો હજી પૂજાની ઓરડીમાં જઈને દેવપૂજા કરવાની છે." પણ છોકરો મારી વાત સાંભળે થોડો? એ તો કહે, "રેશમી કપડું કંઈ અડકીએ એટલે અપવિત્ર ન થઈ જાય." ને નીલુ તો એટલો શયતાન કે કેટલાય દિવસોની ભેગી થયેલી વાત ઉલટાવી મારી ઊલટતપાસ કરવા માંડે ને કહે, "મા સાચું કહેજે, મારા કરતાં વિલુદાદા તને વધારે વહાલો ને?" ગાંડા! એવું તે કંઈ હોય? માને કદી એક છોકરો વધારે વહાલો ને એક છોકરો ઓછો વહાલો હોઈ શકે ખરો? ભગવાનનો નિયમ કંઈ એવો નથી. ત્યાં નીલુ કહે, "મા, ધાર કે પૂર્ણિયામાં બ્રહ્મરાક્ષસ આવ્યો છે. ફક્ત નાના છોકરાનું જ માંસ ખાય છે, બીજું કાંઈ ખાતો નથી. દરેક ઘરમાંથી એક છોકરો એને આપવો જ પડે એમ હોય. ને આજે તારા ઘરનો વારો હોય તો બોલ, તું બ્રહ્મરાક્ષસને ત્યાં કોને મોકલે મને કે વિલુદાદાને?" "જા રે જા, એમ ગમે એમ ન બોલ. આવી નાખી દેવા જેવી વાત કરે છે, તે આવી ગાંડીઘેલી વાત તને સૂઝે છે ક્યાંથી? નકામું મારું માથું ન ખા. હું તો એકેય છોકરાને ન આપું? છોકરા રાક્ષસને ખવડાવવા થોડા મોટા કર્યા છે?" ત્યાં તો નીલુ મોટે મોટેથી "સમજી ગયો, સમજી ગયો" એમ બોલવા માંડે. કપાળ સમજી ગયો, તું જો માના મનની વાત સમજતો હોત તો તો પછી મને કશી વાતનું દુઃખ શાનું હોય? ઊલટું એક દિવસ નીલુ મને સમજાવવાનો પ્રયત્ન કરતો હતો, કે માનો પ્રેમ સ્વાર્થી હોય છે. એની વાત સાબિત કરવા એણે એક વાર્તા કહી: "એક બિલાડી અને એનાં બચ્ચાંને એક કઢાઈમાં બેસાડી નીચેથી ચૂલો સળગાવ્યો. એમાં એવી ગોઠવણ

કરી હતી કે જેથી બિલાડી નાસી ન શકે. જ્યારે કઢાઈ ખૂબ ગરમ થઈ, ત્યારે બિલાડી ધીમે ધીમે સરકીને બચ્ચાની પીઠ પર જઈને બેઠી. બધી મા એવી એક જ જાતની હોય છે. જ્યાં સુધી એમના શરીરને આંચ લાગતી નથી હોતી ત્યાં સુધી જ મા દીકરા દીકરા કર્યા કરે છે." આવું આવું આજકાલના છોકરા ક્યાંથી શીખી લાવતા હશે તે રામ જાણે. આજની કૉલેજોમાં આવું બધું ભણાવતા હશે કે? વિલુ તો ક્યારેય આવી વાત કરતો નહિ. આવી એની વાત સાંભળીને નીલુ જોડે વાત કરવાનું મન જ ન થાય. — પણ નીલુની આ વાત મારા મનમાં ચોંટી ગઈ છે. વળી એક દિવસે એણે બીજી પણ વાત કહી હતી. એ વાત પણ હું ક્યારેય ભૂલી શકીશ નહિ. એ વાત પણ માના સ્વાર્થીપણા વિષેની હતી. મોટા ધરતીકંપ પછી ઘણા દિવસ થોડાઘણા નાના ધરતીકંપો થયા કરતા. એક વાર રાત્રે એક ઘટના ઘટી. જિતેનની વહુ ઊંઘના જોરમાં પોતાનું બાળક ઓરડામાં જ રેહું મૂકીને બહાર ચાલી આવી. પણ જવાની ક્યાં હતી? એટલામાં તો ઘરના બધા લોકોએ એને ફોલી ખાધી. ને નીલુની પૂંજીમાં મને સંભળાવવા માટેના એક પ્રસંગનો ઉમેરો થયો. હા, ભાઈ હા, સ્ત્રીઓ સ્વાર્થી હોય છે, હજાર વાર સ્વાર્થી અને છોકરાં-ઓનો મા માટેનો પ્રેમ બિલકુલ નિઃસ્વાર્થ હોય છે, બસ! એ સાંભળીને રાજી થાઓ તો એમ. નાનપણથી જ નીલુ કંઈ મને ઓછી સતાવે છે? વિલુ તથા નીલુ બન્ને એકસાથે ઊછર્યા. પણ તેમાં નીલુ જ આ બધી બદમાશી ક્યાંથી શીખ્યો એનો જ હું વિચાર કરું છું. કેટલીય વાર એણે મને રડાવી છે. ને પછી જ મારો કેડો મૂક્યો છે. બપોરે મને ઊંઘ આવતી હોય ત્યારે એ તોફાની છોકરો એક વાર દોપાટિ ફલનું પાકેલું ફળ ક્યાંકથી લઈ આવ્યો ને મારા નાક આગળ એને ફોડવાનું શરૂ કર્યું. એના રજકણ નાક અને કાનમાં ઊડીને ભરાયા. હાય હાય કરતી હું ઊઠી. એ તો તાળી પાડીને હસવા લાગ્યો. નાનામોટાનું ભાન એને જરાય નહિ. એ તો પોતાની ધૂનમાં જ મસ્ત. એક દિવસ એણે શું પરાક્રમ કર્યું કે ક્યાંકથી કોઈ વાંદાને પકડીને મારી નાખ્યો, ને એના લોહી વડે જાણે પાટિયા પર લખ્યું હોય તેમ લખ્યું. "અહિંસા પરમો ધર્મઃ". મને તો ખબર પડેલી કે કોને ધ્યાનમાં રાખીને એ લખાયું છે. પાછા એ જાણે એટલે જાણે મેં જોયું જ નથા એવો ભાવ દર્શાવ્યો. ઓ રે નીલુ, જ્યારે માબાપ નહિ હોય ત્યારે તને ખબર પડશે કે માબાપ કેટલાં સારાં હતાં. દાંત હોય ત્યાં સુધી કંઈ દાંતનું મહત્ત્વ સમજાય નહિ. એના બાપના મનને દુઃખ પહોંચાડવા નીલુ જ્યાં આશ્રમની જમીન પૂરી થતી હતી, ત્યાં એક ઇંચ દૂર માંસ રાંધીને ખાય ને કહે "આશ્રમની જમીનમાં તો બકરાનું માંસ ખાવાની

મનાઈ છે, અહીં તો મનાઈ નથી." ઓ રે નીલુ! મહાત્માજી બકરીનું દૂધ પીએ એટલે જ શું આશ્રમમમાં માંસ ખાવાની મનાઈ છે? આશ્રમમાં શા માટે માંસ ખાવાની મનાઈ છે તે તો તું જાણે છે. તો પછી શા માટે એમને ગોદા મારવા આ પ્રમાણે બોલે છે? તને માંસ ખાવાનું ગમે છે, અને એ તને રાંધીને ખવડાવી શકતી નથી, તેથી મને શું ઓછું દુઃખ થાય છે? પણ આશ્રમના નિયમ હોય તેમાં હું શું કરું? કેટલીય વાર દીદીના ઘરમાં બેસી વિલુનીલુને માંસ ખાતા મેં જોયા છે. વિલુને માછલી ખાવી કેટલી ગમે છે, ને 'રેવા' માછલીના કાંટા પણ એ ચાવી ચાવીને ખાય છે. પણ વિલુએ વારંવાર કહ્યું હતું કે એ હવે માછલી ખાવાનું છોડી દેશે. પણ હું અને દીદી એને છોડવા દેતાં નહિ...દીદીના ઘરમાં બેચાર વાર તો મેં માછલી ખાધી હતી. નાનપણમાં મારા પ્રદેશમાં અમે વિચારી પણ શકતા નહોતા કે, માછલી વગર લોકો શી રીતે એક વાર પણ ભાત ખાઈ શકતા હશે. મારા બાળપણની એ અવસ્થા તો મને એકલી ને જ ખબર હતી. છોકરાઓ તો બાંગ્લાદેશમાં રહ્યા પણ નથી ને ત્યાંના આચારવિચાર, પરિસ્થિતિ, એ કશાની એમને જરીય ખબર પણ નથી. એમને તરતાં આવડતું નથી. 'વન્યા', 'હિજલ', 'ગાવ', એ બધાં ઝાડનાં નામો એમણે સાંભળ્યાં નથી. એક દિવસ છોકરાઓને મેં "ટપ-કીર્તન"ની વાત કરી. નીલુ તો 'ટપ' શબ્દ સાંભળીને હસે તો કંઈ હસે! કહે આવું બેહૂદું નામ તો મેં ક્યારેય સાંભળ્યું નથી. વિલુને એક દિવસ મેં કહ્યું હતું, "પેલા ઓરડામાંથી 'તિજેલ' લઈ આવ." એણે મને પૂછ્યું: "તિજેલ શું મા?" અમારા દેશમાં નાનું છોકરું પણ જે વાત જાણતું તે આ છોકરાઓને ખબર નહોતી. બારે મહિનાનાં નામો ને પર્વનાં નામોની એમને ક્યાંથી ખબર હોય? વિલુ મને વારેવારે ઝીણવટથી એ બધી વાત પૂછતો. એ બધું બરાબર જાણવા માગતો હતો. "મા, 'હેલ' કઈ પૂજાને કહે છે? સંક્રાન્તિને દિવસે નાનપણમાં તમે શું કરતાં? 'ગાજન' ગીતના સૂર કેવા હોય? તમારા ગામમાં વૈરાગી હતા?" એ મારા પિયરના પ્રદેશની બધી વાત જાણવા માગે. મને તો યાદ પણ નથી. વિલુ જ્યારે નાનો હતો, ત્યારે મેં એને વાત કહી હતી, કે અમારા ગામનો નિખિલ ચૌધરી ભૂતપ્રેતને વશ કરવા જતાં સ્મશાનમાં મરી ગયો હતો. એ વાત એણે મને પાછી સંભળાવેલી. વિલુને જો હું પૂછું, "આ બધી વાતો જાણીને તું શું કરીશ?" તો એ કહે, "તારું બાળપણ મોઢે કરીશ." મારું બાળપણ તારે મોઢે કરવું છે કે? એવી મીઠી મીઠી વાતો કરતો, કે એની વાત સાંભળીને આનંદથી મન ભરાઈ જાય. નીલુને એ બધી વાતની કંઈ તમા નહોતી. એની પાસે એ બધી વાતો સાંભળવાની ધીરજ પણ

નહોતી ને વખત પણ નહોતો રાત દહાડો બસ રખડચા કરે ને વચમાં વચમાં ગમે તે વખતે ઘરમાં આવી ચડે ને મને બૂમ પાડે. હુકમ કરે, "મા ગંજીફ્રાકને સાબુ લગાડીને ધોઈ નાખ." માથામાં તેલ નાખ્યું ન નાંખ્યું, બે લોટા પાણી શરીર પર નાખ્યું ન નાખ્યું, ને રસોડામાં આવી પહોંચે: "હજી થાળી પીરસી નથી?" ક્યારની રાંધી કરીને હું ને વિલુ એની રાહ જોયા કરતાં હોઈને તેનો એને ખ્યાલ જ ન આવે. વિલુ પોતાનાં કપડાં તો ધુએ જ પણ ઘણી વખત તો એમનાં કપડાં પણ સાબુ લગાડીને ધોઈ નાખે. કોની જોડે કોની સરખામણી કરવાની હોય!

"હવે કેમ લાગે છે?" મારા શરીર પર આંગળી લગાડીને નૈનાદેવીએ મને પૂછ્યું.

એ લોકો શું મને નિસાસો નાખવાનો પણ વખત નહિ આપે? જરા વિલુની વાતો યાદ કરીને એને મારી પાસે લાવવાનો પ્રયત્ન કરું એમાં પણ આ લોકો ભંગાણ પડાવ્યાં કરશે? જોયા બધા મારા હિતૈષીઓ. હવે ગ્રામોફોનની રેકર્ડની જેમ આઠદશ સવાલ પૂછી નાખશે. એક સવાલનો જવાબ આપીએ ત્યાં બીજા સાત સવાલનો જવાબ આપવાની તૈયારી કરવી પડે. એ વખતે ખોલીને આગ લાગી જાય તોપણ નૈનાદેવી એના નક્કી કરેલા સવાલોનો જવાબ લીધા વિના મને નહિ છોડે. "તમારી માંદગી જોઈને મને કંઈ કંઈ થઈ જાય છે." હું જવાબ આપું: "અરે હા રે! હવે તો મને બહુ સારું લાગે છે. ઊલટી થતી નથી, માથું દુખવાનું પણ ઘણું ઓછું થઈ ગયું છે. શરીરમાં આગ પણ બળતી નથી. પેટ અમળાતું નથી. જીભ સુકાઈ જતી હતી, તે પણ હવે સારું છે. પાથરેલા કામળાને હવે ઝાટકવાની કશી જરૂર નથી, ઝાટકેલો છે. મારે માટે હવે જરાય ચિંતા કરવાની જરૂર નથી. હવે જરા શાંતિથી જઈને તારી પથારીમાં સૂઈ જા." નૈના દેવી મારો જવાબ સાંભળીને અવાક થઈ ગઈ, એને લાગતું હશે કે આનું કંઈ ફટક્યું છે કે શું? એક પણ શબ્દ બોલ્યા વિના એ પોતાની પથારી તરફ ચાલી ગઈ. એ કોઈનું સાંભળીને ચૂપ બેસી રહે એમાંની મૂર્તિ નથી. એ મારી વાત પર ક્યારેક ઝઘડો કર્યા વિના રહેવાની નથી. પછી આજે કરે કે કાલે. આ થોડા દિવસ પહેલાં એની મા એની મુલાકાતે આવી હતી. એણે ત્યારે એવું કર્યું કે સાબુ, પેન્સિલ, નોટબુક, માખણ, સૂકી દ્રાક્ષ ને બીજી કેટલીક ચીજો જે જેલમાંથી મેળવેલી તે બધી જેલગેટ આગળ લઈ ગયેલી. માની જોડે ઘેર મોકલી દેવા માટે. ત્યાં છૂપી પોલીસના માણસો તથા જમાદારે એને પકડી – પહેલાં તો એમની જોડે ઝઘડો કર્યો, કહે કે "આ બધી મારી પોતાની અંગત ચીજો છે, શા માટે બહાર લઈ જવા નથી દેતા?"

ત્યારે છૂપી પોલીસના માણસોએ કહ્યું કે જેલના કાનૂનની અમુક કલમ પ્રમાણે આ બધી ચીજો લઈ જવા દેવામાં નહિ આવે. પણ જો નરમ થઈને અમને વિનંતી કરો ને કહો કે આ બધી ચીજો તમારા ઘર માટે જરૂરી છે, તો તમારી માને એ લઈ જવા દઈએ. તો નૈનાદેવી એમ કરવાને પણ તૈયાર થઈ ગઈ. દરવાજા પરના જમાદારને થોડી સૂકી દ્રાક્ષ પણ ખાવા માટે આપી. જુઓને કેવું અપમાન થયું? એ અપમાન શું એની એકલીનું હતું? એથી તો અમારાં બધાંનાં માથાં શરમથી ઝૂકી ગયાં. જમાદારિણીએ આવીને બધી વાત અમારા વૉર્ડમાં જાહેર કરી દીધી. બહુરિયાજી તો તડફડ જ કરી નાખે. એ તો સીધી નૈનાદેવીને સંભળાવવા ગઈ. પછી તો બન્ને વચ્ચે જામી પડી. એ બન્ને એવાં બાઝયાં, એવાં બાઝયાં કે એમને શાંત પાડવાનું અત્યંત મુશ્કેલ બન્યું. બહુરિયાજીનો એણે તો મારી મારીને ડૂચો કાઢી નાખ્યો. ત્યાં તો એણે નરમ માટી જોઈ ને તેથી, પણ છૂપી પોલીસ આગળ એ બધું તેજ કયાં ચાલી ગયું હતું? તે પછી તો પંદરેક દિવસ એની ને બહુરિયાજી વચ્ચે ઘમસાણ લડાઈ ચાલી. એ તો એકલી એકસોને પૂરી પડે એવી. એની વાતમાં કેટલું ઝેર, કેટલી આગ હતી! એ તો કૂતરાની પૂંછડી વાંકી તે વાંકી. એણે એકલી-એ જ બધાની જોડે ઝઘડો કરીને બધાને ઠંડા પાડી દીધા હતા. કોને ખબર હવે મારી પાછળ લાગી તે શું કરશે? જે કરે તે. હમણાં જે દુઃખ છે તેનાથી વધારે એ શું દુઃખી કરવાની હતી? ભગવાને મને જે દુઃખ દીધું છે તેનાથી કોઈ મને વધારે શું દુઃખી કરી શકવાનું હતું? બધી વસ્તુની સીમા હોય છે તો શું મારા દુઃખની કોઈ સીમા નહિ હોય?... એમ તો વિશુનો વિચાર કરતાં કરતાં મારા લોહીનું પાણી થઈ જાય છે. તેમાં વળી ચમારણ જમાદારિણી આવીને મને કહે, "બંગાળી માઈજી! તમારા છોકરાને સરકારે પોતાની ઇચ્છાથી સજા કરી નથી. તમારા જ એક છોકરાએ અદાલતમાં સાક્ષી આપીને એને સજા કરાવી છે." એ શું બોલતી હશે? હું તો સાંભળીને ડઘાઈ ગઈ. મેં પૂછ્યું, "તને કોણે કહ્યું?" નૈનાદેવીએ મને કહ્યું કે એણે એવી વાત સાંભળી હતી. બહારના વૉર્ડરને પૂછ્યું તો એ કહે કે તને જે ખબર છે તે સાચી વાત છે. માઈજી! નૈનાદેવીએ મને આ વાત તમને કહેવાની મના કરી છે. પણ મેં વિચાર કર્યો કે આ તો તમારા ઘરની વાત છે. બધા જાણશે, ગુસપુસ કરશે, અને તમને એકલાંને જ ખબર નહિ પડે. એવું તો કાંઈ થાય? મારો પણ ધરમ છે. તો માઈજી, તમારા છોકરાઓ વચ્ચે ઝઘડો થયો છે કે શું? મારા બે ભાઈઓએ પણ એક ઝાડ માટે બીજાનું માથું ફોડી નાખ્યું હતું. પછી પોલીસ ને થાણામાં આંટા મારવા પડયા. મૂઠી

ભરી ભરીને ખર્ચ કરવો પડચો. સિત્તેર રૂપિયા લઈને દારોગાસાહેબે મુકદ્દમો પાછો ખેંચી લીધો. તમારે પણ માઈજી ઘણી જમીન તથા ઢોરઢાંખર છે કે? તમારા છોકરાએ ગાંધીજીમાં નામ લખાવ્યું નથી લાગતું. કોને પેટ ભગવાન કેવાં કેવાં સંતાનોને જન્મ અપાવે છે તે કોણ કહી શકે?" એ સાંભળીને તો મારા શરીરનું લોહી ઊડી ગયું. મેં કહ્યું, "નકામી ગપ્પાં શું માર્યા કરે છે? હું તારે નામે રિપોર્ટ કરીશ." એણે કહ્યું, "મેં તો તમને મારાં સમજીને આ વાત કરી. એ ખોટી વાત પણ હોઈ શકે. મેં તો જે સાંભળ્યું તે તમને કહ્યું — એમાંની એક વાત પણ મેં મારા મનથી જોડી કાઢી નથી. તમે રિપોર્ટ ન કરશો માઈજી! મારો વર ત્રણ વરસથી પક્ષાઘાતથી પીડાય છે. મારી કમાણીમાંથી જ છોકરાંઓનું પેટ ભરાય છે." મેં કહ્યું, "ઠીક છે, જા અહીંથી. ખબરદાર જો કચારેય આવી વાત કરી છે તો." એ તો ચાલી ગઈ. પણ ત્યાર પછી મને ચક્કર આવ્યાં કરે છે. આવું જૂઠાણું પણ લોક બોલી શકે?..."

ટૂંકી પાટલૂન પહેરેલો વિલુ. નાના નીલુના ગાલ પંપાળતાં પંપાળતાં એને વહાલ કરતો કહે છે, "નીલુ... નિલ્લુ... પિલુ... પિલ્લુ."

એ નીલુ વિલુની વિરુદ્ધ સાક્ષી આપે? એ તો હું મરી જાઉં તોયે માનું નહિ. નીલુ ગમાર છે, નીલુ અક્કલ વિનાનો છે, નીલુ તરંગી છે... એ બધું કબૂલ, પણ જે મોટા ભાઈ એના શ્વાસ અને પ્રાણ, તેની વિરુદ્ધ આવું કરે ખરો? એ દિવસથી જયારે જયારે એ વિચાર આવે છે, ત્યારે મારું લોહી થીજી જાય છે. એ સમાચાર સાચા હોય તો? જેલના દરવાજા આગળ તે દિવસે એની મુલાકાત થઈ હતી. સુપરિન્ટેન્ડેન્ટ ખૂબ આદરથી મારો ખ્યાલ કરીને વચ્ચે વચ્ચે અમારી વચ્ચે મુલાકાત ગોઠવી આપે છે. તે દિવસે વિચાર કર્યો કે એને આ બાબતમાં પૂછી જોઉં કે એ કશું જાણે છે કે નહિ. પછી વળી થયું કે જવા દે, એ કંઈ પૂછવા જેવી વાત છે? એ જો કહે કે નીલુની વિરુદ્ધની આવી વાતો પણ તું માની લે છે? અને ધારો કે એ વાત સાચી હોય તો? એમ તો એનું મોઢું જોઈને જ હું તો સમજી ગયેલી કે એના મનમાં કેવો ઉલ્કાપાત ચાલી રહ્યો છે. મારા મનની કેવી સ્થિતિ છે તે તો ફક્ત મને જ ખબર છે. એને આધારે તો એના મનમાં શું ચાલી રહ્યું હતું એની હું કલ્પના કરી શકું છું. એ ઉપરાંત મેં એ પણ જોયું કે એ મારા મોઢા સામું જોઈ શકતો નહોતો. એટલે આખરે ખૂબ વિચાર કર્યા પછી એને પૂછ્યું જ નહિ. મનની વાત મનમાં જ રહી ગઈ. છૂપી પોલીસે કહ્યું, "ઊઠો, હવે વખત પૂરો થઈ ગયો." હરતાંફરતાં મનમાં એ વાત ઘૂમ્યા કરે છે. નીલુ શું આવું કામ

કદીય કરી શકે ? જે મોટા ભાઈ મોટા ભાઈ કહેતાં થાકે નહિ, નાનપણથી જ વિલુ જે કરે તે જ એણે કરવું જ જોઈએ. નીલુનો હું વિલુ કરતાં ભિન્ન રીતે વિચાર જ કરી શકતી નથી. નીલુ તુંડમિજાજી છે. એ કયારે બહાર શુંનું શું કરી બેસશે એની ચિંતા મને બહુ સતાવતી નહિ, કારણ કે મને પૂરો ભરોસો હતો કે વિલુ સાથે છે તે એને સંભાળી લેશે. એ જ્યારે જેલમાં ગયો ત્યારે પણ મને એ ભરોસો હતો. નાનો હતો ત્યારે કોઈ જો નીલુને કંઈ કહેતું તો વિલુ આગળ એ એની ફરિયાદ કરતો, "મોટા ભાઈ, જુઓને..."

નાનપણમાં નીલુ અને વિલુ હેડમાસ્તરના કવાર્ટર્સમાં આંબા નીચે રમતા હતા — હમીદ દફતરી દરવાજામાં પેઠો. અંદર આવીને એણે કુરનિસ બજાવી, ને કહ્યું, "આદબ નીલ્લુબાબુ! એક ઘરડી મેમની જોડે તારાં લગ્ન કરવાનો છું. કાલે મને એક ઘરડી મેમે કહ્યું, કે એ નીલ્લુબાબુ સિવાય બીજા કોઈની જોડે લગ્ન નહિ કરે!"

"મોટા ભાઈ! જુઓને; આ મને કેવું ગંદું ગંદું કહે છે!"

વિલુએ નીલુને સમજાવ્યું, "એ કંઈ સાચું કહેતા નથી. એ તો તને ચીડવવા કહે છે. ઘરડી મેમ પાછાં લગ્ન કોઈ દહાડો કરે?"

"ના. તો પછી કહે છે શું કરવા?"

દફતરી બોલ્યા કરે, "ઘરડી મેમને જરા જરા મૂછ ફૂટી છે. પહેલાં તો મને લગ્ન કરવા કહ્યું. મેં કહ્યું કે જેને દાઢી ન હોય તેવા જોડે હું ન પરણું. ત્યારે એણે કહ્યું કે 'તો પછી નિલ્લુબાબુ જોડે મને પરણાવો.'"

"મોટા ભાઈ, જુઓને."

નીલુએ રડવા માંડયું. વિલુ સમજાવતો સમજાવતો એને મારી પાસે લઈ આવ્યો. "મૂરખ કહીંનો. કોઈ ખીજવે એટલે રડવા માંડવાનું? તો તો પછી જેમ તું વધારે રડે તેમ તેમ એ તને વધારે ને વધારે ચીડવે." પછી વિલુ મને કહે, "નીલુને કશી ખબર પડતી નથી. હું જેમ જેમ સમજાવતો જાઉં છું તેમ તેમ એ રડતો જાય છે." ત્યારે હું વિલુને કહેતી, "તું રહ્યો એનો મોટો ભાઈ. તું એને નહિ સમજાવી શકે તો બીજું કોણ સમજાવી શકે?" એટલે વિલુ રાજી રાજી થઈ જાય. મોટા ભાઈ તરીકેની જવાબદારી કંઈ ઓછી હોતી નથી!

વિલુ નીલુને જીવની જેમ સાચવે. થોડા દિવસ નીલુને ધતૂરાના બીથી રમવાનો શોખ લાગ્યો હતો. આ તરફ એ રમતને કનૈલ કે એવું કંઈક કહે છે. મેં વિલુને કહ્યું, "વિલુ બેટા! નીલુ પર નજર રાખ્યા કરજે. મને બીક લાગે છે કે ધતૂરાનાં બી

ક્યાંય ખાય નહિ. એ તો ઝેર છે ખબર છે?" વિલુ પંડિતની જેમ મને કહે, "એ મને કહેવું નહિ. તે દિવસે કશાકના ઠળિયા રમતમાં ભેગા કર્યા હતા. મને કહે, આને બદામ કહે છે. હું એ ખાઈશ. ત્યારે મેં એને ન ખાવા દીધું..." સાચેસાચ વિલુ નીલુને એક ક્ષણ પણ આંખોથી ઓઝલ કરતો નહિ. એ તો ત્યારે કેટલો નાનો હતો — નીલુના ખમીસને બટન ટાંકી દેવાં, એના બૂટમાં દોરી બાંધી આપવી, એ બધું એ પોતાને હાથે જ કરતો. એ નીલુ વિલુની વિરુદ્ધમાં સાક્ષી આપે? અને જો આપી પણ હોય તો એણે પોતાની મરજીથી જરાય નહિ આપી હોય. કદાચ પોલીસના જુલમને કારણે એણે એમ કર્યું હોય. એ દારોગો તો બધું જ કરી શકે. ભલું હશે તો નીલુ પર એણે પાર વગરનો અત્યાચાર કર્યો હશે. વિલુની વિરુદ્ધ જજસાહેબ આગળ સાક્ષી આપતાં એની છાતી ફાટી પડી હશે. આંખોમાંથી શ્રાવણ-ભાદરવો વરસતો હશે. પણ લાગે છે કે એમ કર્યા વિના બીજો કોઈ ઉપાય નહિ રહ્યો હોય. ના, નીલુએ સાક્ષી આપી એ કાંઈ જરા જેટલી પણ મનાય એવી વાત નથી. જમાદારિણીએ કોઈની પાસેથી કંઈ સાંભળ્યું હશે. ઊંધું જ સમજી હશે અને અહીં આવીને પાછી કાંઈ ભળતી જ વાત કરી હશે. નીલુએ જો સાચેસાચ એમ જ કર્યું હોય તો એ છોકરાનું મોઢું હું હવે કદાપિ જોઉં ખરી? ગમે ત્યાં ચાલી જઈશ. પણ મારું મન કહે છે કે એવું બને જ નહિ, ને માનું મન ક્યારેય ખોટું કહે?...

પેલા કપિલદેવના લગ્ન વખતે વિલુ-નીલુ બન્ને એને ત્યાં લગનમાં ગયા હતા. એ લોકો લગનમાં ત્યાં જાય એમ હું ઇચ્છતી નહોતી. ત્યારે એ લોકો ઘણા નાના હતા. ત્યાં જાય ને તબિયત બગડે. ને ખાવાપીવાનાં ઠેકાણાં નહિ, એટલે પાછા આવીને નકામી ભાઠવેઠ કરવી પડે તેથી હું રાજી નહોતી. વળી એમ પણ ખરું કે એ લોકોના ઘરના આચારવિચારની એમને ખબર નહિ, એટલે ન કરવાનું કરે, કરવાનું ન કરે, ને નકામી હાંસી થાય. પણ જે દિવસે ગામનો હજામ દહીંભાત અને હળદરવાળું સોપારી એ લોકોના હાથમાં આપી ગયો, તે દિવસથી જ એ છોકરાઓએ જીદ પકડી હતી કે લગનમાં તો જવાના જ. કપિલદેવના બાપ ત્યારે જીવતા હતા. તેઓ જાતે જ બળદગાડીમાં આવ્યા અને છોકરાઓને લઈ ગયા. ત્યાં આઠદસ દિવસ રહ્યા હશે. પણ એ દસ દિવસમાં ત્યાંથી બેહૂદાં, ગંદાં ગીતો શીખી લાવ્યા હતા... ઓટલાની એક તરફ વિલુ બેઠો હતો, ને બીજી તરફ નીલુ બેઠો હતો. બન્નેની સામે બિસ્કૂટના જૂના ડબ્બા હતા, ને હાથમાં એક લાકડી હતી, જેનાથી એ લોકો ટિનના ડબ્બા વગાડતા હતા. નીલુ બોલ્યો, "મોટાભાઈ!

આ વખતે 'કકડીકે પાંચ ટે" નથી વગાડવાનો. તકઈ-કે તકદુમ, મંકઈ કા લાવા પણ નહિ. હવે લગનનું પેલું ગીત શરૂ થશે." બન્ને વગાડવા લાગ્યા. વિલુએ ગાવા માંડ્યું: 'કપિલદેવનાં પાંચ લગન છઠ્ઠું નાતરું.' વિલુ વરપક્ષમાં હતો. એટલાની બીજી તરફથી કન્યાપક્ષ તરફથી નીલુ જવાબ વાળતાં કહે છે, 'વગાડતા જાઓ ધાંઈ ધાંઈ, કપિલદેવની વહુને આ છઠ્ઠો સ્વામી.' આવાં કેટલાંય ગીતો ગાયાં. બન્નેને હું ખૂબ વઢી. આ બધા હલકા લોકોનાં ગંદાં ગીતો સારા ઘરના છોકરાઓ ગાય કે! વિલુ એકદમ ડઘાઈ ગયો હતો. નીલુએ કહ્યું, "દહીંભાત વખતે તો સહદેવનાં ઘરનાં બધાં છોકરાછોકરીઓ આ જ ગીતો ગાતાં હતાં. એ લોકો સારા માણસો નથી?" મને ખબર હતી કે નીલુને જે કરતાં વારો તે કામ એ વધારે ને વધારે કરે. વિલુ તો મારી વાત સમજ્યો. એ અટકી જાય તો નીલુ ક્યાં સુધી ગાવા વગાડવાનો હતો? એ તો નકલ કરનાર હતો. વિલુએ ગાવાનું બંધ કર્યું. પછી નીલુ મને સંભળાવવા એકલો એકલો ગાવા લાગ્યો. 'ત-કઈકે તકદુમ મકઈ કા લાવા.' પછી ધીરે ધીરે શાંત પડયો. પછી મેં મારા ઓરડામાંથી સાંભળ્યું કે છાનોછાનો એ વિલુને પૂછતો હતો, "મોટાભાઈ! આ ગીત ખરેખર ખરાબ છે?" મોટા ભાઈ કહે કે ખરાબ છે, તો એ માને કે ખરાબ છે. મોટા-ભાઈનું વાક્ય એ એને મન વેદવાક્ય. ને મેં આટલી વારથી એને સમજાવ્યો, મના કરી, બરાડા પાડ્યા એ બધું ફોગટ...

...મોટા થયા પછી જોઉં છું તો હમણાં હમણાં બન્ને ભાઈ ઓરડામાં બેસીને વાતો કર્યા કરે છે. હું એમને કશું કહેવા કે એમની જોડે વાતો કરવા ત્યાં ગઈ હતી. એ કટકટ અંગ્રેજીમાં મોટાભાઈ જોડે કશી ચર્ચા કરતો હતો, ને જોર-જોરથી હસતો હતો. મને સમજાયું કે એ લોકો મારે વિષે કશી વાતો કરતા હતા. કશી મજાક કરતા હોય એમ લાગ્યું. અંગ્રેજીમાં મોટા માણસની કંઈ વાત કરે તો વાંધો નહિ એવું એ લોકો માનતા હોય એમ લાગ્યું. કેવું આજકાલનું શિક્ષણ છે! વિલુએ કહ્યું, "મા ગુસ્સે થતી નહિ. તું ગુસ્સે થાય એવું કશું નીલુ બોલ્યો નથી. નીલુ! નકામો માને શું કરવા ચિડાવે છે?"

મારે તમારી પાસે બીજું શું જોઈએ? બે મીઠી વાત કરીને પણ મારા પર ઉપકાર કરવાનું તારાથી નહિ બને? આખા દહાડામાં તું મારી સાથે કેટલી વાત કરે છે! તો શું થોડી વાત પણ તારાથી સારી રીતે ન થાય? પાછો હસે છે! શરમ નથી આવતી? નાનપણથી જ આમ બગડી ગયો? "अंगार शतधौतेन मलिनश्च न मुञ्चति।" નીલુએ પાછું હસવા માંડ્યું. "તું ખોટું બોલી."

"જમાદારિણી ! જમાદારિણી ! એ મનચનિયા ! બંગાળી માઈજી ઊંઘે છે કે ?" ક્યાં હતી જમાદારિણી ને ક્યાં હતી મનચનિયા ? જમાદારિણી વરંડામાં ઊંઘે છે ને મનચનિયા મારી પાસે બેઠી બેઠી ઝોકાં ખાય છે. નર્મદાબહેન બૂમ પાડે તેનો કોણ જવાબ આપે ? જવાબ ન આપે તો જ સારું છે. નહિ તો પાછી મનચનિયા જાગીને મને હેરાન કરવા માંડશે. નર્મદાબહેન અમદાવાદની છે. ખૂબ મોટા ઘરની છોકરી. વિલાયત ફરી આવી છે. હાવભાવ ને પોશાક સિવાય બીજું બધું મેમસાહેબ જેવું છે. મહાત્માજીને જેમને માટે ખૂબ માન છે તેમાંનાં એ એક છે. શરીરનો ગોરો રંગ, ને ઉપર ખાદીનું લૂગડું. જમશેદપુરના મજૂરોની સેવા કરવા એ બિહારમાં આવ્યાં હતાં ને ત્યાંથી જ પકડાયાં. અમારા વૉર્ડની સામે જ એમની નાનીશી ઓરડી છે. પહેલાં શીતળાના કે એવા કોઈ ચેપી રોગના દર્દીને બધાથી છૂટા પાડવા માટે એ ઓરડીનો ઉપયોગ થતો હતો. નર્મદાબહેન કટકટ અંગ્રેજી બોલતાં હતાં, એટલે સુપરિન્ટેન્ડેન્ટ જોડે એમને સારું બનતું હતું. એને કહીને જ એમણે એ ઓરડી મેળવી લીધી. ત્યાં એ એકલાં જ રહેતાં હતાં. મોટા ઘરની છોકરી એટલે અમારા બધાની ભેગાં રહેતાં એમને ખૂબ અગવડ પડતી હતી. એમણે એમની ઓરડીને ખૂબ સજાવી હતી. કેટલાંય પડદા ને કેટલાય ટેબલ-કલૉથ ત્યાં નજરે પડતા હતા. ચારે બાજુએ ફૂલના બાગ બનાવ્યા હતા. રાતદિવસ બાગની પાછળ ઘણો વખત ગાળતાં. રોજ મને કેટલાય ફૂલો આપી જતાં. હમણાં પણ એમણે આપેલાં કેટલાંય ફૂલ ફૂલદાનમાં સજાવ્યાં છે. એ ફૂલો દેખાવે કાગળના ફૂલ જેવાં છે. એમાંથી જરાય સુગંધ આવતી નથી. વિલુ હોત તો જરૂર ફૂલોનાં નામ બોલી જાત. આશ્રમમાં વિલુએ જાતજાતનાં ફૂલના છોડ ઉગાડ્યા હતા. જે કોઈ મોસમનું ફૂલ ઊગે, એટલે એ ફૂલની ઓળખ મને કરાવ્યા વિના એને ચેન ન પડે. પણ મને કંઈ એ બધાં અંગ્રેજી નામો થોડાં યાદ રહે ? નર્મદાબહેનને પણ વિલુની જેમ ફૂલનો શોખ હતો. એટલે એ મને ખૂબ ગમતાં હતાં. એ મને રોજ આટલાં બધાં ફૂલો આપે પણ ફૂલોનો મર્મ હું શું જાણું ? એ તો આંધળા આગળ આરસી ધરવા જેવું થયું. વિલુને જો રોજ એના સેલમાં ફૂલ મોકલી શકી હોત તો હું જાણુત કે તમારું અંગ્રેજીનું કેટલું જોર છે : નર્મદાબહેન જો સાહેબને કહેત તો જરૂર સાહેબ વિલુને ફૂલો મોકલવાની અનુમતિ આપત. એ ઉદ્દેશથી જ મેં એક વાર નર્મદાબહેનને વિલુના ફૂલોના શોખની વાત કરી હતી. પણ એના મગજમાં એ વાત ઘૂસે ક્યાંથી ? ભલે વિલાયત જઈને ભણી હોય પણ ભણતર એક વસ્તુ છે, ને અક્કલ બીજી વસ્તુ છે. તે દિવસથી રોજ એ

મને ઘણાં ઘણાં ફૂલો આપી જાય છે, પણ સાહેબને મળે ત્યારે વિલુને ફૂલો મોકલવાની અનુમતિ માગવાને બદલે એમના વિલાયતી ઢંગના ખાણા વિષે વાત કરી. સાહેબ રોજ નર્મદાબહેનને માટે પોતાને ત્યાંથી પાંઉ મોકલે. હું મારા મનની વાત બરાબર રીતે એમને કહી શકતી નથી. એ ભાષણબાજી બહુ કરે છે. રોજ આવે ત્યારે કીર્તનકારની જેમ મારી આગળ સત્ય અને અહિંસા વિષે ભાષણ ઝાડે. એમનું હિન્દી તો મારા જેવું જ. ભાંગ્યાતૂટયા હિન્દીમાં એ જે બોલે તેમાંનું અર્ધું તો બળ્યું સમજાય જ નહિ. ફક્ત થોડી થોડી વારે કાનમાં સત્ય અહિંસા અને બાપુજી એટલા શબ્દો અથડાયા કરે. જો ભાષણબાજી જ કરવી હોય તો કીર્તનકારની જેમ કાનને મધુર લાગે એવી ભાષામાં બોલતાં શીખોને. ગાંધીજીના આશ્રમમાં શું આવાં ભાષણો આપવાનું શિખવાડે છે? ના — વિલુ તો એક વાર સાબરમતી ગયો હતો. પણ એણે તો મને એવું કશું કહ્યું નહિ. અચ્છા, અહીં આટલી બધી સત્યાગ્રહી બહેનો છે ને મને એકલીને જ કેમ નર્મદાબહેન આ બધી વાત સંભળાવ્યા કરે છે? એ શું એમ વિચારતાં હશે કે હું સાચું બોલતી નથી? કે બીજાનાં કપડાંલત્તાં ને ઘરેણાં જોઈને મનમાં હિંસાનો ભાવ પેદા થાય છે? ને મને એ બધું શું કામ સંભળાવે છે? આજે વીસ વર્ષથી એ બધું સાંભળતાં સાંભળતાં મારા કાનના કીડા ખરી પડયા. એ બધાં ભાષણો મેં સાંભળ્યાં જ કર્યાં છે, એમાં નર્મદાબહેન નવું શું સંભળાવવાનાં હતાં? એ તો જ્યારે અમે આ નવો માર્ગ લીધો ત્યારથી એમણે એ બધું મને સંભળાવ્યા જ કર્યું છે. તે વખતે મારું મન વિલુનીલુ અને મારા સંસારમાં જ રચ્યુંપચ્યું રહેતું. એ બધી વાત જાણવાની મારી ઇચ્છા પણ નહોતી ને હું સમજતી પણ નહોતી; એક કાનથી સાંભળતી અને બીજા કાનથી કાઢી નાખતી. મને મારો લાભ એમાં જ દેખાતો હતો કે એ બહાને હું એમની નજીક આવતી હતી. એ પહેલેથી જ ગંભીર પ્રકૃતિના માનવી. એમની સાથે કયારેક દિલ ખોલીને વાતો કરી છે? મન ખોલીને વાત શું કરું? હું તો એમનાથી બીતી રહેતી. મારે કંઈ બધા જેવું નથી. જે વાત મનમાં હોય તે ધણીને ન કહેવી — હસવું આવે ત્યારે હસવું દબાવી દેવું. આખો વખત મેં શું કરી નાખ્યું તેની ચિંતા થયા કરતી. એ તો જેણે ભોગવ્યું હોય તો જ જાણે. એમણે જ મને શીખવવાનું શરૂ કર્યું. ચરખો શા માટે કાંતવો જોઈએ, મહાત્માજીની વાત, દેશની પરિસ્થિતિ, એ બધું સમજાવતા ને એ બધી વાતો થતી હોય ત્યારે હિન્દુસ્તાની જોડે શી વાત કરવી તે પણ જણાવવતા. આ દેશમાં તો 'ચરખો જ મારો પતિ-પુત્ર, ચરખો મારો પૌત્ર' એવી વાત કરીએ તો

કોઈ સાંભળે નહિ તેથી બીજી રીતે જ વાત કરવી પડે. તેથી એમણે મને હિન્દુસ્તાની બોલતાં શીખવ્યું હતું. એઓ રોજ ક્યાંક ને ક્યાંક ભાષણ આપતા. ક્યારની વાત છે તે તો ભૂલી ગઈ છું. એઓ મને દષ્ટાન્ત આપતા – એક પતિને બીજી વાર લગ્ન કરવાની ઇચ્છા થઈ. વહુ એ સમજી ગઈ. એણે કહ્યું, "તમારી ઇચ્છા છે તો બીજી વાર પરણો. મારે વિષે ચિંતા કરવાની જરૂર નથી. મારે તો ચરખો છે." આવી તો કેટલીય વાત એમણે મને શિખવાડેલી. એમણે ધારેલું કે એમની જેમ હું પણ ભાષણ આપતી ફરીશ. પછી જ્યારે એ સમજ્યા કે એવું બધું હું કરી શકવાની નથી, એ તો રાખમાં ઘી નાખવા જેવું છે, ત્યારે એમણે મારો કેડો મૂક્યો, ને હું પણ છૂટી. તમે બધું છોડીને આ રસ્તો લીધો છે, તે સરસ કર્યું, મેં તો એમાં ના પાડી નથી. મારે આખું જીવન કષ્ટ સહન કરવું પડશે, ને એને માટે હું તૈયાર છું. જેલમાં જવાનું કહ્યું, તે જેલમાં પણ આવી. પણ તેથી કંઈ લોકોની વચ્ચે ઊભા રહીને તેમને "પ્યારે ભાઈઓ" કરીને સંબોધતાં મને ફાવવાનું નથી. તમારા આશ્રમનો સંસાર ચલાવવો, છોકરાઓને મોટા કરવા એ પણ એક મહત્ત્વનું કામ જ છે ને?

રામગઢ કોંગ્રેસ અધિવેશન પહેલાં તમારા કહેવાથી હું બાભનગામ ગઈ. ત્યાં કેટલી નકામી આફત વહોરી લીધી — પટણાથી કાગળ આવ્યો હતો કે જલદી જલદી સ્વયંસેવિકા મોકલો. ખૂબ ઉતાવળ હતી. એમને તાલીમ આપવાની વ્યવસ્થા ત્યાં જ કરવામાં આવી હતી, કારણ કે કોંગ્રેસ અધિવેશનને સમયે સ્વયંસેવિકાઓ પોતાની કામગીરી સંભાળી શકે. મહારાષ્ટ્રમાંથી એક બહેન રામગઢમાં આવીને બેઠી હતી અને એ સ્વયંસેવિકાઓને તાલીમ આપવાની હતી. જિલ્લાની ઇજ્જત રહી નહિ, ગૌરવ રહ્યું નહિ ને જિલ્લાનું વર્ચસ્વ પણ રહ્યું નહિ. જેલમાં જવા તૈયાર થનારાં છોકરાછોકરીઓ અમારા જિલ્લામાં ફક્ત પાંચ હતાં — હું, હરદાની દુખેઇન, બહુરિયાજી, બુઢઈયા ધાનકાટ્ટાની સરલાદેવી, અને ચોપડાની ખાદી જુન્નિસા. એનેય આંખમાં છારી બાઝતી હતી, કેટલાંય વર્ષોથી ઘરમાંથી બહાર નીકળી શકતી નહોતી. સરસ્વતી તો આ વખતે જ આવી હતી...ત્યારે મારી પર હુકમ છૂટ્યો કોઢા થાણાના એકેએક કાર્યકરને ઘેર જા અને એમના ઘરની છોકરીઓ તથા સ્ત્રીઓ પાસે ગમે એમ કરીને સ્વયંસેવિકા પ્રતિજ્ઞાપત્ર પર સહી લઈ આવ. છોકરાઓને મોકલવાથી કામ નહિ સરે, એટલે જાતે જ જવું પડશે. સ્વયંસેવિકાઓની ભરતી કરવા માટે એમને કેવાં પ્રલોભનો આપવાં તે પણ એ જતી વખતે મને જણાવતા ગયા. જેમ કે, એમને વગર પૈસે કોંગ્રેસ જોવાની મળશે. એમાં ઉંમરનું

કોઈ બંધન નથી, મોટી ઉંમરની સ્ત્રી હોય તો એને ખૂબ હળવું કામ આપવામાં આવશે જેમ કે બીજા સ્વયંસેવક સ્વયંસેવિકાઓનાં છોકરાંઓને રાખવાનું, ભંડારની ચાવી સાચવવાનું ને એવા પ્રકારનું. સ્વયંસેવક મિસ્ત્રી મને બળદગાડીમાં બાભનગામ લઈ ગયો. બપોરના ગામની બધી છોકરીઓ ઝાજીના ચોકમાં એકઠી થઈ. મેં એમને કોંગ્રેસની સેવિકા થવા વિષે વાત કરી ત્યાં તો મને જાતજાતના સવાલો પૂછવામાં આવ્યા. પગમાં જોડા કે ચંપલ ન હોય તો ચાલે કે નહિ. ઘોડા પર બેસવું પડશે કે નહિ, ચાંદલો કરવાની ને રવિવાર કરવાની છૂટ છે કે નહિ, આવા તો કેટલાય નકામા સવાલો પુછાયા. ત્યાર પછી કેટલાક જણ તૈયાર થયા, પણ એક શરતે કે એમના પતિ છોકરાંઓને વાંધો ન હોય તો. પછી દરેક ઘરના કુટુંબના વડાને ત્યાં ગઈ. લગભગ બધાંને હું પહેલેથી ઓળખતી જ હતી. – એમાંના ઘણા તો આશ્રમમાં આવીને દિવસો સુધી રહી ગયા હતા. છતાં એ લોકો પણ આનાકાની કરવા લાગ્યા. પણ પછી એક જણ તૈયાર થયું એટલે ફટોફટ બધાં તૈયાર થયાં. પછી વળી પાછી પ્રતિજ્ઞાપત્ર લઈને હું એ બધાને ઘેર ગઈ, એના પર એ લોકોની સહી કરાવવા. શાહી આવી, કલમ પણ લઈ આવ્યા કેટલાકની સહી પણ થઈ. ઝાજીની છોકરી શકુંતલા–પ્રતિજ્ઞાપત્ર પર સહી કરતાં પહેલાં એણે એ પ્રતિજ્ઞાપત્રને જોરથી વાંચ્યું. "'મૈં દેશકે વાસ્તે હર તરહકી કુરબાનીકે લિયે તૈયાર હૂં.' હાં, આ કુરબાની શું છે? એ તો બરાબર સમજાયું નહિ હોં, બંગાળી માઈ! દેશને માટે બધી જાતની કુરબાની કરીશું એમ લખાવવું શું બરાબર છે?" પહેલાં તો બધાં નરમ હતાં. એલચરામિયાની નાની પહેલાં તો ગુસ્સે થઈને બોલી: "અમે આ બધી મહાત્માજી ફાતમાજીની વાત સમજતાં નથી. આ તે તમે કેવી વાત કરો છો? તમારે મુસલમાન થવું હોય તો ભલે થાઓ, પણ અમારી જાતને શું કરવા વટલાવો છો? આટલા માટે તમે આશ્રમથી આટલે દૂર આવ્યાં? છિઃ શરમ પણ આવતી નથી? ગાય તો સાક્ષાત્ ભગવતી છે.... અમારી જાતને મારવાના કાગળ પર અમારી પાસે સહી કરાવો છો?" બધાં મળીને મારી પર તૂટી પડ્યા. મને પણ એનો કશો જવાબ જડ્યો નહિ. સાચેસાચ કુરબાનીની વાત લખવાની આમાં શી જરૂર હતી? એમણે બધી વાત મને સમજાવી પણ આ સમજાવ્યું નહિ. કદાચ એમ બન્યું હોય કે હિન્દુના પ્રતિજ્ઞાપત્રને બદલે મુસલમાનનું પ્રતિજ્ઞાપત્ર આપી ગયાં હોય. મને તો બીકથી પરસેવો વળવા લાગ્યો. એમને મેં સમજાવ્યું કે હું હિન્દી તો જાણતી નથી, એટલે કદાચ ભૂલમાં બીજું પ્રતિજ્ઞાપત્ર આવ્યું હોય. પણ એથી એમનો ગુસ્સો કંઈ ઓછો થયો નહિ. પછી બહાર જઈને ઝાજીને મેં કહ્યું, "બીજા કોઈ દિવસે બીજો

પ્રતિજ્ઞાપત્ર લઈને આવવું પડશે." ઝાજીએ પ્રતિજ્ઞાપત્ર વાંચ્યો. એ કહે: "આમાં કશું ખોટું નથી. હિન્દીમાં કુરબાની એટલે ત્યાગ." જુઓ તો કેવી મુસીબત છે! ક્યાં કુરબાની અને ક્યાં ત્યાગ! મને કંઈ એ બધી ખબર છે? હું તો ન જાણું, પણ ચોકમાં એકઠાં થયેલાં છોકરાછોકરીઓમાંથી કોઈ નહિ જાણતું હોય? તો પછી આવું લખવાની જરૂર શી હતી? જેમને માટે એ લખાયું તેઓ જ એનો અર્થ સમજતાં નહોતાં. તોપણ લખ્યું જ. ગમે એમ કરીને સમજાવી પટાવી તે દિવસનું કામ તે પતાવ્યું. મેં આશ્રમમાં જઈને કહ્યું, "આ તમારો કાગળ! એ કાગળમાં સોએક જેટલી સહી છે. હવે હું કોંગ્રેસને કામે ક્યારેય બહાર નહિ જાઉં." નીલુએ આ માટે મારી ખૂબ મશ્કરી કરેલી.

સખાવતીજીનો છોકરો બૂમાબૂમ કરે છે. "બાંગાજી! બાંગાજી!" એ મને બાંગાજી કહીને બોલાવે છે. એને મારો ખૂબ કેડો છે. આખો દિવસ મારી આગળપાછળ ફર્યા કરે — મારા ખોળામાં બેસવા માટે. જ્યારે એ બહુ તોફાન કરે અને કોઈ વાતે માને નહિ, ત્યારે એની મા એને મારી પાસે લઈ આવે. મારા ખોળામાં બેસે એટલે શાંત થઈ જાય. બસ, એણે તો છોકરાને મને સોંપી જ જવાનું. મનચનિયા તો સૂતી છે. એ કંઈ હમણાં જાગવાની નથી. અત્યારે ગલકટ્ટીની ડ્યુટી છે. એ પણ પંખો હાથમાં રાખીને ઝોકાં ખાય છે. આખો દહાડો અનાજ વીણવાનું કામ કરે છે, તો પછી એ ક્યાંથી આખી રાત જાગી શકે? જેલમાં આવી એટલે કે ઊંઘ ઘરમાં છોડીને થોડી આવી છે? એનો ગુનો શો? એક હરામી ધણીના અત્યાચારથી ત્રાસીને એણે આત્મહત્યા કરવાનો પ્રયત્ન કર્યો હતો. એણે છરી લઈને પોતાનું ગળું પોતાને હાથે શી રીતે કાપ્યું હશે? એનો વિચાર આવતાં જ હૃદય કંપી ઊઠે છે. અત્યારે પણ એના ગળા સામે જોઈ શકાતું નથી. ઘા નથી, પણ ગળાની નળી કાપીને એણે ગળાનું સત્યનાશ વાળ્યું છે. નળીની અંદરનો ભાગ જોઈ શકાય. એણે કાપેલા ભાગની ઉપર ચોવીસે કલાક એક ટુવાલ એ તાણીને વીંટાળી રાખે છે. કહે છે, "ટુવાલ ન બાંધ્યો હોય તો વાત કરતી વખતે એમાંથી ફૂસ કરતી હવા નીકળી જાય છે, અને ખાતી વખતે એમાંથી ખાવાનું બહાર નીકળી જાય છે. આમ ટુવાલ બાંધેલો હોય, છતાં ખાતી વખતે ટુવાલ ભીંજાઈ જાય છે. જુઓને, એ બળ્યા મોઢાનીનું નસીબ! મારી જાત તો એ પણ છૂટત ને ધણીનાં પણ હાડકાં ભંગાવત. એ મરીય નહિ. ધણીને પણ કંઈ થયું ને ઊલટો આત્મહત્યા કરવાના ગુના માટે એના પર મુકદ્દમો ચાલ્યો ને એક વર્ષની એને જેલની સજા થઈ. આ લોકોનો કાનૂન કેવો છે! માણસનો

પોતાના જીવ પર પોતાનો અધિકાર નથી. જે મરવા ઇચ્છતો નથી તેને ફાંસી દે છે ને જે મરવા ઇચ્છે છે તેને પકડીને જેલમાં બેસાડે છે!

છોકરો જોરજોરથી રડે છે. એનું ગળું ફાટી જાય છે — એની માને કંઈ અક્કલ છે કે નહિ? અહા! એ છોકરો આજે આખો દહાડો મારી પાસે આવ્યો નથી. સખાવતીજી છોકરાને કહે છે, "લાડલી! બાંગાજીની પાસે જવું છે કે? લાડલી, બાંગાજી પાસે આવવાનો કે? બાંગાજીની તબિયત સારી નથી. કાલે સવારે જજે. માંદા માણસની પાસે જવાય કે?" છોકરો થોડી વાર શાંત થઈ ગયો ને એની મા શું કહે છે તે સમજવાનો પ્રયત્ન કરવા લાગ્યો, ને વળી પાછો રડવા લાગ્યો. સખાવતીજી છોકરા પર ચિડાઈ ગઈ: "જો ત્યાં ગલકટ્ટી છે તે તને પકડી લેશે." છોકરો બીકનો માર્યો શાન્ત થઈ ગયો. પાછો રડવા લાગ્યો. "બાંગાજી રે!" "ખબરદાર! આટલા અમસ્તા છોકરાની વળી જીદ કેટલી? ક્યારની કહું છું તે સાંભળતો નથી?" એણે તો ધડાધડ છોકરાને મારવા માંડ્યો. એની માને શું જરાય દયામાયા નથી? "ગલકટ્ટી! એઈ ગલકટ્ટી! જલદી જલદી લાડલીને લઈ આવ તો." ગલગટ્ટી તૂટેલા સૂરમાં જવાબ દે છે, "એ છોકરો કંઈ મારી પાસે આવશે કે?" કેવી છે ગલકટ્ટી! એને ઊંઘ આવે છે, ઊઠવાનું મન થતું નથી, એટલે એણે બહાનું કાઢ્યું. હું ગલકટ્ટીને બૂમ પાડતી હતી તે સાંભળીને બહુરિયાજી, કમલા બધાં આવીને પૂછવા લાગ્યાં: "શું જોઈએ છે? પાણી આપું?" અરેરે! મેં મોઈએ ક્યાં વળી ગલકટ્ટીને બોલાવી? મને શી ખબર કે આ બધાં અહીં શાન્ત થઈને બેસી રહ્યાં છે? એ સાચું છે કે ગલકટ્ટીને જોઈને છોકરો બળી મરે છે. લ્યુસી જમાદારિણી પાસેથી કપડાં ધોવાના સાબુને બદલે અમારા વોર્ડનાં બધાં જ વચમાં વચમાં બીડી લે છે. અને એ બીડી ગલકટ્ટીને આપીને બધા તમાસો જોવો છે — કાપેલા ગળામાંથી શી રીતે ધુમાડો બહાર નીકળે છે. ગલકટ્ટીને ચાર બીડીઓ આપી હોય તો ગળા પરનો ટુવાલ કાઢીને ધુમાડો ગળામાંથી બહાર કાઢી બતાવે. પણ આ બધું જોઈને લાડલી બીકથી ફિક્કો પૂણી જેવો થઈ જાય, ને મને વળગી પડે. અરે એ તો બાળક છે, ઘણા મોટી ઉમરના માણસો પણ એવું દશ્ય જોઈને બેહોશ જેવા બની જાય છે.

મારા તરફથી કશો જવાબ ન મળતાં બહુરિયાજીએ ઝોકાં ખાતી ગલકટ્ટીને ઢંઢોળીને જગાડી, ને પૂછ્યું: "બંગાળી માઈજી તને શું કહેતી હતી?"

"માઈજી કહેતી હતી કે લાડલીને લઈ આવ."

"એમાં તને શું કહેવાનું? એ તો હું પણ લાવી શકું. ચાલ, હું જ લઈ આવું. પણ ગલકટ્ટી! તું જરા દરવાજા પાસે જઈને બેસ તો. તું હશે તો તને જોઈને એ છોકરો અહીં પણ બૂમાબૂમ કરી મૂકશે. લાડલી સૂઈ જાય એટલે તું અહીં પાછી આવીને બેસજે."

ગલકટ્ટી મુસીબતમાંથી છૂટી. બહુરિયાજીએ છોકરાને લઈ આવીને મને આપ્યો. લાડલી તો મને જોરથી વળગ્યો. ચાલ સૂઈ જા. તને પંખો નાખું. બપોરી વખત સારા છોકરા જાગતા ન રહે. પણ લાડલી મારી વાત સાંભળે તો ને? એનું રડવાનું ને બૂમબરાડા પાડવાનું કયાંય ચાલી ગયું. લાડલી મારી છાતીએ વળગીને સૂઈ ગયો. મેં એના હાથમાં એની નિદ્રાવસ્થામાં જ નર્મદાબહેને આપેલું એક ફૂલ મૂકયું ને કહ્યું, કાલે સવારે બધાં જ ફૂલ તને આપીશ. પણ એના હાથમાંથી ફૂલ પડી ગયું. એને હવે ફૂલની જરૂર નહોતી. એને જે જોઈતું હતું તે મળી ગયું હતું. એને પંખો નહિ નાખું તો મચ્છર કરડશે, એમ વિચારી મેં પંખો શોધવા માંડયો. મને પંખો શોધતી જોઈને બહુરિયાજી મારી પાસે આવીને બેઠી ને પંખો નાખવા લાગી. અત્યાર સુધી હું કદાચ ચિડાઉં એ બીકે એ પાસે ફરકતી નહોતી. અચ્છા, આ છોકરો મને ખૂબ લાડ કરે છે. તેથી શું સખાવતીજી મારી ઉપર નારાજ છે? મને તો એમ લાગતું નથી. તો પછી હું શા માટે જિતેનની મા—દીદી પર નારાજ થાઉં? મારા કરતાં સખાવતીનું મન ઘણું સારું કહેવાય. હવે નર્મદાબહેન મારી પાસે આવીને અહિંસા પર ભાષણ ઝાડવાની હિંમત નહિ કરે. બહુરિયાજીને પણ લાડલી ખૂબ વહાલો છે, એની નાની છોકરી લજ્જા લાડલી જોડે ખૂબ હળી ગઈ હતી ને તેથી. હશે. લજ્જા પાંચ વર્ષની હશે. પણ એ મા વિના રહી શકતી નહોતી. પકડાયા પછી બહુરિયાજીની ઇચ્છા હતી કે લજ્જા એની કાકીની જોડે રહે. પણ એ કાંઈ માને છોડે એમ જ નહોતી. એથી મોટી મુસીબત ઊભી થઈ. અહીં ત્રણ વર્ષની ઉપરની છોકરીને જેલમાં મા સાથે રાખવાનો નિયમ નહોતો. દારોગાએ પણ કહ્યું કે એને સાથે રાખી નહિ શકાય. ત્યારે બહુરિયાજીએ તો દારોગા સાથે ઝઘડો કર્યો હતો. કહે કે "કોણે કહ્યું કે એની ઉંમર ત્રણ વર્ષ કરતાં વધારે છે? એને માપી જુઓને? દોઢ હાથ ઊંચી છોકરી કયારેય પાંચ વર્ષની હોઈ શકે ખરી? એને સાથે લઈ જવા ન દો તો હું પણ જોઉં છું કે તમે મને શી રીતે પકડીને લઈ જાઓ છો. હમણાં જ સ્વરાજી સ્વયંસેવકોને બોલાવી તમને પકડાવું છું." દારોગા સાહેબે વિચાર્યું કે આ બધી માથાકૂટની શી જરૂર છે? લજ્જાને સાથે લઈ જવાની અનુમતિ આપી. રાત-દિવસ લાડલી

તથા લજ્જા સાથે રમતાં. રમત શાની? લજ્જા લાડલીને કેડે ને ક્યારેક ખભે બેસાડી આમતેમ ફર્યા કરતી. અહીં તો એના કોઈ સંગી સાથી નહોતાં. જો સાથી જોઈતા હોય તો બીજા વૉર્ડનાં હલકાં માણસોનાં ખરાબ છોકરાંઓને જ મળવું પડે ને એમની જોડે રમવું પડે. વળી એ છોકરાંઓને જાતજાતના ખરાબ રોગો હોય ને અંદરઅંદર ગંદી ગાળો પણ એકબીજાને આપતા હોય. એવાંઓની જોડે કંઈ આપણાં છોકરાંઓને હળવામળવા દેવાય? તેથી અમે બધા આખો વખત એને નજર સામે રાખતાં ને એને લાડ લડાવતાં. એ બિચારીને પાંડુરોગ થયો ને થોડા દહાડામાં જ એ મરી ગઈ. માનો જીવ ખરો ને, બહુરિયાજીનું એ દિવસોનું કલ્પાંત ને એનું દુઃખ તો જોયું ન જાય. એ પોતાની છાતી કૂટે અને કહે, "મેં જ મૂઈએ એને સાથે લાવવાની જીદ પકડી અને એનો જીવ લીધો. એ મારી જોડે ન આવી હોત તો એનો જીવ બચત." લજ્જાના મરી ગયા પછી લાડલી પણ દહાડે દહાડે સુકાતો જાય છે. જેલ તરફથી એ છોકરાને અધોં શેર જેટલું તો દૂધ આપે છે. માખણ તારવી લીધેલું ભેંસનું દૂધ પાણી મેળવીને કૉન્ટ્રાક્ટર આપી જાય. ત્યાર પછી દરવાજા પર, ગોદામમાં, વૉર્ડમાં, જેટલી જગ્યાઓમાં થઈને દૂધ આવતું હોય એ બધી જગ્યાએ વૉર્ડર, મેટ, પહેરો ભરનારા તથા કેદીઓ બધા એમાંથી એકએક પવાલું દૂધ લે ને ગરમ કર્યા વિના જ ગટગટ પી જાય. એ બાંધેલો નિયમ છે. એમાં કશી ચોરીછૂપી નહિ. એમાં એક બીજો પણ અફર નિયમ છે કે જે એક પ્યાલું દૂધ લે, તેણે કાળજી રાખીને દૂધના ડ્રમમાં એક એક પવાલું દૂધના બદલામાં પાણી નાખવું પડે. એ દૂધ જ્યારે ફરતું ફરતું અહીં આવે ત્યારે તે દૂધને બદલે બીજું કાંઈ બની ગયું હોય કે જે પીવાથી છોકરાંઓ જીવી શકે નહિ. નાનાં છોકરાંઓને જેલ તરફથી કપડાં, ખાવાનું, કશું જ ન આપે. એની પાછળ એવો ખ્યાલ કદાચ હશે કે જેઓ દૂધ સિવાય બીજી ચીજો ખાઈ પી શકે છે તેમણે માની જોડે જેલમાં આવવાની જરૂર શી?

અરે! છોકરાનું પેટ તો ખૂબ ઊંડું ઊતરી ગયું છે. કેમ માએ સાંજે પાયું નથી કે શું? મારા માથા આગળ મારું ખાવાનું મૂકી રાખ્યું છે. એમાંથી એને કંઈ ખાવાનું આપું? ના. રહેવા દે. પાછો એ ખાઈને માંદો બાંદો પડે, તો એની સેવા-ચાકરી કરતાં એની મા પાછી માંદી પડે. એ કેટલી બધી કોમળ છે! વિલુ જ્યારે નાનો હતો ત્યારે આમ જ મારા ખોળામાં આવીને સૂઈ જતો. એ સસરાજીના ખોળામાં બેઠલો હોય ત્યારે એની છબી પડાવેલી. ત્યારે વિલુ લાડલી જેવડો જ હશે. એ છબી પડાવતી વખતે એ શાંત બેસતો જ નહોતો. એટલે આઘેથી મેં એને

ખાવાનું બતાવ્યું. એટલે એ ગેલમાં આવી ગયો. ત્યારે નિતાઈએ એની છબી પાડી લીધેલી. એ વાત કાંઈ આજની થોડી છે? માંદગી પછી એ કેવો સૂકાઈ ગયો હતો! ચોવીસે કલાક ખાવાનું માગતો — ને એ કારણે એ જે રડારોળ કરી મૂકતો તેવી રડારોળ તો એણે ક્યારેય કરી નહોતી. હું એને દીવાન પર બેસાડી રસોડામાં કંઈ કરવા ગઈ હતી. ને ત્યાં કશું કરવામાં રોકાઈ ગયેલી. થોડીવાર પછી આવીને જોઉં છું તો છોકરાની બન્ને આંખોમાંથી આંસુ વહેતાં હતાં. અને એની છાતી આંસુથી ભરાઈ ગઈ હતી. નીચેનો હોઠ બહાર લબડી પડતો હતો અને કંપતો હતો. મને જોઈને છોકરાએ કંઈ તોફાન માંડયું છે! "મને આવતાં મોડું થયું એટલે રડે છે? મૂઈ હું! કેવો સારો છોકરો છે તું વિલુ?" એમ કહીને મેં એને છાતી સરસો ચાંપ્યો. છોકરો ઠંડો પડી ગયો હતો, વચ્ચે વચ્ચે હાંફવાનો અવાજ આવતો હતો. આજે પણ એનો નિસાસો મારા ગળા આગળ સંભળાય છે. લાડલી! તું જ મારો નાનપણનો વિલુ છે ને તારા નરમ નરમ શરીરને જાણે છાતી સરસું ચાંપી દઉં. ના, એ લોકો બધા જુએ છે. એ લોકો શું ધારશે? વિલુને જો હમણાં મળું તો છાતીસરસો ચાંપી દઉં, ભલેને થોડો વખત માટે હોય, પણ મારી છાતી તો ભરાઈ જાયને? બન્ને ભેગાં મળીને એક સાથે રડીને શાંતિ મેળવત. આખરી વખતે એ મારી પાસે રહે એવો અવસર પણ ભગવાને રાખ્યો નહિ. ચારે બાજુ લોઢાના સળિયા ને તાળાં. સાંભળ્યું છે કે લડાઈમાં આટલા લોખંડની જરૂર પડે. વિલુ કહેતો હતો કે લડાઈના વખતમાં ખ્રિસ્તી દેવળના ઘંટને ઓગાળીને કમાન તૈયાર કરે છે. તો શું એમની નજર જેલમાં આટલું બધું લોઢું છે તેની પર પડતી નથી? આટલા બધા બળતા હૃદયનો નિશ્વાસ તો રામના સિંહાસનને પણ પાડી દે.

"બહુરિયાજી! સાચેસાચું કહેજો. ભગવાને મને અન્યાય કર્યો નથી?"

બહુરિયાજી મારા મોઢા સામે જોઈ રહી. આ સવાલને માટે એ તૈયાર નહોતી. એણે મારા સવાલનો જવાબ ન આપ્યો. એણે નયનાદેવીની સામે જોઈને કંઈ ઇશારો કર્યો. પછી ધીરે ધીરે મારા વાળમાં આંગળીઓ ફેરવવા લાગી. અને જોરજોરથી પંખો ફેરવવા લાગી. તેને એકાએક સવાલ પૂછી નાખ્યો પણ જવાબની મારે જરૂર પણ નહોતી, ને એની આશા પણ રાખી નહોતી.

લાડલી ક્યારે ઊંઘી ગયો : આટલો નાનો છોકરો તોય મોટા માણસની જેમ એ ઘોરે છે. અરે! એ ઊંઘો સૂતો છે ને રૂપાનું માદળિયું એની છાતીમાં પેસી જાય છે. એણે કંદોરામાં પણ રૂપાના તાર જડાવ્યા છે. સખાવતીજી માને

છે કે એથી છોકરા પર દેવતાગણના આશીર્વાદ ઊતરે છે. એને કેટલીય વાર કહ્યું આ જેલ છે, અહીં જાતજાતના માણસો હોય. રૂપાના લોભે એ લોકો છોકરાને કંઈ કરી બેસે. ત્યારે માથે હાથ દઈને રડવાનું રહેશે. પણ સખાવતી કંઈ થોડી મારી વાત માનવાની હતી? એ માદળિયામાં ને કંદોરામાં એણે શું જાદુઈ ગુણ જોયા હશે તે ભગવાન જાણે......

વિલુ જ્યારે નાનો હતો, ત્યારે એના કપાળની ઉપરના વાળની હું ચોટલી બાંધી આપતી. એ માંદો હતો ને એટલે ગણપતિની જેમ પેટ ફૂલી જતું. એને ભુલાવામાં નાખવા હું ખાધા પછી કહેતી, "બસ. અત્યારનું જમવાનું પતી ગયું. – હવે ઊઠ. – બા – બા – રે" ત્યારે એ પોતાનું પેટ દેખાડીને કહે, "વાતાવિ વાતાવિ કર." એક વાર ક્યારેક મેં એના પેટ પર હાથ ફેરવીને કહ્યું હશે, "વાતાવિ ભસ્મરાશિ વાતાવિ ભસ્મરાશિ! બધું ઠીકઠાક થઈ જશે – વિલુબાબુ હવે માંદા નહિ પડે." એ એના મનમાં બરાબર અંકિત થઈ ગયેલું. આથી જમ્યા પછી રોજ મારી પાસે એના પેટ પર હાથ ફેરવાવડાવીને "વાતાવિ" બોલાવીને જ રહે. પછી ઊઠતી વખતે ઘૂંટણ પર ભાર દઈને એ બોલતો, "બાબા રે," જાણે કોઈ મોટો માણસ હોય એવા એના હાવભાવ એ વખતે લાગતા. – એમ દેખાડતો કે જાણે એને ઊઠતી વખતે તકલીફ થાય છે.

કેટલાય સમય પહેલાંના નાના નાના પ્રસંગો એક પછી એક યાદ આવે છે. વિલુ આટલાં દુઃખો સહન કરીને તને ઉછેર્યો – તો શું હવે તું આમ નજર ચુકાવીને ચાલ્યો જશે? મારા દુઃખને યાદ કરીને જાણે તારા આખરી સમયે તું તારું દુઃખ જાણે ભૂલવા મથે છે. આમેય તારા દુઃખનો ભાર હું લગરીક પણ હલકો કરી શકી નથી. અત્યારે તારા મનની અવસ્થા કેવી હશે તે શું હું જાણતી નથી? તેમાં વળી મારા દુઃખને યાદ કરીને તારા હૃદયનો ભાર વધારે તો પછી મારા દુઃખનો અંત જ નહિ આવે. તું એમ જ વિચારજે કે તારી મા તને જરાય પ્રેમ કરતી નહોતી.

નયનાદેવી બહુરિયાજી જોડે વાત કરે છે – એના સૂરમાં થોડી ગરમી હતી. "તો પછી બાપુ ભગવાનને આમાં શા માટે ખેંચી લાવ્યા? સજા કરી છે સરકારે ને એ વાંક કાઢે છે ભગવાનનો! પેલી વાત છે ને એક બ્રાહ્મણની પાસે ઘોડો હતો. એક ધોબી બ્રાહ્મણનો પડોશી હતો. પેલો બ્રાહ્મણ જ્યાં પૂજા કરવા બેસે કે પેલા ધોબીનો ગધેડો ભૂંકવા માંડે એથી ત્રાસીને બ્રાહ્મણ ભગવાનને પ્રાર્થના કરતો હે ભગવાન! જુઓ. આ ગધેડો મને તમારી પૂજા કરવા દેતો નથી. હું તમારી આરાધના

કરું છું તેમાં આ વિઘ્ન નાખે છે. એને તમે મારી નાખો ! થોડા દિવસ પછી બ્રાહ્મણનો ઘોડો માંદો પડીને મરી ગયો. ત્યારે બ્રાહ્મણે ભગવાનને કહ્યું, 'ભગવાન આટઆટલા વખતથી તમે ભગવાનગીરી કરો છો છતાં તમે કયો ઘોડો ને કયો ગધેડો એ ઓળખતા નથી ?' આ તેવું છે. ભગવાનનો એની જોડે શો સંબંધ ?"

નાક દબાવ્યા વિના શ્વાસ લેવાનો બંધ થઈ શકે, પણ કાનમાં આંગળાં નાંખ્યા વિના સાંભળવું બંધ કરાય નહિ. હમણાં કાનમાં આંગળી નાખું તો સારું ન લાગે. બધા જુએ...એ ઝેરી નાગણને તો હું બરાબર ઓળખું છું...એ બહુરિયાજી આગળ મારે વિષે પણ કેટલુંય ઝેર ઓકતી હતી. થોડી વાર પહેલાં મેં એની જોડે જરા કડક થઈને વાત કરી હતી ને તેથી એ મારી ખોદણી કરતી હતી. તે વખતે જ મેં જાણ્યું હતું કે એ મને છોડવાની નથી. એ રાત પણ તે સબૂરી ધારણ ન કરી ? આજની રાત પૂરતી પણ મને માફ ન કરી ? તું પણ છોકરાંની મા છે. તેં જે વાર્તા કહી તેના ધડમાથાનું ઠેકાણું નથી. ક્યાંકથી સાંભળી હશે. તું ખાંડ ખાતી હશે કે તેં બહુ અક્કલવાળી વાત કરી.... નૈનાદેવી એકદમ બોલતી બંધ શા માટે થઈ ગઈ ? લાગે છે કે બહુરિયાજીએ એને કશી દાદ ન આપી...

વિલુનીલુની બધી નાનપણની વાતો જ શા માટે યાદ આવ્યા કરે છે ? લાગે છે, કે એ મારી પાસે એમનું બાળપણ જ મૂકી ગયા છે.

....બન્ને જણ પથારીમાં સૂતેલા છે. હું કામકાજ પતાવીને ઓરડામાં આવીને બોલી, "ક્યોં બચકન ઔર છટકન ઘૂમતે હો ?" વિલુ બચકન અને નીલુ છટકન. બન્ને જણ હો હો કરતા હસી પડ્યા. નીલુએ કહ્યું, "મેં તને કેટલીય વાર કહ્યું છે કે હિન્દીમાં ઘૂમતે હોનો અર્થ ઊંઘો છો એવો થતો નથી. હિંદીમાં ઘૂમતે હોનો અર્થ થાય કે ઘૂમો છો, પણ તને યાદ રહેતું જ નથી." વિલુ કહે, "મૂરખ, એ તો મા જાણી કરીને બોલે છે—આપણને હસાવવા માટે." આવા છે છોકરાઓ. બન્ને જણ પંડિતની જેમ ચર્ચા કરતા હતા. એ વખતે એ લોકોએ ગાંધીજીનો રાહ ન લીધો હોત તો ? પણ રાહ લેવાનો ભાર શું એમની પર જ હતો ? એ તો એમના બાપની ઇચ્છાનું પરિણામ હતું ? આ વખતે વિલુના બાપ જો પાસે હોત તો એમને સુણાવી દેત કે બાપ થઈને તમે છોકરાઓને કેવે રસ્તે વાળ્યા છે ? મારું આખું જીવન એક જ પ્રકારે વીત્યું. એક દિવસ પણ મને શાંતિ મળી નહિ. છોકરાઓને એક દિવસ પણ આનંદથી રહેવા ન દીધા. આખું જીવન સવારથી સાંજ સુધી જે વૈતરું કર્યું છે તે શું આને માટે ? છોકરાઓ જ્યારે નાના હતા, ત્યારે ઇચ્છા હતી કે એમને ખેંચીને મોટા

કરી દઉં. મોટા થઈને એ લોકો પોતાનો માર્ગ શોધી લેશે. દીકરાની માને બીજી ચિન્તા શી હોય? પછી એ લોકો સંસાર માંડશે. એનો વિચાર કરતાં જ શાન્તિ મળે. પણ થયું શું? મોટા છોકરાને તો ભણાવ્યો જ નહિ. ને જે ભણ્યો તેનું મન પણ આ દિશામાં જ વળ્યું. હવે મને જેલમાંથી બહાર જવા દો પછી જુઓ કે નીલુને આ માર્ગથી પાછો વાળું છું કે નહિ. નાનો ભાઈ લાઠીનો ફટકો મારે તોપણ કબૂલ તોયે નીલુને ત્યાં મોકલી દઈશ. એ એને માટે નોકરીની વ્યવસ્થા જરૂર કરશે. મારો હાથ પકડીને લાવ્યા છો, હું તમારા આશ્રમની હોટલમાં નોકરડીનું કામ હમેશાં કર્યા કરીશ, તેથી કાંઈ મારા છોકરાને આમાં ખદબદાવ્યા કરું? મોઢું ઉઘાડ્યા વિના ઘણું સહન કર્યું છે, પણ હવે બહુ થયું.... મારા સહન કરવાની કિંમત મેં વ્યાજ સાથે અનેકગણી ચૂકવી દીધી છે. તમને ગાંધીજીની સેવા કરવાનો શોખ છે તે ભલે રહ્યો. પણ તમે મારી કે છોકરાઓની કદી ચિંતા કરી છે? એકએક દિવસ કેવા કાઢ્યા છે? કેટલાય દિવસો ફક્ત ચણા ફાકીને કાઢ્યા છે. તો તાંદલિયાની ભાજી ખાઈને કે ટમેટાંનું શરબત પીને પણ દિવસો વિતાવ્યા છે. કાચાં જામફળ એક વાર ખાધાં હતાં. તે કેવા બધા માંદા પડી ગયા હતા? એક વાર હુકમ થયો કે ટમેટાં જમતી વખતે કાચાં જ ખાવાનાં, કારણ કે ગાંધીજી કહે છે. કાચાં ટમેટાં ખાવાં જ સારાં. એને કાપવામાં નકામો વખત બગડે છે. ગાંધીજીના આશ્રમમાં પણ એ જ નિયમ ચાલે છે. એટલે આપણા આશ્રમમાં પણ એ નિયમ લાગુ કર્યો. ત્યાં વળી પાછો હુકમ થયો કે એ નિયમ નહિ ચાલે. સેવાગ્રામમાં ટમેટાં ખાવા વિષેનો નિયમ બદલાઈ ગયો છે. મહાદેવ દેસાઈએ કાગળમાં લખ્યું છે, કે ગાંધીજીના મંતવ્ય પ્રમાણે કાચાં ટમેટાં ખાવાં સારાં નથી. જ્યાં એને મોઢામાં મૂકીને બટકું ભરીએ ત્યાં એમાંથી રસ નીકળીને કપડાં પર પડે ને કપડાં બગડે – બીજું એમાં ઘણુંય લખ્યું હતું એટલે અમારે પણ એમ જ કરવાનું ઠર્યું. આટલા દિવસ શું ટમેટાંને બટકું ભરતી વખતે આંખો બંધ રાખી હતી? પહેલેથી વિચાર ન કર્યો? થોડા દિવસ પછી એક નવું તૂત ચાલ્યું, કે ભાત સિવાય જમતી વખતે બીજી પાંચ જ ચીજ ખાવી. છઠ્ઠી ચીજ ખાય તો શું મોટું અશુભ થઈ જવાનું હતું? આખું જીવન શું ગણી ગણીને જ રસોઈ રાંધવી? ગાયનું ઘી ન હોય તો એ ખાય નહિ. આ દેશમાં કંઈ સહેલાઈથી ગાયનું ઘી મળે? ડગલે ડગલે હાયવોય ને આ બધી મોકાણ ગાંધીજીનો રસ્તો લીધો તેથી જ થોડી થઈ છે? એ પહેલાં પણ શું હતું? ચાવી એમની પાસે રહે. નિશાળે જતી વખતે ઘરખર્ચ માટે મને એક રૂપિયો આપે. મને ચાવી આપત તો એ ચાવી શું

હું ખાઈ જવાની હતી, કે તમારો ભંડાર ઉજાડીને મારા બાપને ઘેર લઈ જવાની હતી ? કોને ખબર એમણે શું વિચાર્યું હશે તે. એ વિષે મેં કોઈ દિવસ એમને કશું પૂછ્યુંય નથી ને જાણવાની ઇચ્છા પણ નહોતી...એક વાર હલકી વર્ણના માણસો આગળ મારું અપમાન થયું હતું. ઘાણીવાળાની વહુ સવારે અમારી નિશાળના કવાર્ટર્સમાં તેલ લઈને આવી હતી. દુકાનનું તેલ સારું આવતું નહોતું એથી તેલીની વહુને વાડામાંથી બોલાવી એની પાસેથી એક રૂપિયાનું તેલ ખરીદ્યું; ને કહ્યું કે બહારના ઓરડામાંથી બાબુ પાસેથી તેલના પૈસા લઈ લે. ઓ મા! થોડી વાર પછી એ બબડતી ફફડતી પાછી આવી ને મને ન કહેવાના શબ્દો કહ્યા — પાછું આપી દે તેલ. નકામો મારો વખત બગાડ્યો. બાબુ તો કહે છે કે એમણે તેલ લેવાનું કહ્યું નથી. – મારું માથાવાઢ અપમાન થયું. આ બધી વાતો એક એક કરતાં એકઠી થઈને મનમાં ગૂંથાઈ ગઈ છે.... તમે દેશની સ્વતંત્રતા માટે બધાનો ત્યાગ કર્યો એ કબૂલ – પણ મને તો તમે જરાય સ્વતંત્રતા આપી નહિ. ઘણા સમયથી વિચાર્યું હતું કે છોકરાઓ મોટા થાય ત્યારે આ વાત છોકરાઓને કહીશ. પણ કહીશ કહીશ કરતાં કહેવાઈ નહિ. પણ છોકરાઓને કંઈ આવી વાત કહેવાય ? તમે ગમે તેટલી ખરાબ રીતે વર્ત્યા હશો પણ હું એક પણ શબ્દ સામો બોલી નથી. અત્યાર સુધી છોકરાઓનાં મોઢાં જોઈને જ દિવસ વિતાવ્યા. મારું તો જે થવાનું હતું તે થયું. એ વિષે હું વિચાર જ કરતી નથી પણ તમારે કારણે મારા છોકરાની આ દશા થઈ. મારો સંસાર ઊજડી ગયો. તમારે લીધે જ મારો માજણ્યો ભાઈ જેના ઘરમાં રહીને કેટલાયે બહારના છોકરાઓ ભણે છે, તે એના ભાણેજોની જોડે જાણે કશું સગપણ ન હોય તેમ વર્તે છે. વીરેનની મા પણ એક દિવસ આવીને મને કેટલુંય સંભળાવી ગઈ. મારા કાન પાકી ગયા એની બોલી સાંભળીને. બંગાળી હોવાથી એના છોકરાની ડ્રિસ્ટ્રિકટ બોર્ડની નોકરી કોંગ્રેસ ખાઈ ગઈ. પાછી મારા મોઢા પર જ કહી ગઈ – માસ્તરમશાય ધૂળ ને રાખ એમ.એ. છે ! ગધેડો છે એ તો. કાવતરાં કરવા કોંગ્રેસમાં ભરાયો છે. બંગાળીઓનાં મોઢાં એણે કાળાં કરી નાંખ્યાં એનાં કરતૂકે જ તો. હવે તો મારી સ્થિતિ એવી છે કે જે તરફ જોઉં છું તે તરફ અંધારા સિવાય બીજું કશું દેખાતું નથી...

ગાંધીજી, તમે અમારી આવી દશા કેમ કરી ? તમે તો અમને રસ્તાના ભિખારી કરી મૂક્યા. સાચેસાચ ભિખારી. તમે મહિનો પૂરો થાય ત્યારે અમારા હાથમાં કાંઈ આપો તેથી અમારું ચારેયનું પેટ ભરાય. મારા ઠાકોરજીને છોડીને તમારી પૂજા કરવા માંડી, તમારે લીધે આત્મીય સ્વજનો, મિત્રો, સગાંસંબંધી બધાંને છોડયાં,

ને હું હસતાં ભૂલી ગઈ. તેનો તમે બહુ સારો બદલો આપ્યો. તમે દર્શાવેલા માર્ગે જતાં પતિપત્ની વચ્ચે મનમેળ રહ્યો નથી. બાપબેટા વચ્ચે પ્રેમસંબંધ રહ્યો નથી, ભાઈ ભાઈનો દુશ્મન બની બેઠો છે. ને સંસાર ભાંગીને ભૂકો થઈ ગયો. મારો ઇષ્ટમંત્ર છોડીને સાંજે અમે તમારો જાપ જપતાં હતાં કેટલાંક વર્ષો પહેલાં અમારા આશ્રમની જે જગ્યા પર તમે બેઠા હતા. ત્યાં દરરોજ સાંજે અમે દીવો સળગાવીએ છીએ. એક દિવસ પણ રેંટિયો કાંતવાનું છોડયું નથી. તે બધું શું આ માટે? મહેતરને હરિજન કહી બોલાવીએ છીએ, ને એનાં ગંદાંગોબરાં છોકરાંઓને વિલુ-નીલુની જોડે વરંડામાં બેસાડીને જમાડીએ છીએ – શેરીના લોકો મશ્કરી કરે છે. પણ એનું પરિણામ શું આવ્યું? દુર્ગાની મા બરોબર જ કહેતી હતી, કે સ્વદેશીનું કામ કરવું હોય તો કરો, પણ આ બધું ન કરો. ભગવાનના માર્ગમાં વચ્ચે આવવું સારું નથી. ત્યારે તમારા મોઢા તરફ જોઈને એની વાત સાંભળી નહિ. આજે એનો મર્મ બરાબર સમજાયો છે. આજે દુર્ગાની મા, બેંદીની મા, કે જિતેનની મા — દીદી હોત તો એમને ગળે વળગીને રડતાં મન હલકું થાત. મહાત્માજી શાના? રાખ અને ધૂળ! એમનો ચહેરો થોડો સંન્યાસી જેવો છે? ઊંહ આટલા દિવસ મેં આ શું કર્યું? દુનિયાભરના લોકોએ ભેગા મળીને મારું જીવતર રોળી નાખ્યું. શરીરની આગથી પોતાના શરીરનું માંસ ઉતરડીને ખાવાનું મન થાય છે. માથું પછાડીને મરવાનું મન થાય છે. ના, રેંટિયાને લાત મારીને ફેંકી દઈશ. એનો ભાંગીને ભૂકો કરીશ. ટેબલની ઉપર રાખ્યો છે ને ત્યાંથી ઉશેરી દઈશ.

રેંટિયો લેવા જોર કરીને ઊઠીને બેઠી. મારાથી ક્યાં ઉઠાય છે? માથાની ડાબી તરફ જાણે લોઢું ભર્યું છે. માથાને જાણે કોઈએ ઓશીકા પર પછાડયું છે. બહુરિયાજી, કમલાદેવી હાં હાં કરતાં ઊઠયાં.

"ઊઠયાં કેમ બંગાળી માઈ? શું શોધો છો? ચારે બાજુ આમ બેબાકળાંની જેમ શું જુઓ છો? સૂઈ જાઓ. માથા પર પાણી છાંટું?" બધાંએ મળીને મને જબરજસ્તીથી પાછી પથારીમાં સુવાડી દીધી. કઈ વસ્તુને શોધતી હતી તે એમની આગળ કહેવાય એમ હતું નહિ. એઓ માનશે કે મારું ફટકી ગયું છે. અત્યારે પણ શું ધારે છે તે કોને ખબર? માથા પર કોલનવૉટર ઘસે છે. ઓરડામાં બધા લોકો એકએક કરતા મારી પથારી આગળ આવ્યા ને મને ઘેરી વળ્યા. ગલફટ્ટી ફાટેલા અવાજે લ્યુસી જમાદારિણીને કશું કહેતી હતી. મારી જ વાત કરતી હશે. એ પાછી બૂમબરાડા પાડીને હૉસ્પિટલમાં ખબર ન આપે તો સારું. સખાવતીજી-એ ધીરે ધીરે આવીને મારા ખોળામાંથી લાડલીને લઈ લીધો. એણે શું એમ ધાર્યું

હશે કે હું એના છોકરાને ફંગોળી દઈશ ? લે બહેન લે, તને ઠીક લાગે તેમ કર. તું રહી એની મા. એનું ભલું તું જેટલું સમજે તેટલું હું થોડું સમજવાની હતી ? બધાં ચુપચાપ મારી પથારીની આસપાસ ઊભાં હતાં. – સોય પણ નીચે પડે તો તેનો અવાજ સંભળાય એટલી શાન્તિ હતી. ફક્ત હાથના પંખાનો અવાજ આવતો હતો... એક જીવડું ઊડાઊડ કરતું હતું. એનો ભોં... ઉં ઉં અવાજ આવતો હતો. ...ઠક કરતું મારી પર પડી ગયું. પાછું ઊડ્યું, ને પાછું ઠોકર વાગીને પડ્યું. હજી ઊડ્યું નથી...ના હજી નથી ઊડ્યું. હવે જ્યારે ઊડશે ત્યારે એકથી દશ ગણવા પડશે. દશ ગણું તે પહેલાં જો પડી જાય તો વિલુ કેમે કરીને જીવતો નહિ રહે. પણ જીવડું પડે તે પહેલાં જો હું દશ ગણું તો ભગવાન જરૂર વિલુને બચાવવાનો જ. ખૂબ ઉતાવળથી ગણવું પડશે. જેટલી બની શકે તેટલી ઉતાવળથી. આ ઊડ્યું, એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત,...અરેરે ! જીવડું પડી ગયું. આ શું કર્યું ભગવાન ! રહીસહી આશાને પણ તેં છીનવી લીધી ? અરે આ બધા મનના તરંગોને કંઈ ધડમાથું છે કે ? હું જ ઘડું છું ને હું જ ભાંગું છું. જીવડા વિષે મેં જે માન્યું તે જરાય બરાબર નહોતું. બધું જ ભગવાનના હાથમાં છે. ને ભગવાનની ભક્તિ કરવામાં મેં કશી મણા રાખી નથી. મા પૂર્ણેશ્વરી ! મારા બધા વાંકગુનાની મને માફી આપ. તારી દયાથી તો વિલુ જન્મ્યો ને મારો ખોળો ભરાયો. તારા નામ પરથી તો વિલુનું નામ પૂર્ણ રાખ્યું હતું. ઘરના બધાએ તારા મંદિરનો મહાપ્રસાદ ખાવાનો છોડી દીધો તેથી તું શું અમારી પર રોષે ભરાઈ છે ? વિલુ માંદો હતો ત્યારે જે પૂજાની બાધા રાખેલી, તે પૂર્ણેશ્વરીની પૂજા કરાવેલી ? મને તો કશું યાદ આવતું નથી. શું એ બાધા પૂરી કરવાનુ હું ભૂલી ગઈ ? જોયું ને, એક સામાન્ય ભૂલનું કેવું ભયંકર પરિણામ આવ્યું ? મા પૂર્ણેશ્વરી ! તેં પહેલાં કેમ મને યાદ દેવડાવ્યું નહિ ?... ના ચોક્કસ મેં બાધા પૂરી કરી હતી. તો પછી આમ કેમ બન્યું ? મા તું તો જાગતી દેવી છે. વિલુ તો તારો જ છોકરો ગણાય. એને તુ જિવાડ. હવે હું તારા કશા વાંકગુનામાં નહિ આવું. હવે હું ગાંધીજીને તારા કરતાં મહાન નહિ માનું.

બરહમથાણામાં વિલુ જન્મ્યો ત્યારે જે ઈંટને મેં દોરો બાંધ્યો હતો. તે પાછો છોડી નાંખ્યો હતો કે નહિ ? હું અને જિતેનની મા દીદી ગયાં હતાં. એ સમયે જ મારા પગનો અંગૂઠો ઠોકર વાગવાથી મોચવાયો હતો, અને ઘડો પડી ગયો હતો. એ વખતે જ મારી ભૂલ થઈ. એક ઈંટને બદલે બીજી ઈંટ — આટલી

બધી ઈંટોમાં કંઈ એ ઈંટ ઓળખાય ખરી?*

એ જ સરસ્વતીના ઘરની પાસે અશ્વત્થ વૃક્ષની નીચે માટી પર કંકુ લગાડેલું. એ જગ્યાએ 'ડિહવાર' સ્થાપેલા. દહીભાત ગામના ગ્રામદેવતાને ત્યાં ડિહિ (ગામનો સીમાડો) કહે છે. એ દેવ ગામની ચોકી કરે છે. ત્યાં બધા માટીના ઘોડાની પૂજા કરે છે. સરસ્વતીની મા મને કહેતી હતી કે જ્યાં સુધી માની દયા હોય છે ત્યાં સુધી દુકાળ પડે ત્યારે સાઠ હાથ લાંબા ડિહવાર દેવ ઘોડા પર બેસીને ગામની ચોકી કરે છે. ગામના ચોકીદારોએ કેટલીય વાર મધરાતને સમયે જોયા છે. સરસ્વતીની માને મોઢે તો મેં કશું કહ્યું નહિ, પણ હું મનમાં ને મનમાં હસી હતી. સાઠ હાથ લાંબા દેવનો મને વિશ્વાસ બેસતો નહોતો. સાઠ હાથ દેવનો અર્ધો હાથ ઊંચો ઘોડો એવું તે કંઈ બનતું હશે? ડિહવાર દેવે જરૂર મારા મનની એ સમયની વાત જાણી હોવી જોઈએ. એથી જ એમણે ગુસ્સે થઈને મારું નસીબ ફોડયું હશે. અથવા એના ગામની છોકરી સરસ્વતીનાં લગ્ન વિલુ જોડે ન કર્યાં એથી એણે મારી આ દશા કરી હશે? ડિહવાર દેવ! આજે મારા વિલુને જિવાડો પછી જેનાથી તમે રાજી થાઓ તે બધું જ કરીશ...તમે જ જો ગુસ્સે કે નારાજ થાઓ તો મારા જેવા સામાન્ય માણસના દિવસ શી રીતે વીતે તે તમે જ મને કહો.

એં...એં. હૉર્ન વાગ્યું...આ...તો મારો વિલુ...એ જ લીલા રંગની શીશી નાકે લગાડી હોય એમ લાગે છે.

* બિહારનાં ગામડાંમાં બાળક જન્મે ત્યારે બાળકનું અનિષ્ટ ન થાય તે માટે મંદિરની ઈંટને દોરો બાંધે છે. થોડા દિવસ પછી એ દોરો છોડી નાખે છે. દોરો ન છોડે તો અનિષ્ટ થાય એવી લોકોમાં માન્યતા છે.

# નીલુ

જેલના મુખ્ય દરવાજાની સામે વરંડાની નીચે વૉર્ડર નિહાલસિંહની જોડે આવીને ઊભો. ગેટની બહાર હથિયારબંધ પોલીસ પહેરો ભરતા હતા. દરવાજાની અંદરનો ભાગ પ્રકાશથી ઝળહળતો હતો. અંદર દીવાની નીચે સૂબેદાર સાહેબ ડેસ્ક પાસે એક ઊંચા સ્ટૂલ પર બેઠા હતા. નિહાલસિંહે કહ્યા પ્રમાણે વરંડાની સામે એક નીચી ઓટલી પર હું બેઠો.

"બાબુ, કંબલબંબલ સાથ નહિ લાયે ના?"

મેં કહ્યું, "ના."

એ જાતે જ દરવાજાની અંદરથી સૂબેદારની મારફત સળિયાની અંદરથી ત્રણ ચાર કામળા લઈ આવ્યો. ને એણે કામળા પરથી ધૂળ ઝાટકી ઓટલી પર પાથર્યા.

મને કહ્યું, "બાબુ બૈઠલ જાય."

ત્યાર પછી દરવાજાના સંત્રીને તથા સૂબેદાર સાહેબને અત્યંત ધીરા સૂરમાં એણે સમજાવી દીધું કે મોડી રાત્રે જેને ફાંસી દેવાવાની છે, તેનો આ નાનો ભાઈ છે. એ કહે છે કે અહીં જ આખી રાત બેસી રહેશે. એને હેરાન ન કરતા. સૂબેદારને એ ગમ્યું ન હોય એમ લાગ્યું. જેલની અંદરનો માલિક હેડવૉર્ડર, અને જેલના દરવાજાનો કર્તાહર્તા સૂબેદાર સાહેબ. મૂળમાં તો એ સ્થાનનું નામ ગેટવૉર્ડર હતું. એ લડાઈમાં જઈ આવેલો એટલે એને સૂબેદાર સાહેબ કહેતા હતા. જેલની અંદર કોણ આવે છે, જેલની બહાર કોણ ગયો, — એમના પૈસાટકા, વસ્તુઓ, એમની તપાસ, બજારની ખરીદી, ઠેકેદાર, એ બધાની વ્યવસ્થા સૂબેદાર સાહેબ કરે. એ મહામાન્ય સૂબેદાર સાહેબની આગળ એક સામાન્ય વૉર્ડર શા માટે આવી નકામી વિનંતી કરતો હશે? જરૂર એમાં કંઈક ગોલમાલ હોવી જોઈએ.

સૂબેદારે પૂછ્યું, "તને કેટલા આપ્યા છે?" નિહાલસિંહ કેટલાય વખત થયાં મારા પૈસા ખાતો હતો. રોજ મારી સામે આવીને યાદી આપતો — આજે

આટલી આટલી વસ્તુઓ તમારા ભાઈને ખાવા માટે આપી છે. બજારમાંથી મેં ખરીદી છે. જેલમાંથી એ ચીજોને છાનીછપની લઈ જવી એ કંઈ સહેલું કામ છે?" સૂબેદાર વાઘ જેવો હતો. દરેક વસ્તુ લઈ જવા માટે એને એક રૂપિયો આપવો પડે. એને બાવન રૂપિયા પગાર મળતો હતો. પણ એનાથી ચારગણા પૈસા એ ઉપરથી મેળવી લેતો. એનો લશ્કરી મિજાજ હતો, લશ્કરમાં હતો ને તેથી. આ રીતે આમતેમ વાત કર્યા પછી, જરા હસતાં હસતાં બોલ્યો, "હજૂર તો માબાપ છે. તમારે ભરોસે તો બાળબચ્ચાંને છોડીને આ દૂર દેશમાં પેટ ભરવા આવ્યો છું." આ રીતે એ મારી પાસે પૈસા મેળવવા ચાહતો હતો.

સૂબેદાર તથા નિહાલસિંહ બન્નેની ઇચ્છા હતી, કે હું સમજું કે અહીં બેસવું હોય તો રૂપિયા આપવા પડે. નહિ તો એ લોકો આટલા જોરથી વાતો શા માટે કરે? એ લોકો જાણી જોઈને મને સંભળાવવા વાતો કરતા હતા.

સૂબેદારની વાતનો નિહાલસિંહે જવાબ આપ્યો, "આપશે જ તો. હજીય ધરમ ડૂબ્યો નથી. મારા છોકરાના સમ ખાઈને કહું છું, કે મેં કશું લીધું નથી. સાહેબે એને લાશ લઈ જવાનો હુકમ આપ્યો છે."

"લાશ લઈ જવાનો હુકમ આપ્યો તો ભલે આપ્યો, પણ અહીં બેસવાનો તો હુકમ આપ્યો નથી. અહીં બહારના માણસોને બેસવાની જવાબદારી હું લેવા માગતો નથી."

સૂબેદાર ઘણું ઘણું જોરજોરથી બોલવા જતો હતો. મેં નિહાલસિંહને બોલાવી એને એક રૂપિયો આપ્યો. સૂબેદાર સાહેબે તે જોયું. પણ એ વિષે કશું કહ્યું નહિ. એની વહેંચણી પછી થવાની હશે.

સૂબેદારે સંત્રીને કહ્યું. "ના, બાબુને કોઈ હેરાન ન કરે તે જોજે. જ્યારે વૉર્ડરની બદલી થાય, ત્યારે ડ્યૂટી પરના વૉર્ડરને આટલું કહી રાખજે."

નિહાલસિંહ જતી વખતે નમસ્કાર કરતાં બોલ્યો, "પરનામ." આ પ્રદેશમાં નમસ્કારનું ચલણ નથી. એને બદલે પાત્રાપાત્રનો વિચાર ન કરતાં 'પરનામ'નો પ્રયોગ થાય છે. હું આ પ્રદેશમાં રહેલો એટલે આ અને એવી બીજી વાતથી બરાબર ટેવાઈ ગયો હતો.

...શિશિરના એ કાગળની ભાષા હજી મને બરાબર યાદ છે. શિશિર જેલમાંથી મારી પહેલાં જ છૂટ્યો હતો. અમે જેલમાં આખો વખત એવી ફરિયાદ કરતા હતા કે જે જેલમાંથી બહાર જાય છે, તે જેલની અંદરના લોકોની કશી ખબર રાખતો નથી. ખરું જોતાં બધાં ક્ષેત્રમાં એમ જ બનતું હતું. જેમનું જીવન

મહિનાના મહિના ને વર્ષોનાં વર્ષો જેલમાં વીતતું હતું, જેમની પ્રબળ જીવન-શક્તિને નિયમના બંધનથી ક્ષીણ કરવામાં આવે છે, ચીની સ્ત્રીના પગની જેમ. જેમના જીવનમાં સ્વતંત્ર વિકાસનો અવકાશ નથી, તેમને બહારના જીવનની કેટલીયે ખબર મોકલવાની અત્યંત જરૂર હોય છે. આ જરૂર સરકારના નિયમોને વશવર્તીને પૂરી કરવાની સગવડ નથી. તેથી અંધકાર યક્ષપુરીમાં ક્ષીણ તેજ આવવાનું એકમાત્ર જાળિયું નવો રાજબંદી જેલમાં આવે તે હોય છે. અને બહારના જે કર્મબહુલ સંસારના સેંકડો મધુર સંબંધોથી વિખૂટો પાડીને બંદીને લઈ આવવામાં આવે છે, તેની સાથે સામયિક સંબંધ સ્થાપવાના વિફળ પ્રયત્નો થતા હોય છે, જે બંદી છૂટીને જાય છે તેની દ્વારા. જેલયંત્રનો 'સેફ્ટી વાલ્વ' હોય છે તરતનો છૂટેલો રાજબંદી. એ જેલની અંદરની શતકોટિ વ્યર્થતાનો, નિષ્ફળ આક્રોશનો અપરિમિત અશ્રુવેદના અને દુર્નિવાર આંકાક્ષાઓનો સમય-સમયનો નિર્ગમ માર્ગ છે.... જેલમાંથી બહાર જતી વખતે, સતત પત્રો લખવાની વાત, વારે વારે મુલાકાત માટે આવવાનું વચન, જાતજાતનાં કામો કરી આપવાની પ્રતિજ્ઞા, સામે ચડીને માગી લીધેલી ફરમાસ,— જવાને દિવસે ફૂલહાર, વિદાયનો સમારંભ, પ્રણામ નમસ્કાર, આલિંગન આપીને લીધેલી અલવિદા, સ્નેહથી છલકાતો સંવાદ, દરવાજા સુધી જાણે સરઘસ કાઢયું હોય તેમ મૂકવા જનારાઓની ભીડ,— આ દરેક કામ જેલમાં રાખેતા મુજબનું થતું હોવા છતાં એમાં ક્યાંય આત્મીયતાનો અભાવ ન દેખાય. પણ તે પછી શું? એ પછી શું થવાનું છે એ પણ આંખો મીંચીને કહી શકાય. ટપાલ વિભાગના અધિકારીઓ કહી શકે, કે અંદાજે આવતા વર્ષમાં કેટલા લોકો સરનામું લખ્યા વિના ટપાલ પેટીમાં ટપાલ નાખશે, અને રાજબંદીઓ પણ કહી શકે, કે છૂટેલો રાજકીય કેદી જેલના દરવાજાની બહાર ગયા પછી, જેલની અંદરના લોકોને તથા તેમને આપેલાં વચનોને ભૂલી જશે.... અમારી ગણતરી ખોટી હતી તે પુરવાર કરવા શિશિર જેલમાંથી છૂટચો તેવો જ એણે મોટાભાઈને કાગળ લખ્યો હતો. મોટાભાઈએ એ કાગળની કેટલીક પંક્તિઓ નીચે લીટી દોરી હતી તે હજુ મને યાદ છે. "મોટા ભાગના લોકો જેવા હોય છે, તેવાની હરોળમાં તમે મને મૂકશો નહિ. જેલમાંથી છૂટયા પછી સાત દિવસની અંદર જ કાગળ લખું છું. ફલાણા ફલાણા ફલાણાને મારા પ્રણામ કહેજો."

...હરદાર દુબેજીની વહુ તો ઘરડી છે. એ પણ મને પ્રણામ કરે છે. એ મોટાભાઈને 'ધરમબેટા' કહે છે. બિચારી ગરીબ છે, પણ તે દિવસે જ્યારે 'ધરમ-

બેટા'નો મુકદ્દમો ચાલ્યો હતો, ત્યારે મુકદ્દમાના ખર્ચ માટે એના પાલવને છેડે બાંધેલા ત્રણ રૂપિયા બહાર કાઢીને મને આપ્યા. એની બન્ને આંખો આંસુથી છલકાતી હતી. મને લાગે છે કે દુબેજીથી છાના એ પૈસા આપેલા, શા માટે તે મને ખબર નથી.

દુબેજીએ જાતે પણ જ્યારે મુકદ્દમો ચાલતો હતો ત્યારે ભય અને પારાવાર ચિંતાયુક્ત ચહેરે મને પૂછ્યું હતું, કે જો પૈસાની જરૂર હોય તો એ થોડા રૂપિયાની સગવડ કરી શકે એમ છે. દુબેજીએ કહ્યું હતું, "ભગવાન અમારી પર નારાજ છે એટલે તો મને અને મારી વહુને પકડયાં નથી. બાકી હું તો સરઘસમાં જોડાયો હતો. મારા હાથમાં તો બહુ મોટો ત્રિરંગી ઝંડો હતો. જો ભગવાનની મને જેલની બહાર જ રાખવાની ઇચ્છા હોય, તો કોંગ્રેસીને સંબંધે વિલુબાબુના મુકદ્દમામાં પૂરતી મદદ કરીને મારે મારી ફરજ અદા કરવી જોઈએ. ત્યારે મેં પૈસા લેવાની ના પાડેલી. દુબેજીએ મારા અસ્વીકારનો અર્થ એવો કરેલો કે હું મોટાભાઈનો અદાલતમાં બચાવ કરવા ઇચ્છતો નથી. મેં એ પૈસાનો અસ્વીકાર એટલા માટે કર્યો હતો કે કાકીમાએ કોણ જાણે કયાંથી ત્રણસો જેટલા રૂપિયા મને આ માટે આપ્યા હતા. કાકીમાએ ફક્ત એટલું જ કહ્યું હતું, કે "હરેનબાબુ વકીલને આપી દેજે." પૈસા આપતી વખતે કાકીમાના મોઢાનો ભાવ બરાબર દુબેજીની વહુના મોઢા પર જેવો ભાવ હતો તેવો જ હતો. ત્યાર પછી દુબેજી જાતે જ વકીલને ઘેર જાઆવ કરતા હતા.

ઘોડાની પીઠ પર દુબેજી: લાલ ઘોડો ખોડંગાતો ખોડંગાતો ચાલે છે. દુબેજી ઘોડા પરથી ઊતરી ઘોડાને એક ફટકો લગાવે છે. ને પાછા ઘોડા પર ચડીને હરેનબાબુના કંપાઉન્ડમાં યુકેલિપ્ટસના ઝાડની નીચે ઘોડો બાંધે છે...દુબેજીએ સારા જેવા પૈસા ખર્ચ્યા હતા. મેં પણ કાકીમાએ આપેલા પૈસા હરેનબાબુને આપી દીધા હતા. એ બાબુજીના મિત્ર છે. છતાં પણ કાકીમાએ આપેલા પૈસા ઉપરાંત દુબેજીએ આપેલા પૈસા લેતાં એમણે આનાકાની કરેલી નહિ.

તે પછી દુબેજીની પત્નીએ પોતાના મનની વાત કહી જ નાખી. "બેટાના મુકદ્દમા માટે બધી જોગવાઈ કરી છે. પૈસા ખરચતાં પાછું વાળીને જોયું નથી. પણ પરિણામ શું આવ્યું? આખરે પોલીસ જે બાજુએ હતા–તે બાજુની જ જીત થઈ. તારી વાત તો પોલીસ સાંભળે છે. સાંભળ્યું છે કે કલેકટર સાહેબ તારી સલાહ લીધા વિના કશું કરતા નથી. તમારા જ દળનો નોખેલાલ બધા દુકાનદારોને ત્રાહિ ત્રાહિ પોકરાવે છે, પણ દારોગા સાહેબ તો એની મૂઠીમાં છે.

મેં સાંભળ્યું છે, કે સરકાર તમારા દળના લોકોને માસિક દરમાયો આપે છે" ત્યારે જ દુબેજી છાનામાના પૈસા આપવા આવેલા તેનો અર્થ હું સમજ્યો. વિલુબાબુ એમનો "ધરમબેટા". એને માટે એમની બુદ્ધિ પ્રમાણે જે કંઈ કરવું યોગ્ય એમને લાગ્યું તે બધું તેઓ કરી છૂટયા હતા. એ લોકો મને પોલીસનો માણસ માને છે. એમાં એમનો દોષ પણ શો? એ લોકો બીજું વિચારી પણ શું શકે? દેશભરના લોકો પણ એમ જ વિચારે છે ને? ભોળી દુબેઇને તો અમારા જૂના સંબંધને દાવે મારા મોઢા પર જ મને ફોડ પાડીને બધી વાત કરી હતી. મને થયું કે એના ત્રણ રૂપિયા એની પર ફેંકું. પણ મેં એને કહ્યું, "મુકદ્દમાનો ચુકાદો તો આવી ગયો છે. હવે પૈસા આપવાથી શું વળશે?" – પણ મેં જોયું કે હવે કલેક્ટર કે ગવર્નર સાહેબ કશું જ ન કરી શકે એવો એને વિશ્વાસ બેસતો નહોતો. એ ઉપરાંત હતાશા વ્યક્ત કરતા એના મોઢા સામે જોઈને મને થયું, કે મારે પૈસા લેવા જ જોઈએ. મેં કહ્યું, "અચ્છા લાવો પૈસા." એક સંતાનહીન રમણીની પારકાનાં છોકરા માટેના વાત્સલ્યના આવેગની આગળ મારા સિદ્ધાંતો ને મારી પક્ષ પ્રત્યેની ફરજ એ બધું ભુલાઈ ગયું. મારું માથું એને નમી પડયું, પણ મુકદ્દમા વખતે સાક્ષી આપતી વખતે જો એ રીતે મારા રાજકીય સિદ્ધાંતોને વળગી ન રહ્યો હોત તો શું બગડી જવાનું હતું? તે વખતે હું માનવા લાગ્યો હતો કે હું કંઈ સામાન્ય માનવી નથી, ત્યારે તો જનમતની વિરુદ્ધ, પરિચિત-અપરિચિત બધાની વિરુદ્ધ, હું એકલો માથું ઊંચું રાખીને ફરું છું એવો ફાંકો હતો. નિંદા કરનારા તથા વિરોધીઓને મારા સિદ્ધાંતોની દઢતા દેખાડવાના મિજાજમાં હું હતો. રાજકીય પક્ષની વાત જવા દઈએ તોપણ મને લાગે છે કે મારી વ્યક્તિગત જીદ મારી પર સવાર થઈ ગઈ હતી. મારી પર દબાણ કરીને, મારો મત બદલાવી નંખાય એવી નબળી મારી રાજનીતિ નહોતી, કે એવો લપટો મારો રાજકીય માર્ગ નહોતો. લોકો શું મારા મનના ઊંડાણમાં જે હતું તે સમજી શકયા હશે ખરા? દુબેજીની પત્ની મારે વિષે જે માની બેઠી હશે તેના કરતાં અનેકગણી ખરાબ ધારણા મારે વિષે સામાન્ય લોકોએ રાખી હશે. હશે શું, લોકોએ સાચે જ મારે વિષે ખરાબ ધારણા રાખી છે જ. એનું પ્રત્યક્ષ પ્રમાણ તો રોજરોજ હું જોઉં છું. તે દિવસે ફૂટબોલના મેદાનને ખૂણે જે વિદ્યાર્થીઓનું ટોળું સિગારેટ પીતું હતું ત્યાંથી હું સાઇકલ પર બેસીને પસાર થયો ત્યારે એમણે મોટ મોટેથી ખોંખારો ખાધેલો તે મેં સાંભળ્યું હતું. શેરીનાં છોકરાછોકરીઓને મારા તરફ વિસ્મય તથા શંકાની નજરે જોતાં મેં જોયાં છે. બાળપણનો ગોઠિયો સૌરીન મારી પાસેથી પસાર થયો, પણ જાણે

મને ઓળખતો જ નથી એમ વર્ત્યો. મને મારવાની ધમકી આપતા અનેક નનામા પત્રો મને મળ્યા છે. કેવી ચાલાકી વાપરે છે એ લોકો કાગળમાં? શરૂઆતમાં કેવા મહાન પિતાનો હું પુત્ર છું તેની મને યાદ દેવડાવે, આખરી પંક્તિમાં મારા પિતૃત્વ વિષે પણ સંદેહ પ્રગટ કરે. કાકીમા અને નંદી સુધ્ધાં કામ સિવાય મારી જોડે વાત કરતાં નથી. એક ડિસ્ટ્રિક્ટ બોર્ડના મેમ્બરને બીજા મેમ્બરને કહેતો મેં સાંભળ્યો છે કે બન્ને ભાઈઓ સહદેવજીની બહેનના પ્રેમમાં હતા. એથી ઈર્ષાને કારણે મેં મોટાભાઈની વિરુદ્ધ સાક્ષી આપી. એમ ન હોય તો કોઈ ફાંસીના મુકદ્દમામાં પોતાના જ સગા ભાઈની વિરુદ્ધ સાક્ષી આપે ખરો? સરસ્વતી વિષે એ દષ્ટિએ મેં કયારેય વિચાર્યું નથી. અને મોટાભાઈનું પણ મેં એવું વર્તન જોયું નથી, કે જેથી એમ લાગે કે મોટાભાઈ એના પ્રેમમાં છે. પણ લોકોનાં મોઢાંને કોણ તાળું મારે?

...જેલમાં મોટાભાઈનો મુકદ્દમો ચાલતો હતો ત્યારે, મેં સાક્ષી આપી તે દિવસે જેલની બહાર લોકોની બેસુમાર ભીડ હતી. જેલની અંદર મુકદ્દમો ચાલતો હતો. આવા ભયંકર ગુનેગારને જાહેરમાં શી રીતે મુકદ્દમો ચલાવાય? કેટલાક ચોકીદાર, દફાદાર, કોન્સ્ટેબલ અને દારોગા સાક્ષીઓની સાથે જેલના દરવાજા આગળ પોલીસ વાનમાંથી હું ઊતર્યો. જનતાની તરફ હું જોઈ શકતો નહોતો, છતાં એમની દૃષ્ટિના રોષ અને તિરસ્કારનો અનુભવ હું કરી શકતો હતો. હું જનતાનાં ઘૃણા કે રોષને જરાય ગણકારતો નથી, એ દેખાડવા એક વાર જનતા તરફ માથું ઊંચું કરીને હું એકીટશે જોઈ રહ્યો. મને લાગે છે, કે તે વખતે, માનસિક ચંચળતાને માટે, કોઈ નિર્દિષ્ટ વ્યક્તિના મોઢા સામું મનોવિશ્લેષણાત્મક દૃષ્ટિથી જોવાની હામ મારામાં હતી નહિ. પ્રાણી સંગ્રહાલયમાં વન્ય પશુને લોકો જે રીતે જુએ તે દૃષ્ટિથી જેલના વૉર્ડરો મારી તરફ જોતા હતા. જજસાહેબ પ્રશંસાની દૃષ્ટિથી જોતા હતા. જેલર જૂના કેદીની તરફ જોતા હોય તેમ ઉદાસીન ભાવે જોતા હતા ને બીજા કોઈની દૃષ્ટિમાં એવો ભાવ નહોતો. જેલના રાજબંદીઓની જોડે મેળાપ થયો નહિ. મેળાપ થયો હોત તો તેમની દૃષ્ટિભંગિમાં કેવો હિંસક ભાવ હોઈ શકે તેનો અનુભવ કરી શકું છું. એ મુકદ્દમામાં મોટાભાઈની જોડે બીજા બે જણ ગુનેગાર હતા. સૂરજદેવ અને હરિશ્ચન્દ્ર. હું સાક્ષી આપવા ઊઠયો. હરિશ્ચન્દ્ર ગુનેગારના પીંજરામાંથી જોરજોરથી બોલી ઊઠયો, 'છિઃ! છિઃ!' એટલે મેં એ તરફ જોયું. એની આંખમાંથી ઘૃણાના ભાવો પ્રગટ થતા હતા. એના તીક્ષ્ણ સ્વરમાં જેટલો તીવ્ર વ્યંગ્ય હતો, તેના કરતાં નિષ્ફળ આક્રોશ વધારે હતો...એક વાર આશ્રમમાં

એક સાપને ચીપિયાથી પકડીને હું મોટાભાઈ આગળ લઈ ગયો હતો. મોટાભાઈ બાગમાં કામ કરતા હતા. સાપનું સફેદ પેટ જોઈને મોટાભાઈની આંખમાં અને મોઢા પર જે ભાવ પ્રગટ થયો હતો — તેવો જ ભાવ સૂરજદેવના મુખ પર હતો. તીવ્ર ઘૃણાથી એ મારા તરફથી નજર ફેરવી લેવા માગતા હતા. અને મોટાભાઈ! લાકડાના પીંજરામાં એક કામળા પર બેઠેલા હતા. એમની દૃષ્ટિ એક લાલ પૂંઠાની ચોપડી પર સ્થિર થઈ હતી. એમનું મુખમંડળ સંપૂર્ણ વ્યંજનાહીન હતું. મને થયું કે એ સાચેસાચ અભિનિવેશ નહોતો, ફક્ત ઇચ્છાકૃત દૃષ્ટિસંયોગ જ હતો. કેમ કે એમ હોત તો, મોટાભાઈ હરિશ્ચન્દ્રને કશું પણ કહેવાની મના કરત. ત્યાર પછી સરકારી વકીલે હરિશ્ચન્દ્રના ગુનાઓનું બયાન – હાકેમની ઉષ્મા અને હરેનબાબુ તરફ જોઈને વિરક્તિનું પ્રાગટ્ય – હરેનબાબુનો ઉદ્વેગ એક વાર ગળું ખોંખારી ઉદ્વેગ દબાવવાનો પ્રયત્ન – આસિસ્ટન્ટ જેલર ઑન ડ્યૂટી ને દારોગાનું ચાંચલ્ય – અદાલત ખંડ ન હોત તો, એ લોકો ગુનેગારને મજા ચખાડત – બન્ને વચ્ચે એ જાતનો અર્થસૂચક દૃષ્ટિવિનિમય – એ બધાં ચિત્રો આંખ આગળ ખડાં થાય છે. હરિશ્ચન્દ્ર જોરજોરથી બોલ્યો, "ક્યા કરોગે? ફાંસીસે ભી કુછ બેસી દેઓગે ક્યા?" વૉર્ડર અને પોલીસ ગુનેગારના પાંજરાને ઘેરી વળ્યા. હરિશ્ચન્દ્ર પાંજરામાંથી મારી તરફ જોઈ ધિત્કાર કરતો બોલી ઊઠ્યો, "કુત્તા કહીંકા!" જજસાહેબ ચશ્માં લૂછતા હતા. રજિસ્ટ્રાર દોડીને હરિશ્ચન્દ્રને કશુંક કહેવા ગયો. ત્યાં મોટાભાઈ ને હરિશ્ચન્દ્રની આંખો મળી. મોટાભાઈની વિનંતીભરી દૃષ્ટિ હતી — બોલતા જતા હતા, હરિશ્ચન્દ્ર રહેવા દે. એક દૃશ્ય ભજવાઈ ગયું. પાછું અદાલતનું કામકાજ આગળ ચાલ્યું......

કાંકરીવાળા રસ્તા પરથી એકસાથે અનેક જોડાના અવાજો આવતા હતા. અંધારામાં રસ્તા પર કશું જ દેખાતું નહોતું. ફક્ત દૂરથી બૅરેકના વરંડામાં વૉર્ડરોના કાળા પડછાયા દેખાતા હતા. બૅરેકમાં વૉર્ડરોનું ઢોલક–ખંજરી જોડે કીર્તન ચાલતું હતું. એનો ઉગ્ર સ્વર કાનમાં અથડાતો હતો. અથડાતો હતો એમ કહેવું પણ બરાબર નથી, કર્ણપટને આઘાત આપતો હતો. પણ એ અવાજને પણ દબાવી દેતો ધીમે ધીમે નજીક આવતો જોડાનો અવાજ જેલના દરવાજાની નજીક આવ્યો. જોયું તો વૉર્ડરોનું જૂથ આવ્યું હતું. મોટા ભાગના વૉર્ડરોના પગમાં પીળા રંગનાં કાબુલી સૅન્ડલ હતાં. બે જણના પગમાં ઘણા જૂના બૂટ હતા. લાગતું હતું કે લડાઈને કારણે બૂટજોડા મળતા નહોતા.

જેલગેટને બીજે માળે એક વૉર્ડરે અગિયાર વાગ્યાનો ઘંટ વગાડ્યો. એકસાથે ટન્ ટન્ કરતો પાંચ વાર બબ્બે અને પછી એક. એમ જ બે કલાક વીતી ગયા. દશ ક્યારે વાગ્યા તેની ખબર પણ પડી નહિ. દરવાજા આગળનું વૉર્ડરનું જૂથ શંકાશીલ

દૃષ્ટિએ મારી સામે જોતું હતું. – પાછું આ તરફ એવી રીતે જોતું–આ કોણ આવ્યું? એક જણે આવીને મારી પાસે દીવાસળી છે કે નહિ તે પૂછ્યું. મેં ના પાડી. એટલામાં અંદરના વૉર્ડરે તાળું ખોલ્યું. વૉર્ડરો કોલાહલ કરતા કરતા અંદર ઘૂસ્યા. ચોપડામાં નામો લખાયાં.

દરવાજા પરનો વૉર્ડર હસતો હસતો પૂછતો હતો: "કંઈ તિકડમ તો અંદર નથી લઈ જતા ને?"

એક જણે કહ્યું, "હજૂર સર્ચ કિયા જાય."

સૂબેદારે જવાબ આપ્યો, "તો તો મારે ઘેર જઈને નાહવું પડશે. બીજું શું? તમને તો હું ઓળખું છું. તમે લોકો તો ગણવેશના ગજવામાં કશું રાખતા નથી."

ચોપડામાં નામ લખાયું. જેલની અંદરનો લોખંડી દરવાજો ખૂલ્યો, જોકે પૂરો નહિ. દરવાજાની વચમાં જે બીજું નાનું બારણું હતું તે ખૂલ્યું. જેલની અંદર અંધારું જામ્યું હતું. એક એક કરતાં, એક સિવાય બીજા બધા નવા વૉર્ડરો પૅસેજના ચમકતા અજવાળામાં થઈને જેલની અંદરના અંધારામાં લુપ્ત થઈ ગયા. દરવાજાના જમાદારે બારણું બંધ કરીને તાળું માર્યું — એક ખૂબ મોટા ઝૂમખામાં સેંકડો મોટી મોટી ચાવીઓ હતી. તાળું બંધ કરીને તાળાને આંચકો મારીને બરાબર ખખડાવી જોયું, કે બરાબર બંધ થયું છે કે નહિ. તાળાને ખેંચ્યું તે જાણે reflex action હોય એવું લાગ્યું. તે પછી ફાટકની સામે મારી તરફ આવીને ઊભો. દરવાજાની બહાર બંદૂકધારી સંત્રી બદલાયો. આગલો સંત્રી ગંભીર પ્રકૃતિનો હતો. આ એનાથી ઊલટી પ્રકૃતિનો. અંદરના જમાદારે બહારના સંત્રી પાસે તમાકુ માગ્યો. ને પછી એની જોડે કંઈ ગુસપુસ કરવા લાગ્યો. મને લાગ્યું કે મારી વાતો કરતા હશે. દરવાજાની અંદર નવા દળનો જે વૉર્ડર ત્યાં રહી ગયો હતો, તે સૂબેદાર સાહેબની જોડે વાત કરતો હતો. સૂબેદાર ઊંચા સ્ટૂલ પર બેસીને એક ચોપડી હલાવતો હલાવતો પવન નાખતો હતો. લાગતું હતું કે કશો લેણદેણનો મામલો છે. અથવા જેલના ગોદામમાંથી કોઈ ચીજ ચોરી કરીને બહાર લઈ જવાની વાત હશે. કોઈ પણ વસ્તુ ચોરીને બહાર લઈ જવી હોય તો એક જણની મારફત એ સંભવિત નથી. જેલની અંદરનું શાસનતંત્ર એવું હોય છે કે, જ્યાં સુધી સાંકળની બધી કડીઓ સંકળાય નહિ ત્યાં સુધી ચોરીની યોજના સફળ ન થાય. ખાઓ, પણ બધા સંતલસ કરીને ખાઓ. નાનાની પણ ઉપેક્ષા નહિ થઈ શકે.

ટન્ ટન્. કલેકટરના ટાવરમાં અગિયારના ટકોરા થયા. બધી જગ્યાએ જેલનાં ઘડિયાળો પંદર મિનિટ આગળ હોય છે. — જેલની સામેનો રસ્તો. એના છેડા પર જેલ કર્મચારીઓના ક્વૉર્ટર્સ છે. પડદા ટાંગેલી બારીઓમાંથી ક્યાંક અસ્પષ્ટ અજવાળું દેખાય છે. એમાં એક સ્થાનમાં અંધકારમાં ચતુષ્કોણ અજવાળાની ઝલક દેખાય છે. એક ક્વૉર્ટર્સનું બારણું ખૂલ્યું. પ્રકાશનું કિરણ બહાર આવ્યું. એની રેખા સરળ છે. જાણે પ્રકાશમય ટ્રેપિઝિયમ — ચોખંડાનો હાથો ટૂંકો. રેલવેના પાટાની સમાંતર બે રેખાઓ દિગન્તની પાસે નિકટ આવવાનો પ્રયત્ન કરે તેવી રીતે. એક મૂર્તિ દરવાજામાંથી બહાર આવી. એક એક 'સિલહૂટ' દરવાજા સુધી આવી થોડી ક્ષણ ઊભું રહ્યું. બીજી મૂર્તિએ દરવાજો બંધ કર્યો. એમની ગૃહસ્થીનું અજવાળું શા માટે જેલના ઇલાકાનો નિબિડ અંધકાર દૂર કરવાનો પ્રયત્ન કરે? દરવાજો તો જાણે એ અજવાળાને પોતાની જ મર્યાદામાં રહેવાનું કહેતું એક યંત્ર માત્ર હતો... લુંગી પહેરેલા ડૉકટરબાબુ દરવાજા પાસે પહોંચ્યા. એમણે ફક્ત ગંજીફરાક પહેર્યું હતું. પાન ખાતા હતા... ગાલમાં પાન રાખવાથી શું સાચેસાચ કૅન્સર થાય છે? ખભા પર ખમીસ હતું. બાબી અર્ધું પાટલૂન ખભે મૂક્યું હતું. ચાલતી વખતે જાણે પગ આગળ ફેંકતા હતા. સંત્રી ખટ કરતોકને ઍટેન્શન કરતો ઊભો રહ્યો... આના કાબુલી સ્લીપર કેટલા દિવસ ટકશે? સંત્રીએ સલામ કરી. અંદરના વૉર્ડરે અદબ કરીને દરવાજાનું તાળું ખોલ્યું. ડૉકટરબાબુ એ સલામનો સ્વીકાર કરતા હોય તેમ માથું હલાવી અંદર ગયા. દરવાજાનું તાળું બંધ થયું. સૂબેદાર સાહેબે સ્ટૂલ પર બેઠાં બેઠાં જ ડૉકટરબાબુને પૂછ્યું, "ખભા પર આ પોશાક શા માટે રાખ્યો છે?"

ડૉકટરબાબુએ કહ્યું, "ડ્યૂટી તો હૉસ્પિટલમાં છે. પણ કોને ખબર મોડી રાત્રે ડૉકટર સાહેબ, હાકિમ, બધા આવે તો પછી એની જરૂર પડે. ત્યારે લુંગી પહેરીને તો સાહેબની આગળ ઊભા રહેવાય નહિ. જોકે, ફાંસીને વખતે ડ્યૂટી મોટા ડૉકટરબાબુની હોય છે, મારી નહિ. પણ ક્યારે જરૂર પડે તે શું કહેવાય? વળી પાછી ગરમી છે ને?"

ડૉકટરબાબુના બોલવામાં બહુ નરમાશ હતી, ને એ સૂબેદાર જોડે એના મિત્ર હોય, એને ખુશ રાખવા પ્રયત્ન કરતા હોય, એવી રીતે વાત કરતા હતા. એનું કારણ કે સૂબેદાર નારાજ થાય, તો જેલનું ચોખ્ખું ગાયનું દૂધ ન મળે ને એનાં છોકરાં માંદાં પડી જાય. હૉસ્પિટલનું પૌષ્ટિક માંસ ડૉકટરબાબુને ઘેર પહોંચે નહિ, ને ઘાસલેટ ગાંઠના પૈસા ખરચ કરીને બજારમાંથી ખરીદવું પડે. આ ઉપરાંત એવી

કેટલીય ચીજો હતી કે જેને એ લોકો પગારનું એક અંગ માને છે, તે કાલે સવારે જ બંધ થઈ જાય. હોસ્પિટલની જાળીવાળી મચ્છરદાની, પથારીની ચાદર, મશરૂનું રૂ, ચોખા, એવી કેટલીય ચીજોની એમને જરૂર પડે. સવારના જે જેલના બાગમાં કામ કરતા હોય, તેમાંથી એક જણ દરવાજામાંથી બહાર જતી વખતે, ફૂલ વીણીને મોકલાવી આપે, ફૂલની સાથે થોડાં લીંબુ અને એક બીલું — કારણ કે એમનાં છોકરાંઓ બીલું શેકીને ખાય ને તેથી…ને ડૉકટરબાબુ, એ તો લાગે છે, કે જેલમાં નોકરી કરતાં કરતાં ચિકિત્સાશાસ્ત્ર ભૂલી ગયા છે. રોજ એક જ પ્રકારનું રાબેતા મુજબનું કામ — હિસાબ, નામ, ફાઈલ, ચોપડા, વજન કરવાનું, રિટર્ન મોકલવાનું, સાહેબની જોડે જેલમાં વૉર્ડોની મુલાકાત લેવાની, હૉસ્પિટલમાં મેટથી માંડીને બધાંને ખુશ રાખવાના, એ બધામાં ડૉકટરી કરવાનો અવકાશ ક્યાં મળે ? એક વાર ડૉકટરબાબુ મારી પાસે રિટર્ન લખાવતા હતા. ડૉકટરબાબુનું નામ નરેનબાબુ હતું. રિટર્નના અનેક વિષયોમાં એક વિષય હતો splenic index. એનો હિસાબ શી રીતે કરવાનો તે ડૉકટરબાબુને પૂછ્યું, પણ તેઓ પણ જાણતા નહોતા — એમણે કહ્યું, "હમણાં રહેવા દો. હું ગયા વર્ષનું રિટર્ન જોઈને અંદાજે લખી દઈશ."

જેલના દરવાજાની અંદર જતાં જ ડાબી તરફની ભીંત પર એક પાટિયું ટંગાડેલું હતું… સ્ટેશન પર જે રીતે ચતુષ્કોણ પાટિયા પર સમયપત્રક લખેલું હોય છે તેના જેવું જ. તેની પુર લખેલું હતું — આ જેલમાં કેટલા કેદીઓ રાખી શકાય, આજે કેટલા કેદીઓ છે, એમાંથી અંડરટ્રાયલ કેટલા, છેક નીચે જે ડૉકટર એ વખતે ડ્યૂટી પર હોય તેનું નામ.

ડૉકટરબાબુએ ચોકનો ટુકડો લઈને પાટિયા પર પોતાનું નામ લખ્યું, ને પાસે લખ્યું કે રાતના નવ વાગ્યે એ ફરજ પર હાજર થયા હતા. પછી ડૉકટર-બાબુ જરા હસતાં હસતાં બોલ્યા, "ઑફિસમાં પંખો છે. તમારા ઘરમાં પંખો નથી ?"

સૂબેદાર સાહેબે કહ્યું, "તકદીર", એમ કહીને એમણે પોતાને કપાળે હાથ મૂક્યો. કપાળમાં એક શિરા ઘણી ઊંચી હતી; જે દૂરથી પણ દેખાય.

જિતેનદાને જનોઈ દીધી ત્યારે કાકીમાની પથારીમાં સૂતાં સૂતાં એક ગરીબ વણકરની વાત સાંભળેલી કે એના કપાળ પર રાજચિહ્ન હતું. ત્યાર પછી થોડા દિવસ જે કોઈને અમે જોઈએ તેના કપાળ તરફ જ નજર ઠેરવતા, કે રાજચિહ્ન છે કે નહિ. હું અને મોટાભાઈ એક દિવસ આંગળીથી કપાળ ઘસવા મંડી પડયા હતા, ને કપાળ પરની ચામડી એવી છોલી નાખી હતી કે કપાળ પર રાજચિહ્ન જેવું

જણાતું હતું. માના ઠપકા અને લોકોની મશ્કરીને લીધે અમે કેટલાક દિવસ ઘર બહાર નીકળી શકેલા નહિ....

દરવાજો ઊઘડ્યો. ડૉકટરબાબુ અંદર પેઠા. અંદરના ઉઘાડા દરવાજામાંથી અનેક જોડાના અવાજો સંભળાતા હતા. જેલની અંદરથી ઘણા લોકો માર્ચ કરતા જેલના દરવાજા આગળ આવતા હતા. પાછો દરવાજો બંધ થયો. પણ થોડી જ ક્ષણોમાં દરવાજાની અંદરનું છ ઇંચના માપનું જાળિયું ઊઘડ્યું અને એક જણે અંદરથી ભોજપુરી બોલીમાં દરવાજો ઉઘાડવા જણાવ્યું. પાછું દરવાજાનું તાળું ઊઘડ્યું. વૉર્ડર દરવાજો બંધ કરતાં થાકતો જ નહોતો. એમ કરતાં એને કંટાળો પણ આવતો નહોતો. હમણાં જ તો ડૉકટરબાબુ અંદર ગયા ત્યારે દરવાજો ઊઘડ્યો હતો. એ વખતે પગલાંનો અવાજ એણે સાંભળ્યો જ હશે અને કોઈ આવે છે એ જાણ્યું હશે. એ જ સમયે થોડી ક્ષણ દરવાજો ઉઘાડો રાખ્યો હોત તો શું બગડી જવાનું હતું? એમ કર્યું હોત તો બીજી વાર દરવાજો ઉઘાડવાની મહેનત ન કરવી પડત. આમ યંત્રની જેમ કામ કરવું એ જેલના નિયમને કારણે હશે કે એને આદત પડી ગઈ એટલે હશે? દરવાજો ઉઘાડવાનો નિયમ પણ અદ્ભુત છે — જેલના દરવાજાની અંદર બે કડાં છે. એક હું જે જગ્યાએ બેઠો હતો તેની સામે હતું, અને બીજું દરવાજાથી દશ પંદર હાથ અંદર. બન્ને દરવાજાની વચ્ચેનો રસ્તો એ કોઈ મોટા સભાગૃહ જેવો હતો. જેલની અંદર પ્રવૃત્તિનું કેન્દ્ર 'ગુમટિ' (પ્રહરીનો આવાસ) હતું, ને જેલની બહારની પ્રવૃત્તિનું કેન્દ્ર આ બે દરવાજા વચ્ચેનો રસ્તો હતું. કદાચ ચાર બળદગાડી જેલની અંદર ઈંટ લઈને જવાની હશે. વૉર્ડર સામેનો દરવાજો ખોલીને પહેલાં બે ગાડી આ સભાગૃહમાંથી જવા દેશે. પછી દરવાજો બંધ કરશે. તે પછી અંદરનો દરવાજો ઉઘાડશે, એમાંથી બે ગાડી જવા દેશે. પછી પાછો અંદરનો દરવાજો બંધ કરી, પાછો આવશે ને સામેનો દરવાજો ઉઘાડીને બાકીની બે ગાડીને જવા દેશે. એકસાથે બન્ને ફાટક ઉઘાડીને ચારે બળદગાડીને જવા દે, તો જાણે કોઈ મોટો ઉલ્કાપાત થઈ જવાનો હોય!...

અંદરના વૉર્ડરો કોલાહલ કરતા હતા. એકાદ વૉર્ડરને પૂછું કે ફાંસી સેલ આગળ કોની ડ્યૂટી હતી? એની મારફત જાણી શકાય કે મોટાભાઈ હમણાં શું કરે છે. ના જવા દે. એ વળી શું નું શું ધારી બેસશે. કદાચ સીધો જવાબ ન યે આપે. એ મેં સાક્ષી આપી છે એ જાણતો હોય તો...

બધા બરાકમાં પાછા જવા માટે ઉતાવળા હતા. રાત ઘણી વીતી ગઈ હતી. એક રજિસ્ટરમાં નામો લખાયાં. એક જણે વૉર્ડરના ઊંચા ડેસ્કથી નીચેથી

હાથ સેરવીને સૂબેદારના હાથમાં કશુંક આપ્યું — બીજા કોઈ જોઈ ન શકે એ માટે હશે. એકએક કરતાં બધા બહાર આવતા હતા. એમાંથી છોકરા જેવા લાગતા એક જણે એક વૉર્ડરને સૂબેદારની પાસે બોલાવ્યો. એની પાઘડી ઉતારવાનું કહ્યું. સૂબેદારે એની કમર, અર્ધું પાટલૂન વગેરે તપાસ્યાં. પણ કશું મળ્યું નહિ. વૉર્ડર બહાર આવતી વખતે ખૂબ ચિડાઈને બરાડવા લાગ્યો, "મારી પર જ આટલો અત્યાચાર! સૂબેદારને વિશ્વાસ છે કે હું હેડવૉર્ડરના દળનો છું. તમે અંદરઅંદર લડી મરો ને મને સતાવો છો? જેલર સાહેબને કહીને હું આનો બદલો ન લઉં તો જોજો. મારી નોકરી રહે કે જાય તેની મને પરવા નથી."

પછી એક અશ્લીલ ગાળ દઈને બોલ્યો, "નોકરીને કંઈ મેં ગાળ દીધી નથી."

કીર્તનનો અવાજ મોટે મોટેથી આવતો હતો. કશી વાત સમજાતી નહોતી. ફક્ત વચ્ચે વચ્ચે "રામા ઓ રામા" સંભળાતું હતું. હું નાનો હતો ત્યારે એક કવિતા વાંચી હતી. તેમાં એ પંક્તિ આવતી હતી. "દરવાન, રામા હો" કવિતા યાદ આવતી નહોતી. એની પ્રથમ પંક્તિ હતી "સવાર પડી લાડીલા રે જાગો." એવું કશુંક.

... જિતેનદા — કાકીમાનો મોટો છોકરો... કાકીમાની પેટીમાંથી પૈસા ચોરીને ઘણીબધી વાર્તાની ચોપડી લઈ આવ્યો હતો. કલકત્તાથી પાર્સલ આવ્યું ત્યારે ઘરમાં ખબર પડી. જિતેનદા ઘરમાંથી નાસીને અમારા આશ્રમમાં બે દિવસ રહ્યો હતો. કાકા કહેતા હતા, "હવે એને ઘરમાં ન આવવા દેતા." એ પાર્સલમાંથી બે ચોપડીઓ કાકીમાએ અમે બન્ને ભાઈઓને આપી હતી. એમાં એક ચોપડીમાં એ પંક્તિ હતી. જિતેનદાએ તો અનેક વાર પૈસાની ચોરી કરીને પાર્સલ મંગાવ્યાં હતાં. બૅડમિન્ટન સેટ, કેરમ બોર્ડ, ફૂટબૉલનો પંપ, એવાં કેટલાંય પાર્સલો એણે મંગાવેલાં તેનો કંઈ હિસાબ છે? એક રમતનો ઉત્સાહ થોડા દિવસ ટકતો, કોઈ પણ રમત લાગલગાટ એ રમી શકતો નહિ... એ જિતેનદા આજે કેવો ગંભીર પ્રકૃતિનો માણસ બની ગયો છે! ઠેકેદારીમાં એણે કેટલાય રૂપિયા બનાવ્યા છે. અમે એટલે જે ગરીબ કાર્યકર્તા રાજકારણમાં પડેલા છે તેની તરફ એ રહેમ નજરથી કે ઉપેક્ષાભરી દૃષ્ટિએ જુએ છે. કોણ એને સમજાવી શકે? અમે પણ પ્રયત્ન કરીએ તો એના કરતાં વધારે પૈસા મેળવી શકીએ... nothing succeeds like success...

અંદરના દરવાજામાં ડોકાબારીનું બારણું ખૂલ્યું. કોઈએ વૉર્ડરને કશુંક કહ્યું. અંધારામાં એ માણસનું મોઢું દેખાયું નહિ. અલીબાબાની ગુફા... ચિચિં ફાંક.

અલીબાબાની ગુફા ઢગલાબંધ ધન સિવાય બીજું શું આપી શકે? પણ આ ફાટક ખૂલે ત્યારે કેટલાય જીવન્મુક્ત લોકો સાચેસાચ જીવતા રહી શકે?

... જેલમાં બધે જ કાંઈ દીવાલ નથી હોતી. એની અંદર પુષ્કળ ખાલી જગ્યા હોય છે, જ્યાં ખુલ્લી હવા ને પવન મળી શકે. આમ સાધારણ ગૃહસ્થના ઘરના આંગણા કરતાં જેલનું આંગણું અનેકગણું મોટું હોય છે. પણ તેથી શું વળે? જેલની અંદર ફૂલબાગ, લીમડાનાં વૃક્ષોની હારમાળા, છાંયડો આપનારા બીલીનાં, વડનાં કે અશ્વત્થનાં ઝાડ હોય પણ તેથી વળે શું? આખું વાતાવરણ વિષાદથી ભરેલું, પ્રાણહીન, કઠોર અને ત્રાસ ઉપજાવે એવું. આબોહવાનો ખૂબ ભાર લાગે... ઑલિવર લૉજ, લૅડબીટર, કૉનનડોઈલ વગેરેએ શું psychical phenomena વિષે જે કહ્યું છે તે યોગ્ય જ છે કે? ગંભીર ચિંતન અને માનસિક મંથનને સમયે આપણે આપણા વિચારકોને આ સ્થાને રાખવા જોઈએ? આપણી વિચારસૃષ્ટિ શું કાંદા જેવી છે કે એના એક એક સ્તરને ખોલીને આપણી ફેંકી દઈ શકીએ? કઈ સમૃદ્ધ છે? કઈ ક્ષીણ છે? સાચેસાચ કોઈ પણ જૂનાપુરાણા ઘરની અંદર જતાં આ કારણે જ મને કંઈ કંઈ થઈ જાય છે.

જે અંદરથી આવ્યો તે હૉસ્પિટલનો કંપાઉન્ડર હતો. એ માણસ ઘણો શોખીન લાગ્યો. એના હાથમાં એક ફાનસ હતું. સાપની બીકથી ફાનસ સાથે રાખ્યું હશે? — ખરું તો એ હતું કે એ જેલની અંદર જતાં પહેલાં ફાનસ ખાલી કરીને લઈ આવે, ને ઘેર પાછા જતી વખતે એમાં ઘાસલેટ ભરીને લઈ જાય. આની બધાને ખબર, બધા સમજતા હોય પણ કોઈ કશું કહે નહિ. આવું આવું જે કંઈ પગાર ઉપરાંતનું એમને મળે તે ગેરકાયદે છે એમ એ લોકો માને જ નહિ, ઊલટા એમ માને કે એ તેના પગારની જોડે સંકળાયેલું છે, એનો પગાર બહુ બહુ તો પચીસ રૂપિયા હશે પણ કપડાંલત્તામાં ને બૂટચંપલમાં એ શી રીતે આટલો બધો ખર્ચ કરી શકતો હશે? — ડૉકટરની જોડે જરૂર એની ભાગીદારી હોવી જોઈએ — ચોરીની વસ્તુમાં જ તો...

“આજે તો કંપાઉન્ડર સાહેબને ઘણું મોડું થયું ને?” — સૂબેદારે સહાનુભૂતિને સૂરે કહ્યું.

“હાં. સૂબેદાર સાહેબ! આ જેલમાં નોકરી કરવી એટલે વેઠિયાઓ વૈતરું કરે તેના જેવું છે. એક મિનિટ પણ નવરાશ મળતી નથી. મળસકે આવ્યો હતો. અત્યારે રાતના બાર વાગ્યા છે. બપોરે ઘેર જમવા ગયો એટલો વખત છૂટો હતો. સિવિલસરબાબુને નવ વાગ્યે હૉસ્પિટલમાં ફરજ પર હાજર થવાનું હતું, પણ હમણાં જ આવ્યા, રાતે બાર વાગ્યે, ખાઈપીને પાન ચાવતા ચાવતા.”

પછી એક ગંદી ગાળ દીધી. પોતાના નસીબને, સિંઘેસરબાબુને, અથવા એના ખમીસની અંદર જે જીવડું ઘૂસી ગયું હતું તેને, — કોને ગાળ દીધી તે બરાબર સમજાયું નહિ, એટલું જ સમજાયું કે થોડી ક્ષણ પહેલાં જે ડૉકટરબાબુ જેલની અંદર ગયા તેમનું નામ સિંહેશ્વરબાબુ હતું......ખમીસમાંથી જીવડું બહાર કાઢતો હતો; અત્યારે એની મુખભંગિ જોઈ હોય તો હસવું જ આવે.

કંપાઉન્ડરસાહેબ પોતાના સુખદુ:ખની વાત કરતા હતા. "મિત્ર સાહેબની નાઈટ ડ્યૂટી હોય તો એક રીતે સારું. એ જે દિવસે આવે તે દિવસે રાતના નવ વાગ્યે આવી રહે, નહિ તો બિલકુલ આવે જ નહિ."

બન્ને જણે આંખથી કંઈ ઇશારો કર્યો ને હસી પડયા. પાછી એ લોકોની વાત ચાલી.

"એ બધું જેલરસાહેબ પણ જાણે છે. કેટલીયે વાર જેલરસાહેબે રાતે રાઉન્ડ લગાવતી વખતે જોયું છે કે, ડૉકટરના રૂમમાં એ ડૉકટર હોય જ નહિ. જોકે, પોતાની આંખે ન જોયું હોય તોપણ જેલની જરા જેટલી વાતની પણ એ ખબર રાખતા. પહેલાંનો સાહેબ જે હતો તે એક વાર આવી રીતે પકડાઈ ગયો હતો, ત્યારે એણે જવાબ આપ્યો હતો, "શું થાય? હૉસ્પિટલમાં અને વૉર્ડમાં જે રૂમમાં ડ્યૂટીવાળો ડૉકટર સૂએ, તે રૂમને બારણું જ નથી. રાતે કોઈ આવીને મારપીટ કરે, એ બીકથી રૂમમાં સૂતો નથી." એ સાહેબ પણ એક નંગ હતો. એણે ડૉકટરને કહ્યું, "રાતના તો કેદીઓને બંધ કરવામાં આવે છે. મારપીટ કરવાવાળું હોય જ કોણ?" ડૉકટરે જવાબ આપ્યો કે "જે મેટાને રાત્રે વૉર્ડરોની ડ્યૂટી આપવામાં આવતી હોય છે, તેમને કયાં પૂરી દેવામાં આવે છે?" આ વિષે આ પહેલાં જ જેલમાં બંડ થયું હતું. એથી સાહેબે કશું કહ્યું નહિ. — પણ હવે? મુઝફ્ફરપુર જેલના કેટલાક રાજકીય કેદીઓ જેલમાંથી ભાગી ગયા હતા, તે પછી મેટાની રાતની ડ્યૂટી બંધ કરવામાં આવી હતી. સાંભળ્યું છે કે મેટાએ એમને ભાગી જવામાં મદદ કરી હતી....હવે તો પહેલાંની જેમ ચાલે નહિ. હવે લાગે છે કે બીજું કંઈ બહાનું કાઢશે. અચ્છા. યાર. હવે એક સિગારેટ તો પિવડાવો. એકદમ થાકી ગયો છું. મારાં હાડકાંમાં કળતર થાય છે.

સૂબેદાર સાહેબે સિગારેટ કાઢી. કંપાઉન્ડરસાહેબે લીધી. પછી એ બેની વચ્ચે ધાર્યું હતું તેમ કસી ગુસગુસ ચાલી. કંપાઉન્ડર સાહેબે ફાનસની વાટ ઊંચી કરી ફાનસ ધર્યું. અર્ધી પીધેલી સિગારેટનો એક દમ લગાવી, સૂબેદારના હાથમાં આપી. દરવાજામાંથી બહાર જતી વખતે બોલ્યો, "પેલી બાબત માટે ચિન્તા ન કરતા.

હું જ આપી દઈશ.'' — અત્યાર સુધી કયા વિષયની ગુસપુસ થતી હતી? શું આપવાની વાત હતી? ઇંજેક્ષન હશે? સૂબેદાર સાહેબ તથા કંપાઉન્ડરબાબુ વચ્ચે ખૂબ આત્મીયતા હોય એવું મને લાગ્યું. દરવાજાની બહાર આવીને કંપાઉન્ડરે સૂબેદારને પૂછ્યું : ''તમે તો આજે અહીં જ સૂશો ને?''

''હા, ઑફિસમાં પથારી પાથરી છે. હવે સૂવા જઈશ.'' કંપાઉન્ડરના માથા પાછળ મોટાં જુલફાં લટકતાં હતાં. એમાંનાં મોટા ભાગનાં ધોળાં થઈ ગયાં હતાં. એમણે કેટલાય કેદીઓને ફાંસીને માંચડે ચડતાં જોયા હતા. મોડી રાત્રે ફાંસી દેવાય તેમાં એને કશું લાગતું જ નહોતું. બધા જ કંપાઉન્ડરો આવાં જુલફાં રાખતા હશે કે?...

...પેલો હરીશ કંપાઉન્ડર એ પણ મોટાં જુલફાં રાખતો હતો. એ માધવબાબુના ઘરને માટે દવા બનાવતો હતો. સંધિવાથી પીડાતા માધવબાબુ બરાબર પાછળ ઊભા હતા ને દવા બરાબર માપે છે કે નહિ તે જોતા હતા. થોડી વાર પછી ચીડમાં ને ચીડમાં એણે હરીશના જુલફાં મૂઠીમાં પકડ્યાં, ને એનું માથું હલાવીને કહ્યું, ''વાળ કપાવીને નાના કરતાં શું થાય છે? પાછળથી તું દવા કેવી રીતે બનાવે છે તે કશું દેખાતું નથી.'' મેં જઈને મોટાભાઈ અને માને આ વાત કરી. બન્ને ખૂબ હસવા લાગ્યાં. મા હસવું દબાવવાનો પ્રયત્ન કરતાં બોલી, ''મા રે મા! બધું કંઈ તું ઓછું જોઈ શકે છે?''...મા હસતી ત્યારે એની આંખમાં પાણી આવતાં. અને મોટાભાઈ જ્યારે હસતા ત્યારે કશો અવાજ ન થાય. એ ગાલમાં ખંજન પડતાં હતાં. હસતી વખતે આંખો અર્ધી બંધ કરતા. મોટાભાઈનું એ હસતું મોં નજર સામે તરવરી રહે છે...

પ્રકાશનું વર્તુળ દૂર ને દૂર જતું હતું. ને આમતેમ ડોલતું હતું. એ કંપાઉન્ડરબાબુનું ફાનસ હતું. કંપાઉન્ડરબાબુ શું આમ ડોલતા ડોલતા ચાલતા હશે? ગોરીલાઓ એમ જ ચાલતા હોય છે. ચાલતી વખતે આઘુંપાછું જુએ જ નહિ. એ એટલા દૂર શા માટે ગયા? મને લાગે છે કે એમને સરકારી ક્વૉટર્સ જડ્યું નહિ. દૂરથી ફાનસની જ્યોતિ અને દીવાની જ્યોતિમાં કશો ફરક લાગતો નહોતો......

રાનીપાત્રામાં એક કિસાનનો મામલો પતાવીને આવતાં હું, મોટાભાઈ અને સહદેવ ખૂબ થાકી ગયા હતા. અંધારી રાતે ઝાંખું અજવાળું જોતાં, રાતવાસો કરવાના ઇરાદાથી અમે એ તરફ ગયા. આગિયાના જેવું મૃદુ અજવાળું હતું.— પાસે જઈને જોયું તો એ એક ડીગુ ફાનસનું અજવાળું હતું. ફાનસ જૂનું કોઈ

હલકી ધાતુનું હતું.

...મહાત્મા માટે ખાટલો, કામળો, તથા ઓશીકું આવ્યાં. સ્વયંસેવક સહદેવને માટે એક સાદડી પાથરી હતી. ખાટલો ઘરની બહારને બીજે માળે. દીવાલ કંઈ મોટી નહોતી. આ દેશમાં એને 'હવાટૂંગી કહે છે. કામળાની ઉપર મેલી ચાદર તથા તેલના ડાઘાવાળું ઓશીકું જોઈને મારા શરીરમાં કંપારી આવી ગઈ — મને થયું કે એમાં કેટલાય રોગોના જીવાણુ હશે. મેં ખાટલા પરથી ચાદરને ખસેડીને ખાલી કામળા પર બેઠો. કામળાની ઉપરનો મેલ આંખથી દેખાતો નહોતો એટલો સંતોષ હતો. જે માણસે બટેરામાં દહીં પીરસ્યું તેની એ પર નજર પડી. મોટાભાઈ બટેરાનું દહીં ખાઈ, પછી નિશ્ચિંત થઈને પથારીમાં સૂઈ ગયા...મેં ઘણા વખતથી જોયું છે કે મોટાભાઈ નસીબ પર જ ઘણું છોડી દેતા. આસ-પાસના વાતાવરણ જોડે મેળ ખવડાવવાની એમની શક્તિ અદ્ભુત છે. એ વિષે વાત નીકળે ત્યારે એઓ કહે, કે જો કોઈ મૂળ સિદ્ધાંતને હાનિ ન થતી હોય, તો પછી આપણા સૌજન્યનું બલિદાન દેવાની શી જરૂર છે? એમનું આત્મકેન્દ્રિત મન એઓ વિચારમાં જ ડૂબેલું રાખવા ઇચ્છતા હતા. દરેક સવાલને એ પોતાની દૃષ્ટિથી જોતા. મનમાં દરેક વસ્તુનું સાંગોપાંગ વિશ્લેષણ કરે. મારા કરતાં સૂક્ષ્મ વિષયની એમની સમજણ સારી, પણ વ્યાવહારિક ક્ષેત્રમાં, વ્યક્તિગત જીવનમાં એમનું આચરણ એમના સિદ્ધાંતો જોડે મેળ ખાતું નહિ. જે વાત સાંભળીને ગુસ્સાથી અમારું આખું શરીર કંપી ઊઠે, તેનો મધુરું હસીને નાનો શો જવાબ આપીને એઓ સહી લેતા. એ જાણે નીલકંઠનો અવતાર હતા. એમનામાં સાહસનો અભાવ નહોતો, બીકના માર્યા કોઈ યોગ્ય કાર્ય એમણે છોડયું હોય એવું અત્યાર સુધી જાણ્યામાં નથી, એમનું તો કયારેય લોહી ઊકળે જ નહિ. બુદ્ધિની તીક્ષ્ણતા, અને અનુભૂતિની તીવ્રતા હોવા છતાં, આવેગની ઉગ્રતા અને પ્રાણશક્તિની પ્રચંડતા એમનામાં નથી. એઓ માપીમાપીને જ ડગલું ભરે. જાણે આગળ ડગલું મૂકતાં શરૂઆતમાં તો અંગૂઠા પર જ ભાર દે.

...થ્રી-લેગેડ રેસ વખતે મોટાભાઈ કેટલા સાચવી સાચવીને પગ માંડતા હતા! એક વાર કુમારસાહેબના મેળામાં મેં તથા મોટાભાઈએ છોકરાઓની રમતના મેળા-વડામાં થ્રી-લેગેડ રેસમાં ભાગ લીધો હતો. અમે ખૂબ પાછળ પડી ગયા હતા. ને હારી ગયા હતા. એ રમત પૂરી થતાં ગુસ્સાથી, દુઃખથી મેં મોટાભાઈને કહ્યું હતું, "તમને સાથે લઈને દોડવું અને ઘંટીનું પડ ગળામાં બાંધીને દોડવું સરખું છે." મોટાભાઈએ કહ્યું હતું, "મેં તો તને આગળથી જ કહ્યું હતું. તું તો રમતમાં

હંમેશાં બધામાં પહેલો જ આવે છે. તેં મને નકામો સાથે લેવાનો આગ્રહ કર્યો. પથરાની જોડે પગ બાંધ્યા હોત તોયે સફળતા મળત." આટલા લજ્જિત, આટલાં વિષાદયુક્ત મેં મોટાભાઈને ક્યારેય જોયા નથી. ૧૯૪૩ – અને ૧૯૨૨ – એકવીસ વર્ષ પહેલાંનો પ્રસંગ... મોટાભાઈના મોઢા પર પરસેવો તથા થાક હતાં. એમના જથરપથર વાળ ધૂળથી ભરાઈ ગયા હતા. હાંફતાં હાંફતાં એક હથેલીની ઝાપટથી પગની ધૂળ ઉડાડવા લાગ્યા. મારું મન ખરાબ થઈ ગયું. જુદી જુદી હરીફાઈમાં મને જે ઇનામો મળેલાં તે માને દેખાડવાનો મને આનંદ રહ્યો નહિ. મોટાભાઈએ જાતે જ એ બધાં ઇનામો માને બતાવ્યાં. એમણે માને કહ્યું, "રોઝારિયો સાહેબના કરતૂતની વાત તમે નીલુ પાસે જ સાંભળજો. હું ઠીક રીતે નહિ કહી શકું." મને લાગ્યું કે મોટાભાઈ મારા મનનો ભાવ સમજી ગયા છે. એમની તીક્ષ્ણ દર્દમય દૃષ્ટિ મનના અંતઃસ્થલ સુધીની ઓળખ આપતી હતી. મોટાભાઈ મારા મનનો ભાર હલકો કરવાનો પ્રયત્ન કરતા હતા. મારા તરફથી મારી રૂઢતાનું પ્રાયશ્ચિત થાય તે જરૂરી હતું.

રોઝારિયો સાહેબના કરતૂકની વાત મારે કહેવી જ પડી. રોઝારિયો સાહેબ કુમાર સાહેબના મૅનેજર હતા. રમતગમતની હરીફાઈ એમની દ્વારા જ થતી. એકસો વારની દોડમાં ખોકનદાની સાથે કોઈ જીતી શકે એમ જ નહોતું. એનું ખરું નામ ફીસ્કારી રંજન દત્ત હતું. એ પહેલો આવ્યો હતો. હું બીજો. રમતગમતમાં ભાગ લેનારાઓના ગંજીફરાક પર નંબરો લખતા નહોતા. ગંતવ્ય સ્થાને પહોંચ્યા પછી રોઝારિયો સાહેબ દરેકને એનું નામ પૂછીને કપાળ પર નોંધ કરતા હતા. ખોકનદાને નામ પૂછ્યું. — ચારે તરફ ભીડ ને કોલાહલ હતાં. — દરેક હરીફાઈ પૂરી થાય ત્યારે આવું જ થતું હતું. ખોકનદાએ પોતાનું નામ કહ્યું. સાહેબે બેત્રણ વાર પૂછ્યું છતાં, એ એનું નામ સમજી શક્યા નહિ. તે પછી મારું નામ લખ્યું. ને મારી પછી બીજા બે જણનાં નામ લખ્યાં. ઇનામ આપતી વખતે મને પહેલું ઇનામ આપ્યું. ખોકનદાની આંખો આંસુથી ભરાઈ ગઈ હતી, કારણ એને ઇનામ જ નહોતું મળ્યું. જિતેનદાએ એની મજાક કરતાં કહેલું. "ફીસ્કારીરંજન કંઈ સાહેબ લખી શકે? બાપમાએ આપેલા નામને કારણે તારું ઇનામ ગયું. હવે કાલે સવારે કુમાર સાહેબ પાસે જા." મેં ધાર્યું કે મા આ વાત સાંભળીને હસશે – પણ ઊલટું જ થયું. મારે મારું ઇનામ બીજે દિવસે જઈને ખોકનદાને આપી આવવું પડ્યું, ને મારું બીજું ઇનામ તો મને મળ્યું જ નહિ. રોઝારિયો સાહેબને જ્યારે જ્યારે જોઉં છું ત્યારે મને મારી રામકહાણી યાદ આવે છે.

મોટાભાઈ ક્યારેય મારા પાર્ટનર બનવા રાજી ન થાય. કોઈ ને કોઈ બહાને ટાળવાનો પ્રયત્ન કરે. મોટાભાઈને રમતગમતનો શોખ ક્યારેય હતો નહિ. ફક્ત બૅડમિન્ટન સિવાય બીજી કોઈ રમત એ સારી રીતે રમી શકતા નહિ. પણ તેમાંય તે એઓ કોઈ મૅચ, મારા પાર્ટનર બનીને રમતા નહિ. પ્રીતિ, સૌજન્ય અને નમ્રતામાં એમની દઢતા અસીમ હતી. એક જગ્યાએ જવાથી એમની પૂરી ઓળખાણ ન થાય – એઓ ગમે તેટલા નિકટ હોય છતાં સ્વતંત્ર પ્રકૃતિના. બધાથી અળગા જ લાગે. એમની એ અહંતા હું એકવીસ વર્ષમાં અનેક પ્રયત્નો કરવા છતાં તોડી શક્યો નથી......

બૅરેકનું કીર્તન હજી પણ ચાલતું હતું, ખૂબ કોલાહલ થતો હતો. હવે 'સીયારામ'નું કીર્તન થતું નહોતું. હવે તો એકમાત્ર સૂર સંભળાતો હતો. "નારાયણ ના...રા...ય...ણ..." આ પ્રકારના નામકીર્તન પછી જ સામાન્ય રીતે આ લોકોનું કીર્તન પૂરું થતું...સાહેબ સુપરિન્ટેન્ડેન્ટ એમના કવૉર્ટર્સ આગળ આવો કોલાહલ શા માટે સહન કરે? પણ એ વૉર્ડરોને ગુસ્સે કરવા માગતા નહોતા. એમના આંતરિક સહકાર વિના જેલનું શાસન એક ક્ષણ પણ ચાલી ન શકે.

ઘણા વખત પહેલાંની વાત છે. માંદો, અર્ધો ગાંડો સ્પીલર નામનો જજ હતો. રોજ કસરત માટે કુહાડીથી લાકડાં ફાડતો...જર્મન સમ્રાટ કૈસરને પણ આવી જ ધૂન હતી...બિચારો એમનો નોકર જજસાહેબને રોજ રોજ લાકડાંની ભારી પૂરી પાડતાં વાજ આવી જતો હતો. બજરંગપ્રસાદ વકીલની છોકરીનાં લગ્ન વખતે સ્પીલર સાહેબે તો ઇતિહાસ રચ્યો હતો. રાતનાં લગ્ન સમયે જ્યારે પુરબહારમાં વાજાં વાગતાં હતાં ત્યારે એને થયું કે વાજાંથી એની શાન્તિનો ભંગ થાય છે. એટલે એ તો લાઠી તથા ફાનસ લઈને બજરંગબાબુને ઘેર આવી પહોંચ્યા. ત્યાં જઈને બીજું કશું ન કહેતાં ઢોલ પર લાઠીનો એક પ્રહાર કર્યો અને ઢોલના ચામડાનાં મોટું કાણું પડ્યું. બીજે દિવસે બજરંગબાબુએ જજસાહેબની સામે અદાલતમાં મુકદ્દમો દાખલ કરાવ્યો. થોડા દિવસ પછી આપસઆપસમાં સમજૂતી થવાથી મુકદ્દમો પાછો ખેંચાયો. જરા મગજ ઠંડું પડતાં વકીલસાહેબે વિચાર કર્યો કે વકીલાત કરીને જ જો પેટ ભરવાનું હોય તો પછી જજસાહેબ જોડે ઝઘડો કરવાથી ફાયદો શો? પોતાનાં સગાંવહાલાં આગળ જે અપમાન થવાનું હતું તે તો થઈ ગયું. ને આવી વાતને તો જેટલી વધારીએ તેટલી વધે.

આપણા દેશના લોકોનો શું કામ વાંક કાઢીએ? બધા દેશના લોકો એકસરખા જ હોય છે. સાહેબ લોકો પણ આપણી જેમ time server હોય છે.

જ્યારે કોંગ્રેસના પ્રધાનમંડળનું શાસન હતું ત્યારે જિલ્લા મેજિસ્ટ્રેટ વર્નન સાહેબ સામેથી નિમંત્રણ માગીને અમારા આશ્રમમાં દાળભાત ખાવા આવ્યા હતા. મિસસ વર્નન હાથથી ભાત ખાતી વખતે કોળિયો બરાબર મોઢા સુધી પહોંચાડી શકતાં નહોતાં. હાથ પર ભાત રાખતાં, બરાબર ચમચા પર ભાત રાખતાં હોય તેવી રીતે અને ચમચો મોઢામાં રાખતાં હોય તેવી રીતે હાથ મોઢામાં મૂકતાં. એમને આખે મોઢે ભાત અને દાળ લાગી ગયાં હતાં. વર્નન કંઈ ને કંઈ બહાનું કાઢીને વારંવાર આશ્રમની મુલાકાત લેતા, અને ખાદી તથા ગાંધી ટોપીની ભારોભાર પ્રશંસા કરતા. સાહેબની છોકરીએ એક નોળિયાની માદા પાળી હતી. મોટાભાઈને નોળિયણ સોંપતાં કહ્યું, "ઘરમાં એ બહુ હેરાન કરે છે. તમે જો આશ્રમમાં રાખતા હો તો આપું." ને સૌજન્યવશ મોટાભાઈએ હા કહી ને એ લોકોએ નોળિયણ સોંપી. પછી એને જોવાને બહાને પોતાની પત્ની અને છોકરીને લઈને કલેક્ટર સાહેબ, વખતે કવખતે આવીને હાજર થઈ જાય. એમની દીકરી રીકીને જોવા ઇચ્છતી હતી. પછી રીકીને તો એટલાં લાડલડાવતાં કે ન પૂછો વાત...

વિચારસૂત્રને તોડતા, અંધકાર અને નિઃસ્તબ્ધતાને વિદીર્ણ કરતા, વાતાવરણને કંપાવતા બારના ઘંટા વાગ્યા. ડૉક્ટરના કવૉર્ટર્સમાં એક કૂતરું ભસવા માંડ્યું — એની સુખનિદ્રામાં ભંગ પડ્યો હોય એમ લાગતું હતું. 'હા...હી. હૈ' એ વિરાટ ચિત્કાર સહિત. ખંજરી, ઝાંઝ, ઢોલક વગેરેના તાલ જોડે ગવાતું કીર્તન બંધ પડ્યું. આ લોકો શું ઘડિયાળ હાથમાં રાખી બાર વાગ્યા સુધી જ કીર્તન કરતા હશે ? કેવી રીતે આગળથી સમય વિષે ખબર પડતી હશે ? એક જણના હાથ આગળ અર્ધા હાથ વ્યાસના ઝાંઝ વગાડતા હતા. ડાબા હાથના કાંડા પર એક સસ્તું કાંડા ઘડિયાળ અને એના ડાબા હાથ પર એક સ્ત્રીનાં છૂંદણાં હતાં...

બાપાજીનું કીર્તન બરાબર આઠ વાગ્યે પૂરું થતું. "રઘુપતિ રાઘવ રાજા રામ પતિતપાવન સીતારામ" ગાંધીજીનું અત્યંત પ્રિય ભજન છેક છેલ્લું ગવાતું. આશ્રમમાં જે કોંગ્રેસ કાર્યકરો રહેતા હતા તે બધા કીર્તનમાં જોડાતા. બધા ધારતા હતા કે બાપાજી એથી રાજી થાય છે. બાપાજીનો કીર્તન માટેનો અનહદ પ્રેમ જેલના બધા લોકો જાણતા... કીર્તન સભાગૃહમાં થતું. સિમેન્ટ જડેલી જમીન. માટીની દીવાલો પર માએ જાતે સરસ ચિતરામણ કરેલાં — વચ્ચે વચ્ચે નાની બારી, ને બારીને બારણાં નહિ. વચ્ચે વચ્ચે દીવાલ પર રાજકીય નેતાઓની છબીઓ. એક તરફ બે કોંગ્રેસ ધ્વજ ક્રૉસની જેમ દીવાલ પર લટકાવેલી. તેની ઉપરની બાજુ લાલ કપડા પર નાગરીમાં સફેદ રૂથી ભરેલું 'સ્વાગતમ'. નીચે ગાંધીજીની એક

મોટી છબી. ઘરનો પૂર્વ અને ઉત્તર ખૂણો વાળીઝાડીને સાફ કરેલો નહિ. એ તરફ એક ઘણો મોટો લાકડાનો ઘોડો હતો. જેમાં કોસ્ટિક સોડા, લોખંડની મોટી કઢાઈ, અને ધોવાનો સાબુ બનાવવાનો બધો સરંજામ એમાં ભરેલો હતો. એ લાકડાનો ઘોડો ફુલકહારાના નંદલાલ તિવારીએ કોંગ્રેસ સમિતિને આપ્યો હતો. ખૂણામાં એક પીંજણ ઊભી મૂકેલી, ને એની પાસે એક ધનુષ ટીંગાડેલું. દિવસના પૂણી તૈયાર કરતી વખતે, રૂ પીંજતી વખતે, પીંજણની જોડે ધનુષ બંધાતું... આશ્રમનું કીર્તન શરૂ થયું. "દેશના છોકરાઓ ગાંધીજીને ઓળખે નહિ કે જાણે નહિ." આ કીર્તન બાપાજીએ પોતે જ લખેલું. મા ધૂપદાની લઈને સભાગૃહમાં આવતી, ને ગાંધીજીની છબીને ફૂલહાર પહેરાવતી, એની આગળ ધૂપદાની રાખતી, ને પછી હાથ જોડીને બેસી રહેતી. બાપાજી ફાનસની વાટ નીચી કરીને પછી ગાતા — સહદેવ વગેરે બધા એમના વિકૃત ઉચ્ચારો દ્વારા બંગાળી કીર્તન ગાતા. પછી મા વચ્ચેથી પ્રણામ કરીને ઊઠી જતી. આટલા બધા લોકોની ખાવાપીવાની વ્યવસ્થા એણે જ કરવાની હોય ને? — એ કીર્તનમાં બેસી રહે તો પછી રાંધે કોણ? હું તથા મોટાભાઈ નાના હતા ત્યારે કીર્તનમાં બેસતા... મોટાભાઈએ કીર્તનમાં જવાનું બંધ કર્યું પછી થોડી વારે મેં પણ કીર્તનમાં જવાનું બંધ કર્યું. એ કારણે તો મા ખૂબ રડેલી. "તમે લોકો નથી આવતા એથી એ બહુ દુઃખી છે. તમારું મન ના પાડતું હોય તો પણ એમનો વિચાર કરીને તમે શા માટે નથી બેસતા?" મોટાભાઈ કશો જવાબ ન આપતા. મોટાભાઈ ઘરમાં કીર્તનમાં જોડાતા નહોતા; પણ કોંગ્રેસના કાર્યક્રમ માટે જ્યારે ગામડામાં જતા, ત્યારે મોટાં મોટાં ગામડાંમાં ગ્રામવાસીઓ અમારા મનોરંજન માટે કીર્તનનું આયોજન કરતા. બાપાજીને માટે આવાં આયોજનો કરવાની એમને આદત પડી ગઈ હતી. તેથી માસ્તર સાહેબના છોકરાઓ માટે પણ એ લોકો આ રીતે ખાતરદારી કરતા. પણ એ કીર્તનમાં મોટાભાઈએ ક્યારેય અણગમો દર્શાવ્યો નથી. હું અકળામણ વ્યક્ત કરું તો ઇશારાથી મને ધૈર્ય રાખવા જણાવતા...

બાઈસી થાણાના ખાગડા હાટમાં સભાનું આયોજન થયું હતું. લોકો એકઠા થયા નહોતા. સહદેવ કોંગ્રેસ ધ્વજ માટીમાં ખોડીને "ઇન્કિલાબ ઝિંદાબાદ', 'ગાંધીજીકી જય' વગેરે સૂત્રો ઉચ્ચારતો હતો. થાળી વગાડીને, ઘંટ વગાડીને, એમ ગામની ગુજરીમાં લોકોને એકઠા કરવાને માટે જે બધા ઉપાયો અજમાવતા હતા, તે બધા જ અમે અજમાવી જોયા પણ લોકો આવે નહિ. ત્યારે સ્થાનિક કોંગ્રેસ મંત્રી રામદત્ત મંડલ ગોવાળોની એક કીર્તનમંડળી લઈ આવ્યો. તેની સાથે એક

હાર્મોનિયમ હતું. દશ મિનિટમાં તો ગુજરીમાં આવેલા બધા લોકોની ભીડ ત્યાં જામી ગઈ. પછી અમે ઝટપટ અમારાં ભાષણો પતાવી દીધાં. લોકો તો ગુજરીના કામમાં જ વ્યસ્ત હતા. દરાજની દવાના પ્રચારકના ભાષણ અને મહાત્માજીના ચેલાના ભાષણ વચ્ચેનો તફાવત એ સમજી શકયા નહિ. ગુજરીમાં આવ્યા છે, ત્યાં જાતજાતના તમાશા હોય, તેમાં આ બે મિનિટ મહાત્માજીનો તમાશો એમણે જોઈ લીધો. એમાંના કેટલાકે તો નિમક 'સત્યાગ્રહ' પૂર્વ ગાંધીજીનાં દર્શન કર્યાં હતાં. એ લોકો મહાત્માજીના અર્વાચીન ચેલાઓને મોઢે જેમાં પંદર આના વાત તો સમજાય નહિ એવી વાત — થોડા સાંભળવાના હતા? "અમારાં ઢોરને માટે ચરવાની કંઈ વ્યવસ્થા કરો; મહેસૂલ ઓછું કરાવી આપો, તહસીલદાર પંચનો પાડો બધાના ખેતરમાં આવીને ચરી જાય છે, ને ખેતરોની પાયમાલી કરે છે, તે બંધ કરાવો તો તમારા લોકોની વાત સાચી. એ તો કરવું નથી. આ તો સભ્ય-નોંધણી કરીને વાર્ષિક સભાસદનું લવાજમ એકઠું કરવાની ચાલબાજી છે. આ તો પ્રધાનમંડળ ગાદી પર બેસતાં જ બાકી મહેસૂલને ઉઘરાવવા માટે હુકમ કાઢે છે, ગુજરાતીમાં ભાષણ આપ્યું ત્યારે કહ્યું હતું, દરખાસ્તને માટે કોઈને ચાર આના કરતાં વધારે ખરચ નહિ કરવો પડે. પણ ખર્ચો તો તેનાથી વીશ ગણો થયો. અર્ધા લોકોની દરખાસ્ત તો નામંજૂર થઈ ગઈ ને કાઢી નાખવામાં આવી. મહાત્માજીના ચેલા પુણ્યદેવજીને દરખાસ્ત આપી હતી, તો તેમણે પણ દરખાસ્ત દીઠ આઠ આના મહેનતાણું લીધું હતું. માસ્તર સાહેબ છે તેથી આ જિલ્લામાં મહાત્માજીનું કામ થોડે અંશે પણ થાય છે. નહિ તો એમાંના અર્ધા લોકો તો ઠગ છે... સાચી વાત તો એ છે કે કોંગ્રેસ સંગઠન ધનિક ખેડૂતોના હાથમાં છે. જમીનદારોના શોષણમાંથી એ લોકો મુક્ત થવા ઇચ્છે છે. પણ પોતે એમના મર્યાદિત ક્ષેત્રમાં નાના જમીનદારો જ છે અને બિચારા નિઃસહાય ખેડૂતોના શોષકો છે, તે એમનું શોષણ બંધ કરવા ઇચ્છતા નહોતા. આથી કોંગ્રેસનું મંત્રીમંડળ રચાયું ત્યારે શોષણ બંધ કરવા જે કાંઈ કાયદાકાનૂન થયા હતા તે બધા એમણે એમની હલકી ચાલબાજીથી નિષ્ફળ બનાવી મૂકયા. સહદેવના જેવા કોંગ્રેસ કાર્યકર્તાઓ પણ નાના જમીનદારોનું કાયમી શોષણ બંધ કરવાની 'બંદોબસ્તી'ની ખોટી દલીલ કરીને એનો બચાવ કરવા લાગી ગયા હતા."

દહીભાત ગામની એક પ્રૌઢા સ્ત્રી જે ઘણી વાર કોંગ્રેસ કચેરીમાં આવતી — એના ગળા પર મોટી કંઠમાળ હતી — આવીને રડતાં રડતાં મોટાભાઈને કહેતી, "તમારા સિવાય અમને બીજું કોઈ બચાવી શકે એમ નથી. આકાશમાં હજી

"તમારા સિવાય બીજું કોઈ અમને બચાવી શકે એમ નથી. આકાશમાં હજી ચન્દ્રસૂર્ય હોય ને અમારી પર આટઆટલો જુલમ ! સહદેવના મોટાભાઈ કપિલદેવ અમારી બધી જમીન પડાવી લેવા માગે છે. પચાસેક વીઘાં જમીન છે. એના ઘરની પાસે જ જમીન છે ને. તેમાં વળી માંધાતા તમાકુનો પાક એમાં બહુ સારો થાય, એટલે એ જમીન પર એનો ડોળો છે. એનો વર તેલી હતો. એના જીવતાં જ એનો જુવાનજોધ છોકરો મરી ગયેલો. એ સમયે એની પુત્રવધૂના પેટમાં બાળક હતું. એક વર્ષ પછી એનો વર મરી ગયો. પછી છોકરાની વહુ મરી ગઈ. પછી એક વરસ પણ ન વીત્યું ત્યાં એકનો એક પૌત્ર પણ મરી ગયો. એ ચોવીસે કલાક દાદીના ખોળામાં જ રહેતો. કેટલીય દવા કરી, કેટલીય ચિકિત્સા કરાવી. છોકરાને દર્દ ન થાય માટે ઇન્જેક્ષનો અપાવ્યાં નહિ. અપાવ્યાં હોત તો જીવી જાત. એને એ બચાવી શકી નહિ. શેરીના ગોરે ગોવાળિયાનો છોકરો ત્યાર પછી મરી ગયો. ત્યારે કપિલદેવે ગામની પંચાયતને ભેગી કરીને એની ઉપર આરોપ લગાવ્યો કે એ ડાકણ છે. પહેલાં પોતાના કુટુંબને ખાધું, પછી ગોરેલાલના છોકરાને 'બાણ' મારીને ખાધો. એ ડોસી કહેતી હતી, "અરે બેવકૂફ ! એટલું ન સમજ્યો કે હું ધણી, છોકરો, છોકરાની વહુ, છોકરાનો છોકરો બધાંને ખાઈ વળી, તો પછી મારા પેટમાં જગ્યા જ ક્યાં છે ?" ત્યાર પછી એને ગામ છોડાવવા રાધા, શનિશ્ચરા, છેદી એ બધાંએ કપિલદેવથી ભોળવાઈને એના ઘરને આગ લગાડી. એક મૂઠી અનાજ પણ બચાવી શકી નહિ. તેમ છતાં એણે એની જગ્યા છોડી નહિ. એણે કહ્યું, "સાંભળ્યું છે કે કપિલદેવે મારી પર ડીક્રી કરી છે. જમીન ઝૂંટાવવા સ્તો. પણ હું કંઈ નાની છોકરી થોડી છું કે એની વાત પર વિશ્વાસ રાખું ? હું રહું દહીભાત ગામમાં ને ડીક્રી થાય પૂર્ણિયામાં ? એવું તે હોઈ શકે ?" આવું આવું તો એ ઘણુંય બોલી ગઈ. વચ્ચે વચ્ચે એ માથું કૂટતી, ને ડૂસકાં ખાતી. એ કહે કે માસ્તરસાહેબને વખત ક્યાં છે ? એઓ હોત તો એમને જ એક વાર દહીભાત ગામમાં લઈ જાત. એથી વિલુબાબુ સિવાય એનો કોઈ ઉદ્ધાર કરી શકે એમ નહોતું. મેં તથા મોટાભાઈએ ઘણા પ્રયત્નો કર્યા પણ કપિલદેવની આ અનિષ્ટ પ્રવૃત્તિને અમે રોકી શક્યા નહિ. અમે દહીભાત ગયા તો અમને કપિલદેવે પૂરીશાક જમાડ્યાં, પણ જે કામ માટે અમે ગયા તે કામની વાત કાને ધરતા નહિ. ફેરવી ફેરવીને એક જ વાત કરે કે એ લોકો પણ મહાત્માજીના ભક્ત છે, એ તો જિલ્લા કોંગ્રેસ સમિતિનો સભ્ય છે. આશ્રમના છાપરા પર નાંખવાનું ઘાસ તો દર વર્ષે

એ પૂરું પાડે છે. ને એક ભાઈને તો એણે કોંગ્રેસને દાનમાં આપી દીધો છે. મૂળ વાત તો એ હતી કે મોટા સંયુક્ત કુટુંબમાં દરેકને તો કામકાજ કરવાનું હોય નહિ. ગામમાં બેઠો બેઠો ખાયા કરે, ને નકામી ઉપાધિ ઊભી કરે તેના કરતાં એકાદ જણને કોંગ્રેસના કામકાજમાં રોકેલો સારો. આવી જ મોટા ખેડૂતોની મનોવૃત્તિ. કોંગ્રેસ સંગઠન દ્વારા જેટલી સગવડ મળી શકે, તેટલી આવા દાન દ્વારા મળી રહે. બીજું જોઈએ શું? એમ કરતાં જો કોંગ્રેસના કર્તાહર્તાનાં મન ખુશ રાખે, તો જિલ્લા બોર્ડના સભ્ય પણ બની જવાય. અને જો કોંગ્રેસ કદાચ પૈસાદાર ખેડૂતોને દબાવવા પ્રયત્ન કરે, તો એ તરફ ધ્યાન જ ન આપવું એટલે પત્યું. આખર સુધી નૈતિક પ્રભાવ સિવાય બીજી કોઈ શક્તિ તો કોંગ્રેસ પાસે હતી નહિ.

પછી એક દિવસ એ તેલીની વહુએ ગુસ્સે થઈને મોટાભાઈને કહ્યું હતું, "દારોગાસાહેબને કપિલદેવે ખરીદી લીધો છે તે તો મને ખબર છે. પણ તમને પણ શું એણે ખરીદી લીધા છે?" એ પછી એ બીજું ઘણું બોલવા જતી હતી, પણ એકાએક સહદેવને ત્યાં આવેલો જોઈને અટકી ગઈ. એની સામે એક સામાન્ય તેલીની વહુ મોટેથી બોલી શકે નહિ. સહદેવને પણ અમે આ વિષે વાત કરી તો એ કહે, "કપિલભાઈ માલિક છે. મને એ શું કરે છે તેની શી ખબર?"

મને મન તો ઘણું થતું હતું કે સહદેવને પણ ગળું પકડીને આશ્રમની બહાર ફેંકી દઉં. આ પ્રસંગ પછી ઘણા વખત સુધી હું એની જોડે બોલ્યો નહોતો. મોટાભાઈએ ફક્ત એટલું જ કહ્યું હતું, "એના પર ચિડાવાથી શો ફાયદો? અસલ તો કોંગ્રેસ સંગઠનમાં જ સડો છે."

૧૯૩૦ તથા ૧૯૩૨ના આંદોલનમાં જ્યારે હું કેમ્પ જેલમાં હતો ત્યારે મારી રાજકીય દૃષ્ટિની વ્યર્થતાનો મને અનુભવ થવા માંડ્યો. જેલમાં એ વિષે કેટલી ચર્ચા, ટીકાટિપ્પણી, વાદવિવાદને પરિણામે મનદુઃખ પણ થયાં હતાં! જેઓ આ વ્યર્થતાની વાત ઉઘાડે છોગે કહેતા નહોતા, એમના મોઢા પર હતાશાની છાપ બહુ સ્પષ્ટ રીતે ઊપસી આવતી હતી. એ બીજ આટલા દિવસ પછી અંકુરિત થયું. હું તથા મોટાભાઈ કોંગ્રેસ સોશિયાલિસ્ટ પાર્ટીમાં જોડાયા. તેલીની વહુનો પ્રસંગ સુષુપ્ત બીજને તાપ પૂરો પાડનારો તથા જલસિંચન કરનારો બન્યો. એ સ્ત્રી હજી પણ એના ધણીની જગ્યાને વળગી બેસી રહી છે કે નહિ તેની મને ખબર નથી પણ એનાં આંસુએ અમારા હૃદયની બધી દ્વિધા તથા સંદેહનું ઉન્મૂલન કરી દીધું. હૃદયની કંદરાની અર્ધજાગ્રત આકાંક્ષા, જાળિયામાંથી આવતા ઉષાના કિરણને જોઈ શકી. તે પછી મેં તથા મોટાભાઈએ એક જ

પક્ષમાં રહીને અત્યંત ઉત્સાહથી કાર્ય કર્યું છે. એ કંઈ ફક્ત મારા સહકર્મી જ નહોતા, ફક્ત કૉમરેડ જ નહોતા, મારા મોટાભાઈ હતા. સ્મૃતિઓ હજી એવી ને એવી તાજગીભરી છે! શાનાથી મારું ભલું થશે, એ બધી ચિંતાનો ભાર મોટાભાઈની ઉપર જ રહેતો... પોતે કૉલેજમાં ભણ્યા નહોતા, એનું મોટાભાઈને કંઈ ઓછું દુઃખ નહોતું. ભૂકંપ રાહતના કાર્યમાં એમને જે ભથ્થું મળતું હતું તે એઓ મારા ભણતરના ખર્ચ પેટે આપી દેતા. એમના મનની જે ઇચ્છા અધૂરી રહી ગયેલી, તે એ મારી મારફત પૂરી કરતા હતા. રાહતનું કામ પૂરું થયા પછી પણ એમણે લિલામમાંથી સાઇકલ ખરીદીને મને આપેલી. આ તો બધી તુચ્છ ઘટનાઓ છે. મોટાભાઈના પ્રેમની વાત કરતાં આવી બધી વાતો કરવી, એ તો એમના પ્રેમનું અવમૂલ્યન કરવા બરાબર છે. મારું માથું દુખે તો મોટાભાઈને કંઈનું કંઈ થઈ જાય. જેલમાં રવિવારે જે ગોળ મળતો તે મોટાભાઈ જાતે ખાતા નહિ, કારણ કે એ જાણતા હતા કે જમ્યા પછી કશું ગળ્યું ન ખાધું હોય તો મેં ખાધું છે એવું મને લાગે જ નહિ. જેલમાં એ મારું પહેરણ અને જાંઘિયો જાતે ધોતા. હું એમને એમ કરતાં વારું તો કહે, "રહેવા દે, તને ટેવ નથીને?" હું પણ બહુ દબાણ ન કરતો. મનમાં થતું કે મોટાભાઈ પાસે આટલું કરાવવાનો તો મારો હક છે — એમાં અસ્વાભાવિક કશું જ નથી.

પણ... પણ શું મોટાભાઈ પ્રત્યે મારી કશી જ જવાબદારી નથી? હોઈ શકે... હોઈ શકે શું, છે જ. એનું સ્થાન રાજકારણની બહાર છે. રાજકારણના ક્ષેત્રમાં હું નીલુ ને એ મોટાભાઈ નથી. રાજકારણમાં તો વ્યક્તિગત પ્રશ્ન છોડીને પક્ષના સિદ્ધાંતની કસોટી પર દરેક કાર્યપદ્ધતિને કસવી પડે, મારા પક્ષના દૃષ્ટિકોણથી બધી ફરજની વિચારણા કરવાની હોય... દુનિયા મારે વિષે જે ધારવું હોય તે ધારે, પણ મોટાભાઈ તો મારા મનોભાવને બરાબર સમજશે જ. એમાં લવલેશ પણ સંકુચિતતા આવવાની જ નહિ.

...૧૯૪૦માં જ્યારે હું તથા મોટાભાઈ પકડાયા ત્યારે પણ અમે બન્ને જણા કૉંગ્રેસ સમાજવાદી પક્ષના સભ્યો હતા. પણ જેલની અંદર જ થોડા મહિનામાં જ કેવું પરિવર્તન થઈ ગયું ... એ જ વૉર્ડના ફણસના ઝાડની નીચે ચન્દ્રદેવની જોડે પહેલી મુલાકાત થઈ. એની પાસેથી ચોપડી લીધી — એ વ્યાખ્યાન વર્ગોમાં જવા લાગ્યો — એ બધાં દૃશ્યો દૃષ્ટિ સમક્ષ આવીને ખડાં થાય છે... એની વિરોધ ન થઈ શકે એવી દલીલો આગળ મારું માથું ઝૂકી ગયું. મને લાગવા માંડ્યું કે દૃષ્ટિ આગળથી પડદો ધીમે ધીમે સરતો જાય છે — ને મોટાભાઈના

પક્ષમાં રહીને જે રીતે રાજકારણના ક્ષેત્રને જોતો તે દૃષ્ટિ રોગિષ્ઠ, કમળો હોય તેને બધું પીળું દેખાય એવી, ભ્રામક હતી; એ તો સગવડપ્રિય મધ્યમવર્ગની ભાવપ્રવણતાનો ફક્ત ઉચ્છ્વાસ જ હતો. સાચા અકિંચનો માટે ઉદ્ધારની ઉત્કટતા ત્યાં નહોતી. દેશની સીમાની બહાર જઈને માનવમૂલ્યોને જોવાની શકિત જ એ પક્ષના લોકોમાં નહોતી. ચન્દ્રદેવના પક્ષમાં જોડાતાં પહેલાં મેં વિચાર્યું હતું કે મોટાભાઈ જોડે એ વિષે ચર્ચા કરીશ. પણ મારી હિંમત ચાલી નહિ. એમાં સંકોચ પણ હતો, પણ સાથે સાથે એ ડર પણ હતો કે એઓ જે દલીલો કરશે તેનો હું જવાબ આપી શકીશ નહિ. એટલે મનોમન તો હું માનવા લાગ્યો હતો કે મોટાભાઈની બધી વિચારણા તથા દલીલો ભ્રાન્તિમૂલક હતી તથા સાવ ખોટી હતી. હા, એમની બધી દલીલો સાંભળી એની ચન્દ્રદેવ જોડે ચર્ચા કરી એના જવાબો હું પાછા મોટાભાઈને આપત, તો મારામાં આત્મશ્રદ્ધા ઉત્પન્ન થાત. આખર સુધી મોટાભાઈને મેં જણાવ્યું નહિ ને હું નવા પક્ષમાં જોડાઈ ગયો. ને વળી હું એમને શા માટે પૂછું? રાજકારણના ક્ષેત્રમાં મારું સગીરપણું કંઈ હંમેશને માટે થોડું ચાલ્યા કરે? ત્યારથી જ અમારી બેની વચ્ચે દુર્લંઘ્ય એવું વ્યવધાન ઊભું થયું, જે આજ સુધી રહ્યું છે.... રાજકારણના કાર્યકર્તાઓનું જીવન એના પક્ષની અંદર જ હોય છે — પક્ષની બહારનું અસ્તિત્વ તો એણે લુપ્ત કરવું જ જોઈએ. આ પછી હું મોટાભાઈને ટાળતો રહેતો. અમારી વચ્ચે કામની વાતો સિવાય બીજી વાતો થતી નહિ. મને હંમેશા ભય રહેતો કે મારા પક્ષના લોકો શું ધારશે, કારણ કે મોટાભાઈ વિરોધી દળના અગ્રગણ્ય કાર્યકર્તા હતા. એમની જોડેની આત્મીયતા મારા પક્ષના કાર્ય-કર્તાઓને ગમશે નહિ એવું મને લાગ્યા કરતું. મને જોકે એ લોકો કશું કહેશે નહિ પણ અંદર અંદર તો જરૂર એ લોકો ચર્ચા કરવાના જ. આ બે મુખ્ય પક્ષ ઉપરાંત બીજા કેટલાક નાના પક્ષના કાર્યકર્તાઓ પણ ત્યાં હતા. દરેક પક્ષ-વાળાને એમ લાગતું કે અન્ય પક્ષના સભ્યો જાસૂસી કરવા એમના પક્ષમાં ઘૂસ્યા છે. અને સાચે જ કોઈ પણ પક્ષના સભ્યો પોતાના દળની વાત ગમે એટલી ગુપ્ત રાખવાનો પ્રયત્ન કરે, પણ એ વાત વાયુવેગે વિરોધી દળમાં પહોંચી ગયેલી જ હોય. જેલની દીવાલોને પણ કાન હોય છે.

મોટાભાઈ પણ મારો સંકોચ જોઈને મને ટાળતા. પક્ષના વર્ગમાંથી આવીને જોતો તો નિયમિત રીતે મારી પથારી ઝાડેલી જ હોય. એ સાફ કરીને પાથરેલી પથારીમાં મોટાભાઈની લાગણીનો સ્પર્શ હું અનુભવતો. જે દિવસે મા કે બાપાજીનો કાગળ આવે ફક્ત તે દિવસે મોટાભાઈ જોડે વાત કરવાનો સુયોગ મળતો. માનો

પોસ્ટકાર્ડ આવેલો. મેં વાંચીને મોટાભાઈની પથારીમાં મૂક્યો. "કોનો કાગળ છે? માનો કે?" "હા." મોટાભાઈ કાગળ વાંચે છે, "સવારે ખાલી પેટ ચા પીશો નહિ. વચ્ચે વચ્ચે ત્રિફળા કે ઇસપગોળ લેતા રહેજો. જો બાફેલાં ખીલાંની વ્યવસ્થા થઈ શકે, તો એના જેવું એકે નહિ. મને ડર છે કે જેલમાં તમે રોજ ઉપવાસ કરતા હશો. અટકાયતી કેદીઓ માટે તો આ બધી વ્યવસ્થા કરવી અશક્ય નથી. જો પૈસાની સગવડ હોય તો લખતાં સંકોચ ન રાખશો. હું ગમે એમ કરીને મોકલી આપીશ." "જોયા માના ધમપછાડા" કહીને એ હસતા. એ વખતે એમના ગાલમાં ખાડા પડતા... ઘણી વાતો મન મોકળું કરીને કહેવાની ઇચ્છા થતી. પહેલાંની જેમ હોત તો મા વિષે અમે કેટકેટલી વાતો કરત. આ વખતે તો મેં એટલું જ કહેલું, "હા." હૃદયમાં કેટલીય વાતો સંઘરાયલી હતી! પણ સંકોચના હિમથી એ સંકોડાઈ ને દબાઈ ગયેલી છે.... નાનપણમાં એક જ કામળામાં હું ને મોટાભાઈ બન્ને ઘૂસેલા ને રાતના ચાર વાગ્યા સુધી અમે વાતો કરેલી, ને તોયે વાતો પૂરી થઈ નથી એમ લાગેલું. જ્યારે આજે 'હા' કહ્યા પછી લાગ્યું કે હવે બીજું શું કહેવું તે કાંઈ સૂઝતું નથી. વાત પૂરી થઈ ગઈ તેનો અજંપો આંખમાં, મોઢા પર પ્રગટ થતો હતો. એને ઢાંકવા માટે કશું બહાનું કાઢીને ત્યાંથી ભાગ્યો.

... તે પછી દેઉલી બદલી થઈ તે દિવસ... અમને ગણ્યાગાંઠ્યાને જ ફક્ત દેઉલી મોકલ્યા હતા. મોટાભાઈ એમાં નહોતા. મોટાભાઈએ મારી પેટી ગોઠવી આપી. પેટીની નીચે એક તાડના પત્તાનો પંખો મૂક્યો હતો. એ પંખા પર માએ પોતાને હાથે ઝાલર મૂકી હતી. તેની પર એક ઠેકાણે લખ્યું હતું. "નીલુવિલુ પિલુપિલુ" એ વખતે માના મનમાં શું આવ્યું હશે અને એણે 'પિલુપિલુ' એની પર ગૂંથ્યું હશે તે કંઈ ખબર પડતી નથી — એમની ફાઉન્ટનપેન મોટાભાઈએ મારા ગજવામાં મૂકી તે આજેય મારા ગજવામાં છે.

"બાબુસાહેબ! સો ગયે ક્યા?"

જોયું તો સૂબેદારસાહેબ પાસે આવીને ઊભેલા.

"ના. કેમ?"

એ ડ્યૂટી છોડીને દરવાજા બહાર શા માટે આવ્યો હશે?

"તમારી ડ્યૂટી પૂરી થઈ લાગે છે."

"હાં.... ના રે. મારી તો રાતે ડ્યૂટી હોતી જ નથી. મોડી રાતે કોઈ ઑફિસર આવે તો? એથી મેં અહીં જ સૂવાનું રાખ્યું. આ પહેલાં જ્યારે

ફાંસી દેવાઈ હતી, ત્યારે સાહેબ રાઉન્ડ પર આવેલા. ફાંસીના માંચડાની ચારે બાજુ ઝળહળતા દીવા રાખ્યા હોય છે ને ચારે તરફ વૉર્ડરો સતત પહેરો ભરતા હોય. કોઈ પૈસા ખાઈને ફાંસીના માંચડા આગળ જ કશી ગરબડ ઊભી કરે ને છેલ્લી ઘડીએ બધું ખોટકાઈ જાય તો? એવું કાંઈ થાય તો આગળથી પકડાઈ જાય તે માટે આ ઝળહળતા દીવા રાખ્યા હોય છે. ફાંસીને વખતે કશી ગરબડ થઈ તો સાહેબથી માંડીને વૉર્ડર સુધી બધાની નોકરીમાં કાળો ધબ્બો લાગે ને. ને આ બધા માટે પૂરી જવાબદારી હોય છે અંદરના હેડ જમાદાર પર. પણ એ નત્રાબના બેટાએ સાહેબને શું ભેરવ્યા છે, કે સાહેબ મારી પર જ ચિડાયલા રહે છે. સાહેબ નવાસવા આ ખાતામાં આવ્યા છે. જેલના કાયદાકાનૂન જાણતા કે સમજતા નથી. એવા તો કેટલાય સાહેબો લડાઈને સમયે મેં જોયા છે. કેટલીય વાર મેમસાહેબે પોતાને હાથે મને આપેલાં સંતરાં મેં ખાધાં છે. હવે પેટને માટે અપશબ્દો, અપમાન બધુંય ગળી જવું પડે છે."

મેં જોયું કે સૂબેદારસાહેબ મને કશું કહેવા ઇચ્છતા હતા, તેની ભૂમિકા બાંધતા હતા.

મેં પૂછ્યું, "તો પછી હમણાં તમે કઈ તરફ જતા હતા?"

"આ મચ્છર કાંઈ થોડા સૂવા દે છે? ઑફિસમાં મેં પથારી પણ પાથરી રાખી છે, પણ બહુ ગરમી છે. તમને પણ ચોક્કસ મચ્છર કરડચા હશે. એટલે મેં વિચાર્યું કે ઘેર જઈને ચા પી આવું. લડાઈમાં ગયો ત્યારથી આ ચાની બૂરી આદત પડી છે. તો તમે પણ મારી જોડે આવો ને. આ મચ્છર પાસે આખી રાત કરડાવ્યા કર્યાથી શો ફાયદો? નોખેસિંહ એના કુટુંબ જોડે અહીં રહેતો નથી. એના કવૉર્ટર્સમાં રાત વિતાવીશું. તમારાં માનસિક કષ્ટ તો અમે દૂર કરી શકતા નથી, પણ તેથી બીજી કશી આપની સેવા કરી શકતા હોઈએ તો એ લાભ શા માટે ગુમાવીએ? અમારાં પણ બૈરાંછોકરાં છે, અમે કંઈ વિલાયતના આદમી નથી."

મેં કહ્યું, "રહેવા દો. અહીં સારું છે. મચ્છર કંઈ બહુ નથી. વળી, આટલી રાતે ક્યાં દોડાદોડી કરું?"

એનું ભદ્ર વર્તન મને સ્પર્શી ગયું. મારી એની સાથે જવાની નામરજીનો એણે અસ્વીકાર કર્યો ને મને રીતસરનો ખેંચ્યો. મેં કામળા ઊંચકવા માંડચા. સૂબેદારે કહ્યું, "રહેવા દો, રહેવા દો. મને પણ થોડા કામળા આપો. બન્ને જણ મળીને કામળા લઈ જઈએ."

મેં કહ્યું, "આમાં ક્યાં કંઈ ભાર છે?"

ચાર કામળામાંથી ત્રણ તો એણે પોતે જ ઉપાડયા, ને એક મેં લીધો.

એણે કહ્યું, "ક્વૉર્ટર્સ તદ્દન નજીક જ છે."

રસ્તો પાર કરીને, ડૉકટર્સનાં ક્વૉર્ટર્સ વટાવી, વૉર્ડરોનાં ક્વૉર્ટર્સની સામે અમે ઊભા રહ્યા. ક્વૉર્ટર્સ કંઈ વધારે નહોતાં. ફક્ત સિનિયર વૉર્ડરોને જ ક્વૉર્ટર્સ મળતાં હતાં. બીજા બધા મોટા બૅરેકમાં રહેતા. એક બારણાની સામે જઈને ધક્કો માર્યો, ને સૂબેદાર બોલ્યા.

"અરે, અહીં તો તાળું છે. ભાઈ, હું તો ભૂલી ગયો. નોબેસિંહ તો હમણાં ડયૂટી પર છે. તમને નકામા હેરાન કર્યા."

મેં કહ્યું, "એમાં શું થઈ ગયું? હું પાછો જાઉં છું. આધું પણ કયાં છે?"

"ઊભા રહો. ફાનસ લઈ આવું."

"ના, ના. રહેવા દો. અજવાળાની જરૂર નથી..." રાત્રિની શાંતિનો ભંગ કરતો એક કર્કશ અવાજ આવ્યો, "લેફ્ટ ટર્ન." દૂરત્વે કર્કશતાને અંશતઃ દૂર કરીને એમાં મધુરતા લાવવાનો પ્રયાસ કર્યો. અવાજ જેલની અંદરથી આવતો હતો. લાગતું હતું કે વૉર્ડરોની ફેરબદલી થતી હતી. બરાબર દરવાજાની સામે બેસીને, બે કલાક પહેલાં ફેરબદલી વખતે મેં આ અવાજ સાંભળ્યો નહોતો. હમણાં દરવાજાથી થોડે દૂર હોવાથી મેં આ અવાજ સાંભળ્યો. શું દરવાજો Sound Proof હતો?

ફરીથી જેલના દરવાજા આગળ આવીને મેં કામળો બિછાવ્યો. ફક્ત એક જ કામળો હતો. બાકીના ત્રણ સૂબેદારસાહેબ પાસે રહી ગયા હતા. એટલા માટે જ શું સૂબેદારસાહેબે આટલો પ્રેમ વરસાવ્યો હતો? આટલા માટે જ શું રાતને બીજે પહોરે એણે ઘેર જવાની વાત કરી હતી? એક કામળો જો કોઈ જેલની બહાર "ચાલાન" કરવા ઇચ્છે તો એણે ત્રણ કામળા એના બીજા સહયોગીને વહેંચી આપવા પડે. આ જેલની ચીજ જેલની બહાર લઈ જવાનો પ્રચલિત નિયમ હતો. એમ ન થાય તો પકડાઈ જવાની શકયતા હતી. આ રીતે અનાયાસે ત્રણ કામળા ઘેર લઈ જવાનો લોભ ખાળવો એ સૂબેદારસાહેબને માટે અસંભવિત હતું. તેમાં વળી પાછો લડાઈનો વખત...

પાછો પહેલાંની જગ્યાએ આવીને બેઠો. રાષ્ટ્રના વિરાટ શોષણ યંત્રમાં જેલનું સ્થાન અતિ મહત્ત્વનું હતું. ચક્રની અંદર બીજાં ચક્રો – એ બધામાં એકની સામે હું બેઠો હતો. જેલનો દરવાજો અત્યંત કઠોર અને પ્રાણહીન હતો. બધું નિયમિત ક્રમ પ્રમાણે ચાલતું હતું. ઘડિયાળના કાંટાની જેમ અને ઘડિયાળમાં જે રીતે મુખ્ય

મુખ્ય જગ્યાએ જ્યુવેલ બેસાડ્યા હોય, તેવી જ રીત આ શોષણ યંત્રમાં બે હીરકખંડો હતા : દરવાજાના સૂબેદાર અને અંદરના સેન્ટ્રલ ટાવરનો હેડવૉર્ડર.

આ ચારપાંચ કલાકમાં જ જેલના દરવાજાનું એકસુરીલાપણું અસહ્ય લાગ્યું. અંધારામાં વૉર્ડરના કવૉર્ટસ સુધી લટાર મારી આવ્યો તેથી એમાંથી થોડો છુટકારો થયો...પાછું એ જ વૉર્ડરોનું ટોળું – ઘડિયાળના કાંટા પ્રમાણે દરવાજો બંધ કરવો ને ઉઘાડવો,... દરવાજા પર વૉર્ડર ન રાખ્યો હોય ને યંત્રથી જ આ બધું કામ કર્યું હોય તો શું બગડી જવાનું હતું? જ્યાં એક જ કામની પુનરાવૃત્તિ થયાં કરતી હોય, ત્યાં યંત્રની સહાય લેવી સંભવિત પણ છે અને યોગ્ય પણ છે.

દરવાજાના ઉપરના ભાગથી એક વૉર્ડર દાદરનાં પગથિયાં ઊતરતો હતો. દરવાજાને બીજે માળે સાહેબનાં કવૉર્ટર્સ હતાં. એની સામે જ ખુલ્લા વરંડામાં બંદૂકધારી વૉર્ડર ઘંટ વગાડે — શિયાળા-ઉનાળામાં અને ચોમાસામાં, તડકામાં ને કડકડતી ઠંડીમાં, દિવસે અને રાત્રે. દરેક કલાકે ઘંટ તો વાગતો, તે ઉપરાંત સાહેબ આવે એટલે એક ઘંટ, ને જેલમાં સન્માન્ય અતિથિ આવે તો બે ઘંટા. આ અંદરના બધાને સાવધાન કરવા માટે તથા કાંઈ ત્રુટિ હોય તો એ ઢાંકવા પૂરતો સમય આપવા. આ ઉપરાંત વચ્ચે વચ્ચે 'પગલી'નો ઘંટ વાગે છે. એ વખતે સતત ઘંટ વાગ્યા કરે. એ વખતે દૂરથી રવિવારે ખ્રિસ્તી દેવળોમાં વાગતા ઘંટ જેવો અવાજ સંભળાયા કરે... દેવળમાં પોતાના લોકોને શાંત કરવા ઘંટ વાગે જ્યારે પગલી એક પ્રકારના સ્વાર્થ માટે વાગતો હોય છે.

...ઘંટા વગાડનાર વૉર્ડર બે કલાક આટલું મોટું જવાબદારીનું કામ કર્યા પછી સગર્વ દરવાજા સામે ઊભો રહે છે. દરવાજાની બહારનો સંત્રી પૂછતો હોય છે, "ભાઈ, તને આટલી વાર કેમ થઈ? નવી બદલીનો વૉર્ડર તો ઘણા વખતથી ઉપર ગયો છે!"

"અરે યાર, તું વાત કેવી કરે છે? 'ડ્યૂટી' શરૂ કરતી વખતે પહેલાંના વૉર્ડરે કહ્યું હતું કે એક વાગ્યે જેલર સાહેબને બૂમ પાડજે. મેં વિચાર્યું કે જેલર સાહેબ રાઉન્ડ પર ગયા હશે. પછી બારણાં આગળ બૂમ પાડીને જોઉં છું તો બારણાં તો ઉઘાડાં. હવે કહે છે કે 'બરાડા શા માટે પાડે છે?' મોટા ઑફિસર જે કાંઈ કરે તેમાં એની શોભા કહેવાય. પહેલાં તો ગુસ્સે થઈ જાય, પછી પાછો હુકમ કરે કે નવા વૉર્ડરને કહેજો કે એને ત્રણ વાગ્યે જગાડે. એ વૉર્ડર ન બોલાવે તો સારું. સાહેબ પોતે જ આવીને એને બૂમ પાડશે. તો તો મઝા આવી જશે."

દરવાજાનો સંત્રી બોલ્યો, "ઊભા રહો. જાઓ છો ક્યાં? આ થોડું ખાવાનું ખાતા જાઓ."

"ના. ભાઈ, હવે તો જઈને સૂઈ જઈશ. આટલી મોડી રાતે ખાઈને માંદા નથી પડવું."

આટલું કહ્યા છતાં એ થોડી વાર ખાવાનાની વાટ જોતો ઊભો રહ્યો. એણે માથા પરથી પાઘડી ઉતારી, ગરમીને લીધે જ હશે. એના માથા પર તાલ હતી.

દરવાજા આગળના સંત્રીએ કહ્યું, "માથા પર ઠંડું તેલ ઘસવું છે? માથામાં ઠંડક વળશે. જમાદારસાહેબ તેલ રાખી ગયા છે. કદાચ બી–ડિવિઝન કેદીનું જ હશે. જરૂર ઠેકેદારસાહેબનું એ નજરાણું હશે. તાલ પર ઘસો. તાલ પર મચ્છર નહિ કરડે."

એના માથા પર તાલ હશે એની તો કલ્પના જ નહિ, મેરી સ્ટુઅર્ટના લાંબા વાળની લટની દેશવિદેશમાં ખૂબ ખ્યાતિ હતી. જ્યારે વધ્યસ્થાન પર લઈ ગયા ત્યારે લોકોને ખબર પડી કે એ વાળ એના પોતાના નહોતા; એ તો બીજાના વાળ પહેરતી... પોલીસ કૉન્સ્ટેબલના માથા પર મેં ક્યારેય તાલ દીઠી નથી. સંન્યાસીના માથા પર જેમ જટા હોય તેમ એના માથા પર પાઘડી જ હોય...

...હું અને મોટાભાઈ પેલા જમીનદાર અઘોરીસિંહના બેઠકખાનામાં ગયા હતા. એના મૅનેજરે અમને મળી જવા કાગળ લખ્યો હતો... ધૂર્ત સાંતાલ માઝીએ પોતાની જમીન જમીનદારના હાથમાંથી છોડાવવા મહાત્માજીને દાનમાં આપેલી. એ જમીન જમીનદારનો મેળો જ્યાં ભરાતો હતો, તે જગ્યાની પાસે જ હતી. મેળામાં નારીદેહના રૂપલાવણ્યનો ત્યાં બાંધેલા તંબુઓમાં વેપાર થતો — એ બધા તંબુઓ એ માઝીની જમીનની પાસે જ બાંધવામાં આવતા — એ હારબંધ બંધાતા, જાણે મીના બજારની નાનકડી આવૃત્તિ. એ મેળામાં વધતા જતા તંબુ માટે આ જમીન વચમાં આવવાને કારણે અવકાશ રહેતો નહોતો. તેથી જમીનદારની નજર એ જમીન પર બગડેલી. માઝીએ વિચાર્યું કે મહાત્માજીના માણસોને જમીનદાર જોડે લડી દેવા દો, એટલે એની જમીનને આંચ નહિ આવે. પહેલાં તો અમે આ ચાલાકી સમજેલા નહિ. બાપાજીએ પણ કહેલું, "ત્યાં જમીન લેવાની શી જરૂર છે?" મેં મૅનેજરને એક કાગળ લખેલો. એના જવાબમાં જ એણે અમને મળવા બોલાવેલા. બેઠકખાનામાં જેવો ગયો, તો મેં અઘોરીસિંહને ઓળખ્યો જ નહિ. એના માથા પર ટોપી નહોતી — ફક્ત ચકચકતી તાલ હતી. ફક્ત પાછળના ભાગમાં ઓટલી. પાસે થોડા વાળ હતા. તે લાંબા દેખાય તેમ

ઓળ્યા હતા. તેને જ Spiralની જેમ ફેરવી ફેરવી 'બ્રિલિયન્ટાઇન' લગાડી માથા આગળ ચિપકાવેલા... શું તાલિયા લોકો પાસે ખરેખર બહુ પૈસા હોય છે?... અમારા ગણિતના શિક્ષક રામેશ્વરબાબુ અમને ભૂમિતિ ભણાવતા. એમના માથાની વચ્ચોવચ્ચ તાલ હતી. એમણે પાટિયા પર લખ્યું, "ટેક ઓ ધી મિડલ પૉઇન્ટ." આખો વર્ગ હસી પડેલો. શું આટલા માટે જ પહેલાંના વખતમાં પારકા વાળ લોકો પહેરતા હશે? અઘોરીસિંહે મૅનેજરને અંગ્રેજીમાં કશુંક કહ્યું. મૅનેજરસાહેબે પૂછ્યું, "તમે માસ્તરસાહેબના છોકરા છો? કૉંગ્રેસના સ્વયંસેવકોએ માઝીની એ જમીન પર કંઈ બાંધકામ કર્યું છે! સાંભળ્યું છે કે તમે લોકો મેળાના તંબુ નંખાય છે તેના બહિષ્કાર માટે પિકેટિંગ કરવાના છો. તમને ખબર છે કે કાલે રાતે બે સ્વયંસેવકો મધરાતે બહાર નીકળતા હતા. તે માટે પોલીસે એમને પકડ્યા હતા? મેળાના લોકો તો પોલીસનો નિયમ જાણે છે. રાતના બાર વાગ્યા પછી કોઈ તંબુમાંથી બહાર આવી શકે નહિ. બાર પહેલાં આવો, નહિ તો પછી મળસકે આવો. તમને ખબર છે કે તમે કેવા લોકોની જાળમાં ફસાયા છો? ને તમે કોની તરફથી લડવા નીકળ્યા છો? આ માઝીને બીજી કોઈ જગ્યાએ બેચાર વીઘાં જમીન આપી કે અમારો મામલો પતી જશે. કૉંગ્રેસને માટે મોટી રકમનો ફંડફાળો જોઈતો હોય તો આપીએ. પણ તમે જો જાણી જોઈને આવી બધી ધાંધલ કરવાના હો તો..."

"આદાબ, બાબુસાહેબ"

ઘંટ વગાડનાર સિપાઈ જતી વખતે મને આદાબ કેમ કરે છે?

એણે કહ્યું, "પરમ દિવસે બપોરે ફાંસી સેલમાં મારી ડ્યૂટી હતી. મેં એમને છાપું વાંચતા જોયા હતા." એ માણસ જાતે જ મોટાભાઈની ખબર આપવા આવ્યો હતો. આવ્યો ત્યારની ઇચ્છા થતી હતી કે, આ વૉર્ડરોને મોટાભાઈની ખબર પૂછું. વૉર્ડરોનું દળ ડ્યૂટી પૂરી કરીને બહાર આવતું હોય ત્યારે મોટાભાઈની ખબર પૂછવાની ઇચ્છા થઈ આવતી, કે એમાંના કોઈની ડ્યૂટી ફાંસી સેલમાં હતી કે કેમ. પણ હું મૂંઝાઈ ગયેલો એટલે પૂછી શક્યો નહોતો. મનમાં બીક લાગતી હતી, કે આમાંના બધા જ મેં મોટાભાઈની વિરુદ્ધ સાક્ષી આપેલી તે વાત જાણતા હશે — એમનો મુકદ્દમો જેલમાં જ ચાલેલો ને. કોને ખબર એ લોકો મારે વિષે શુંયે ધારતા હશે?...

મોટાભાઈ વિષે આશા નહિ રાખેલી એવે સ્થળેથી એકાએક સમાચાર મળ્યા એથી હૃદયમાં આનંદ છાઈ ગયો. વૉર્ડરને ફરી ફરીને કેટલીય વાત મેં પૂછી હશે.

નિહાલસિંહ મારફત જે કંઈ થોડી ખબર મળી હતી, તેની જોડે આ વૉર્ડરે આપેલી ખબરની મેં સરખામણી કરી જોઈ. એમને ખાવા માટેની કશી અલગ વ્યવસ્થા કરી હતી કે નહિ તે કાંઈ ખબર પડી નહિ. તો શું નિહાલસિંહ પોતે જ બધા પૈસા ચાંઉ કરી ગયો ? મોટાભાઈને માટે એણે કશી જ વ્યવસ્થા નહિ કરી હોય ? બાબુજી કેટલો સમય સેલમાં આંટા મારીને પગ છૂટા કરે છે, ક્યારે ઊઠે છે, ક્યારે નહાય છે, ક્યારે ઊંઘે છે, એ બધા પ્રશ્નોનો ઉત્તર વૉર્ડરે આપ્યો. મને લાગ્યું કે મોટે ભાગે એ ચોક્કસ નહિ પણ અંદાજે જવાબો આપતો હતો. એણે કહ્યું કે એક દિવસ એણે જોયું તો બાબુજી બિલાડીને દહીં ખવડાવતા હતા. હોઈ શકે. સાચાજૂઠાના મિશ્રણવાળી એની વાત સાંભળી મનને ખૂબ જ સારું લાગ્યું. એટલો તો ખ્યાલ મને આવી ગયો કે એણે મોટાભાઈને જોયા છે. વૉર્ડર ચાલ્યો ગયો. એના પગ પર પટ્ટા બાંધેલા નહોતા કે એણે મોજાં પહેર્યાં નહોતાં — કદાચ ગરમીને લીધે હશે. ખાખી ટૂંકી પાટલૂનની નીચેના બે પગ ધનુષના જેવા વાંકા લાગતા હતા.

દૈત્યની છાયા જ્યાં પૂરી થતી હતી ત્યાં એ બે પગો ચાલી ગયા – અંધારું – દરવાજાના અજવાળાની એક ઝલકથી કાચા રસ્તાનો એક અંશ – અંધારા ભરેલી દીવાલ – દરવાજાના સળિયા – પાછી દરવાજાની અંદર દૃષ્ટિ જઈને ઠરી. ફરી ફરીને એ જ અજવાળાવાળો અંશ દૃષ્ટિને આકર્ષતો હતો. એની બહાર એના કરતાં અનેકગણા વિસ્તારવાળો અંધકાર અને યોજનવ્યાપી તારાઓથી ખીચોખીચ આકાશ છે, પણ એ મારી દૃષ્ટિને ખેંચતાં નથી...દરવાજાની અંદર પેસતાં જ વચ્ચે મોટો 'હૉલ'. દક્ષિણ તરફ જેલઑફિસ, ડાબી તરફ જેલર તથા સુપરિન્ટેન્ડેન્ટનાં રહેઠાણો. ઑફિસની બહારની બાજુના સળિયા ઉપર લોખંડની જાળીઓ લગાવેલી. કેદીઓના આત્મીય સ્વજન આવે ત્યારે, એ લોકો આ જાળીવાળા સળિયાની બહાર ઊભા રહે. જેલની આ વ્યવસ્થા નવાઈ પમાડે તેવી છે. મુલાકાતીઓ માટે તડકો કે વરસાદથી બચવા માટે ઉપર છાપરું પણ નહિ — પણ એ લોકો મુલાકાત દરમ્યાન કશી આપલે ન કરે તેની સાવધાની માટે આ જાળીઓ. અણુજાણુ મુલાકાતીઓ એક તો કેટલોય ખર્ચ કરી, હાડમારી વેઠીને જેલના દરવાજા આગળ આવી પહોંચે, તેમાં વળી મુલાકાત માટે અરજી નોંધાવવાની, મંજૂરી મેળવવાની, એ બધાના ખર્ચમાં બિચારા બેબાકળા બની જાય. એ બધો દુસ્તર સમુદ્ર પાર કરીને કલાકોના કલાકો સુધી રાહ જોયા પછી, જ્યારે જાળી અને સળિયાની પાછળ રહેલા કેદીના પોશાકમાં જથરપથર વાળવાળા, સુકાયેલા, ઓળખવા પણ મુશ્કેલ એવા

પોતાના સ્વજનને જુએ, તો મનને મનાવતાં જ સમય નીકળી જાય. વળી એ દરમ્યાન ઉપરથી સાધારણ મેટ કે વૉર્ડરની અપમાનજનક અપશબ્દોભરી વાણીનો છંટકાવ તો થયા જ કરતો હોય. કેદીનો પોશાક, ખાખી ગણવેશ ને પાઘડી, સળિયા, તાળાં, છૂપી પોલીસ બધું વાતાવરણને એવું ગૂંગળાવનારું બનાવી દે કે માણસના હોશકોશ જ ઊડી જાય. બેચાર આડીઅવળી વાત કરે, ત્યાં તો 'વખત થઈ ગયો'ની બૂમ પડે. બે મૂર્તિઓ, એક સળિયા આગળ આવે ત્યારની – ઉદ્‌ગ્રીવ, સલજ્જ, નિસ્તેજ મુખવાળી – ને બીજી જતી વખતની – કરુણ, અસહાય, આશાહીન. ત્યારે જબરજસ્તીથી મોઢા પર હાસ્ય લાવવાનો નિષ્ફળ પ્રયાસ હૃદયવિદારક ક્રંદન કરતાંય વધારે મર્મભેદી હોય.

...૧૯૩૩માં બાપાજીને મળવા હજારીબાગ જેલમાં ગયો હતો, કાકીમાએ બાપાજીને માટે ખાવાનું તૈયાર કરીને ટિફિનબૉક્સમાં આપ્યું હતું; ગયો ત્યારે ખબર પડી કે તે દિવસે અપર ડિવિઝન કેદીની મુલાકાતનો દિવસ નહોતો, 'સી' કલાસના કેદીઓને મળવાનો દિવસ હતો. સ્ટેશન પર ટિકિટબારી આગળ જેમ મુસાફરો ધક્કામુક્કી કરતા હોય, તેમ મુલાકાતીઓ ધક્કામુક્કી કરતા હતા. સળિયાની પાછળ પણ અનેક કેદીઓ હતા. – જેઓ સળિયાવાળી બારી આગળ આવવા ધક્કામુક્કી કરતા હતા. એ શોરબકોરમાં કોણ શું કહેતું હતું, કોને કહેતું હતું તે જાણવું મુશ્કેલ બની ગયું હતું, એક પ્રૌઢ સ્ત્રી હાથ જોડીને રડતી હતી, અને રડતાં રડતાં એની ગામડાની બોલીમાં કોણ જાણે શુંયે બોલતી હતી. તેનો એક શબ્દ પણ એના છોકરાઓ સમજતા હતા કે કેમ તે વિષે શંકા છે. એક ડોસી થોડાં ફળો ને એક ટોપલી વડાં લઈને આવી હતી. તે એના છોકરાને ખાવા માટે આપવા વૉર્ડરને કાકલૂદી કરતી હતી. વૉર્ડર એનો દર વધારતો જતો હતો. "ડૉકટર સાહેબ મંજૂર ન કરે તો શી રીતે અપાય? સી કલાસને તો બહારની ચીજો આપવાનો હુકમ નથી. સી કલાસના કેદીને ખાવાનું આપવું હોય તો મને એક રૂપિયો આપવો પડે, ડૉકટર સાહેબની મંજૂરી માટે બીજો એક રૂપિયો. મારી નોકરી પણ કદાચ જાય. – એ બધું હું વગર પૈસે શા માટે કરું?" ઘણી કાકલૂદી પછી એક રૂપિયામાં સોદો પત્યો. એ બિચારી ડોસીનો એક વર્ષનો સંઘરો હશે. રૂપિયો સિપાઈએ એની પાઘડીમાં ખોસી દીધો. એ ફળ અને એ વડાં યથાસ્થાને પહોંચ્યાં કે નહિ તે કોને ખબર?

દરવાજાની ડાબી તરફ એક કાચની ફ્રેમમાં એક નોટિસબોર્ડ હતું. એની અંદર કાળા રંગની પટભૂમિમાં અનેક સફેદ કાગળો ચોડેલા. એ બધી શાની

નોટિસો હતી તે ખબર નથી. બીજી જેલોમાં ફક્ત જેલ કમિટીના સભ્યોનાં નામો લખેલાં હોય છે. આટલી બધી નોટિસો? લાગતું હતું કે જલદી આઈ.જી.પી. જેલની મુલાકાતે આવવાના છે. નોટિસબોર્ડની નીચે ટેલિફોન રિસીવર હતું. એની પશ્ચિમે વજન કરવાનું યંત્ર હતું — રેલવે સ્ટેશન પર હોય છે તેવું. અને બરાબર દરવાજામાંથી એક રેલવે લાઇન જતી હતી — નૅરોગેજની લાઇનના જેટલી પહોળી હતી.... ડી. એચ. આર.ની કિસનગંજ લાઇનમાં એક બળદગાડીને એંજિનનો ધક્કો લાગ્યો હતો. ચૂંગીપાડાની પાસે ગાડી પાટા પરથી ઊતરી ગઈ હતી. જેલના કારખાનામાં બનતી ચીજોને લઈ જવા માટે એક ટ્રૉલી આ દરવાજા પાસેના પાટા પરથી ચાલતી હતી. પાટાની આસપાસ છાણ પડેલું હતું. લાગતું હતું કે બળદ-ગાડી ત્યાંથી ગઈ છે. સાહેબ તથા મોટા સાહેબ આવવાના છે એટલે બધા અકળાયલા હતા, પણ છાણ ઊંચકવાનું કોઈને સૂઝતું નહોતું. સૂઝયું પણ હોય, પણ કેદીઓ ન જાગે ત્યાં સુધી એ છાણ સાફ કોણ કરે? મહામાન્ય વૉર્ડરો આવું હલકું ને ગંદું કામ શા માટે કરે? પાટાઓ, નોટિસબોર્ડ, વજનનું મશીન, ટેલિફોન, પથ્થર જડેલી જમીન, એ બધું એ જગ્યાનો રેલવે સ્ટેશન જેવો ભાસ ઉત્પન્ન કરતું હતું. મને લાગતું હતું કે હું જાણે ગાડીની રાહ જોતો પ્લૅટફૉર્મ પર કામળો પાથરીને બેઠો હતો.

...સૌરીનને રામકૃષ્ણ મિશનની સત્કાર સમિતિને ખબર આપવા જણાવ્યું હતું – બધા ખાડિયાબાગ ઘાટ પર આવી જાય એવી ખબર આપવાનું કહ્યું હતું. નાનું શહેર, મોટા ભાગના લોકો કોઇ ને કોઈ રીતે સરકાર જોડે સંકળાયલા, – વકીલ, મુખત્યાર, કારકુન, એ બધા જ સરકારના અત્યારના મનોભાવની ગણતરી કરીને જ ચાલનારા. જો તેઓ ન આવે તો? પોલીસના ડરથી નયે આવે. એવું થાય તો? તો જેલના લોકો જ શબદાહ કરે. એ લોકો પાંચ રૂપિયા તથા મોટર લૉરી તો બધાને જ આપે છે. સૌરીનને સરઘસ કાઢવું હતું. ગુરુવારે કલેક્ટર સાહેબે એ શરતે મને મૃતદેહ આપવાનું નક્કી કર્યું હતું કે અમારે સરઘસ ન કાઢવું. પણ લોકો માનતા નહિ હોય એમ લાગે છે. સ્મશાન ઘાટ પર લોકો એકઠા થાય તો? પછી એ લોકો ગમે તેટલી મોટી સંખ્યામાં હોય, તેથી કાંઈ બગડવાનું નથી. મારી શરત પળાય છે. પણ હું કોને અટકાવું? શણના કામદારોના યુનિયનનો સેક્રેટરી દાદો, એક્કાચાલક યુનિયનનો પ્રમુખ દાદો, એ બધાં યુનિયનના સભ્યોને કોણ ના પાડે? ને કલેક્ટર સાહેબને મેં આપેલા વચનની જ કિંમત? ના. ભલે સરઘસ નીકળે. મોટાભાઈનો મૃતદેહ, શહીદનો મૃતદેહ, માસ્તર સાહેબના બેટાનો મૃતદેહ, એનું લોકો સરઘસ

નહિ કાઢે તો કોનું કાઢશે?...ગાડી, મોટર, વિરાટ જનતા, – ફલનાહાર, – દેવદારુનાં પાંદડાં – ઘર ઘરમાંથી ગંગાજળ વર્ષે છે, – બીજે માળેથી કેટલાક તાડનાં પાંદડાંના પંખા પડયા – તે લેવાને દોડાદોડ – ભીડ – ધક્કામુક્કી – બૂમાબૂમ – તે પછી અન્તહીન માણસોના પ્રવાહની સર્પિલી ગતિ...નીરવ 'ગાંધીજીકી જય' નહિ – 'વિલુબાબુની જય' નહિ – મરશિયા નહિ – આવા મોટા જનસમૂહનું અવિચારી વર્તન નહિ, ફક્ત હ્રદયવિદારક શોકજન્ય નિષ્ક્રિયતા. છે ફક્ત 'રાષ્ટ્રીય પરિવાર'ના એક જણ સિવાય બીજા બધા તરફ અપરિસીમ સહાનુભૂતિ – છે દેશહિત વિરોધી તરફ છૂપો ધિક્કાર – છે ભસ્મની દેખાતી શીતળતામાં વ્યર્થ આક્રોશનો જાગ્રત વહ્નિ. એક જ ઇશારો થાય તો આ અસહાય શાન્ત જનતા હિંસક અને ઉન્મત્ત બનીને મને મારીને શરીરના ટુકડે ટુકડા કરીને ફેંકી દે... સંપૂર્ણ હડતાલ,... કાકીમાના ઘરની સામે સરઘસ એક ક્ષણ માટે રોકાયું. શું કાકીમા આ મૃતદેહના મોઢા પરનાં ફૂલો ખસેડી એના મોઢા સામું અનિમિષ જોઈ શકયાં? ફક્ત મોઢું જ ઉઘાડું હશે. ગળું હું કપડાંથી વીંટાળી દઈશ... ફૂલ અને ચંદનને કારણે મોઢાની બીભત્સતા ઢંકાઈ જશે. મોઢાના ખૂણામાંથી કોણ જાણે કયાંથી કયારે લોહીનાં બિન્દુઓ બહાર નીકળી પડયાં – હવે એ સુકાઈને લાલ ચંદન જેવાં દેખાય છે...ના. કાકીમાના ઘરનો સામેથી સરઘસને જવા તો ન જ દેવાય...સ્મશાને વિસ્તીર્ણ જનસમુદ્ર – ચારે તરફ લાલ પાઘડી ફેલાઈ છે – બંદૂકધારી રક્ષકો સાથે મૅજિસ્ટ્રેટ તથા પોલીસનો વડો મોટરમાંથી ઊતર્યા...શબદાહના કામમાં નિષ્ણાત મનતીદા ચિતાનાં લાકડાં સીંચે છે. એ બધી લાગણીઓ તથા ભાવનાઓથી પર છે. એણે પૂછયું, "આ સુધરાઈનાં લાકડાં લાગે છે. મડદાં બાળવાને માટે જયારથી લાકડાં એકઠાં કરવાની શરૂઆત કરી છે, ત્યારથી હું આ જ જાતનાં લાકડાં જોઉં છું. બસ એ બાળીએ એટલે ધુમાડો જ થવાનો. એમ જ થાય ને? થર્ડ કલાસ મ્યુનિસિપાલિટી, – એને વળી લાકડાનો ખર્ચ કયાંથી પરવડે?" મડદાં બાળવાને દિવસે મનતીદાને એક બાટલી દેશી દારૂ પાવો પડે, એની બધાને જ ખબર છે. આજે પણ શું મનતીદા મારી પાસે દારૂની બાટલી માગશે કે? ભસ્મને માટે શું પડાપડી — સ્ત્રીઓએ પાલવમાં બાંધી લીધી...કોઈ કોઈ છોકરાંઓને કપાળે લગાડતા હતા....એ વખતે શું કોઈ પણ મા પોતાના અંતરથી છોકરાને કહી શકતી હશે કે "વિલુબાબુ જેવો થજે"...ના નહિ જ કહી શકે.... જયારે હું તથા મોટાભાઈ ઓરીનો રોગ લઈને બળદ ગાડીમાંથી ઊતરી આશ્રમમાં પ્રવેશ્યા. માના હાથમાં પંખો હતો – બન્ને જણ

એ પથારીમાં સૂતા હતા – પોતાની ચિંતા તથા મનોવેદના દબાવવાનો પ્રયત્ન કરતાં મા એટલું જ બોલેલી : "તમે લોકો મને ગાંડી કરી મૂકવાના." માએ બરાબર જ કહ્યું હતું... એક ક્ષણમાં જનતાનો સંયમનો બંધ તૂટી ગયો. 'જય ! ગાંધીજીકી જય', 'વિલુબાબુકી જય', 'નોકરશાહીકા નાશ હો' જયધ્વનિથી સમગ્ર વાતાવરણ ગાજી ઊઠ્યું. મિલના પેલા મજૂરે વખતસર જ સૂત્રો પોકારવાં શરૂ કરી દીધાં હતાં. એણે નેતૃત્વ લીધું હતું. આવા સુકલકડી માણસના ગળામાંથી આવો બુલંદ અવાજ શી રીતે નીકળતો હશે ? એ બોલતો હતો, "વન્દે" જનતા બોલતી હતી "માતરમ્". એ બોલતો હતો "વિલુબાબુકી" જનતા કહેતી હતી "જય" ! દરેક વખતે બોલતાં બોલતાં તે એનો ડાબો હાથ ઊંચો કરતો હતો. લાગતું હતું કે આંગળી ઊંચી કરી એ આકાશની કોઈ અજ્ઞાત દિશાને ચીંધતો હતો... પોલીસે ભીડને હઠાવી દીધી. હળવા લાઠીચાર્જની પણ જરૂર રહી નહિ. મજૂરોના નેતાનો અવાજ ફાટી ગયો હતો, અને હાથ ઊંચો કરીને એ જયોચ્ચાર કરવાનો પ્રયત્ન કરતો હતો. એથી હવા ભરેલા રબર ટાયરમાં એકાએક કાણું પડે ને જેવો અવાજ થાય એવો અવાજ એના ગળામાંથી નીકળતો હતો.

જે તરફ જેલ સુપરિટેન્ડેન્ટનો ઓરડો હતો, જેલના દરવાજાના તે તરફના ખૂણામાં જાતજાતના સજાનાં ઉપકરણોથી દીવાલ ભરાયલી હતી — જાતજાતની હાથકડી, 'ડંડાબેડી', 'સાંકળ જડેલી બેડી', — કોઈએ જેલની અંદરના વૉર્ડરની સાથે કડકાઈથી વાત કરી, કોઈએ જેલના સાહેબને બતાવ્યું છે કે કડછામાં સાડા પાંચ છટાંક ભાતને બદલે ફક્ત સાડા ત્રણ છટાંક ભાત આપ્યો છે, કોઈએ ઝઘડો કર્યો છે કે ત્રણ મહિનાથી તાંદલિયાની ભાજી સિવાય બીજું કશું શાક મળ્યું નથી. કોઈએ ઝાડ ઉપરથી બીલું પાડ્યું. આવા અનેક જેલની અંદરના ગુના માટેની સજાને માટે આ બધા સજાના પ્રકારોનું અહીં પ્રદર્શન કર્યું છે. કેટલાંક મોટાં પીપોમાં સેંકડો વાંસની લાઠીઓ રાખી હતી. તેની પાસે એક સ્ટેન્ડના અંદરના ભાગમાં નેતરની સોટીઓ રાખેલી હતી. હાથમાં પકડી શકાય તે માટે એ સોટી પર ચામડાના પટા લગાવેલા હતા. અને ઉપરની બાજુ પોલીસના બૅટન ટાંગવામાં આવ્યા હતા અને ડાબી બાજુ તરફ દીવાલના હૂકમાં લાલ ડોલો ટાંગી હતી — એ ડોલો પર લખ્યું હતું FIRE. એક તરફ જેના ઉપરના ભાગને કપડાંથી વીંટાળીને મશાલ બનાવી હતી તેવા કેટલાક વાંસ પડયા હતા. રાતે જ્યારે કેદીની સંખ્યાનો ઠીક મેળ મળતો ન હોય ત્યારે એ મશાલો ગ્યાસતેલમાં બોળી, સળગાવી વૉર્ડરો ખોવાયેલો કેદી ઢૂંઢે. એને બદલે એ લોકોના હાથમાં ફાનસ કે ટોર્ચ આપી હોય

તોપણ કામ સરી જાય, પણ એને બદલે આટલી બધી માથાકૂટ. એક વાર કેદી ભાગી ગયાનું રીહર્સલ થતું હતું. 'પાગલા' ઘંટી વાગતી હતી. સાહેબ સેન્ટ્રલ ટાવર પર ઊભા હતા. વૉર્ડરો સાહેબને પોતપોતાની કાર્યકુશળતા દેખાડવા માટે મશાલ લઈને આમથી તેમ દોડાદોડ કરતા હતા. એમની શોધ ઝાડ અને સંડાસની અંદર જ વધારે થતી હતી. સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ, ઓ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ, કેદી સાચેસાચ ભાગી ગયો છે કે આ પ્રેક્ટિસની 'પગલી' વાગે છે?" શોધ પૂરી થયા પછી સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ અમારા વૉર્ડમાં આવ્યા. અમે બધા ત્યારે ડાહ્યાડમરા છોકરાની જેમ પોતપોતાની પથારીમાં સૂતા હતા. પણ પછી કંઈ વાત આગળ વધેલી નહિ.

ટન્ ટન્ કરતા બેના ટંકોરા પડ્યા.

હવે માત્ર ત્રણ કલાક બાકી રહ્યા. આજકાલ સાડા પાંચ વાગ્યા પહેલાં સૂર્યોદય થતો નથી. તે પછી? તે પૂર્વે જ આ કામકાજ એમણે પતાવવાનું જ રહ્યું. કારણ કે સૂર્યોદય થતાંવેંત જ જેલનું દૈનંદિન જીવન શરૂ થઈ જશે. સાત વાગ્યા પહેલાં જ કેદીઓને કાંજી વગેરે આપી દેવાશે. કારણ કે સાત વાગ્યે તો કારખાનું ખૂલશે. સાડા પાંચ વાગ્યે જો ચૂલો ન સળગાવે તો કેદીઓની પેટપૂર્તિનું કામ સાત વાગ્યા પહેલાં પતે ક્યાંથી? જે કેદીઓ રસોડામાં કામ કરે છે, તેમને પણ પ્રાતઃકર્મ કરવા માટે સમય આપવો જોઈએ ને? ના. જરૂર પાંચ વાગ્યા પહેલાં જ કામ પતી જવાનું...

...મોટાભાઈ હમણાં શું કરતા હશે? કદાચ સળિયા પકડીને અંધારામાં નક્ષત્રખચિત આકાશ તરફ તાકી રહ્યા હશે અને બ્રહ્માંડના વિચારોમાં ડૂબી ગયા હશે. એ મારો વિચાર પણ કરતા હશે કે? મોટાભાઈને ક્યારેય મારે વિશે ગેરસમજ નહિ થાય. આ વિશે મોટાભાઈ જોડે નિખાલસતાથી વાત કરી હોત તો સારું થાત. હું જાણું છું કે મોટાભાઈની આગળ મારે મારા વર્તન વિશે ચોખવટ કરવાની જરૂર ન હોય, તેમ છતાં એમ થઈ શક્યું હોત તો મારું મન હલકું થઈ જાત. એમની પાર્ટીનો કાર્યક્રમ અમલી બનાવવો એનો અર્થ જ પરોક્ષ રીતે ફાસીવાદી તત્ત્વોને મજબૂત કરવાં — આટલી સરળ વાત પણ શું મોટાભાઈ નહિ સમજી શકતા હોય? આમ છતાં આવી બધી દલીલો કરવા છતાં મારા હૃદયની અંદર કશું ખચખચ કરતું મને વીંધતું હોય એવું મને લાગે છે. મને લાગે છે કે આ તર્કરહિત લાગણીપ્રધાનતાનો એ અહેતુક અનુપાત છે. અમારી પાર્ટીના સ્થાનીય શાખાના સભ્યોને મતે મેં મોટાભાઈની વિરુદ્ધ સાક્ષી આપી તે ઠીક કર્યું

નથી. મોટાભાઈની વિરુદ્ધ નહિ — એમનો મત છે કે અમારું કર્તવ્ય એ હતું કે દેશના લોકોને તેમનો ભ્રમ એમની આંખમાં આંગળાં ખોસીને ભાંગી નાખવો જોઈએ અને તેમને સમજાવવા જોઈએ. એમને પોલીસને સોંપી દેવા એ અમારું કર્તવ્ય નથી. દુનિયાના બધા લોકોને જે કરવું હોય તે કરે, પણ મારી પાર્ટીના લોકોનો મારા કાર્યને માટે આવો મત — unkindest cut of all. માકર્સ-વાદનું સૂક્ષ્મ વિશ્લેષણ કદાચ હું સમજી શકતો નહિ હોઉં. જેટલો સમય મોટા-ભાઈના પક્ષમાં હતો, ત્યાં સુધી એમનો જ હુકમ મને શિરોમાન્ય હતો. એમનું વાક્ય જ મારે મન વેદવાક્ય હતું. 1942ના ફેબ્રુઆરીમાં મોટાભાઈ હજારીબાગ જેલમાંથી છૂટયા. સિકયોરિટી કેદીઓની scrutiny શરૂ થઈ ગઈ હતી. એક હાઈકોર્ટ જજની ઉપર એ કામનો ભાર નાખ્યો હતો. એ જજ કોઈ ભાટે કરીને મહારાષ્ટ્રી હતા. મોટાભાઈ છૂટ્યા પછી એપ્રિલમાં અમને દેઉલીથી હજારીબાગ જેલમાં લઈ આવ્યા. સાંભળ્યું કે બધાને પોતપોતાના પ્રદેશમાં લઈ જવાના હતા. પછી મને 18મી જૂને છોડી મૂકયો. ફાસિસ્ટ વિરોધી દળને હવે જેલમાં રાખવાની જરૂર નહોતી, એવી સરકારની તે વખતે નીતિ હતી.... જેલમાંથી છૂટતી વખતે આટલો આનંદ પહેલાં કયારેય થયો નહોતો. ફાસીવાદના જન્મજાત શત્રુ તરીકે સર્વહારાની સેવામાં હું તનમનથી લાગી જઈશ, અને જરૂર પડે તો એમને માટે હસતાં હસતાં ફાંસીને માંચડે ચડવાનો મેં નિર્ધાર કરેલો — આવો સુઅસવર આપવા માટે સરકાર તરફ કૃતજ્ઞતાના ભાવથી મારું હૃદય ભરાઈ ગયું હતું. સ્પેનના કાર્યકર્તાઓની વાતો, ચીનના મરણજયી વીરોની વાતો, માઓ ત્સે તુંગનું શૌર્ય અને એની નિષ્ઠા, ચન્દ્રદેવના વર્ગનાં રોજનાં ભાષણો, એ બધાંએ મારા શરીરમાં ચૈતન્યનો જુવાળ આણ્યો હતો. મારા જિલ્લાનું કેટલુંય કામ મારી રાહ જોતું હતું, ત્યાં લોકો મહાત્માજી અને માસ્તરસાહેબ સિવાય બીજા કોઈને જાણતા નહોતા. અંધ-વિશ્વાસની આ વેરાનભૂમિમાં મારે માકર્સવાદી વિચારધારાની વાવણી કરીને પછી લણણી કરવાની હતી. આશ્રમમાં માને મળ્યા સિવાય ચાલે એમ નહોતું. મારા ઑપરેશન વિષે એને પારાવાર ચિન્તા થતી હતી. એ બધાને નિરાંતે મળીને પછી કામે લાગી જવાનું મેં નક્કી કર્યું. મોટરબસ, કોર્ડામા સ્ટેશન, ગયા વેઇટિંગમાં કેટલો બધો મચ્છરનો ત્રાસ હતો ? – કિઉલ – સાહેબગંજ, મનિહારીઘાટ, કટિહાર રસ્તાનો જાણે અંત આવતો નહોતો.

એ વ્યાકુળતાએ આજે મારે માટે આ પરિસ્થિતિ જન્માવી. મોટાભાઈ... અમારી પાર્ટીના કૉમરેડના મત પ્રમાણે જનમત અત્યંત દુઃસહ છે, પણ એ ખોટું છે. દુનિયાભરના લોકોની ભૂલ ભલે થાય પણ મારી ભૂલ નહિ થાય. એ 1942ના ઑગસ્ટના પ્રસંગોની પાર્શ્વભૂમિકામાં મારા કામનો વિચાર કરવો જોઈએ... એક વિદ્યુતશક્તિએ દેશભરના લોકોને બેબાકળા અને દિશાશૂન્ય બનાવી દીધા હતા. જ્યાં જાઓ ત્યાં જણાય કે ગાંડાઓનાં કેદખાનાંનાં ફાટક ઉઘાડી દેવામાં આવ્યાં છે. વિક્ષુબ્ધ અર્થાત્ નશાગ્રસ્ત જનતા શું કરવું તે વિચારી શકતી નહોતી. માઈલો સુધી રેલવેના પાટા ઉખાડી નાખવામાં આવ્યા છે — લોખંડના રેલવેના પાટા, ભારે ભારે રેલવે સ્લીપરો, ને બીજી કેટલીય ચીજો દૂરની નદીમાં ફેંકી દેવામાં આવી હતી. ટેલિગ્રાફના તાર કાપવાનો, પોસ્ટ ઑફિસ તથા દારૂની દુકાનો સળગાવવાનો ભાર ગામડાનાં બાળકો પર પડ્યો હતો. મોટી ઉંમરના લોકો આ બધા કામથી હાથ ખરડવા માગતા નહોતા. તાર કાપવાનું આટલું સહેલું છે, ટેલિગ્રાફના તાર આટલી આસાનીથી ઊખડી શકે છે, તેની લોકોને જાણ નહોતી. પકડ, કાનસ, છરી, કટારી કશાની જરૂર નહિ. દોરડાં ઢીલાં કરીને છોકરાઓ એની પર ઝૂલતા હતા, તો ક્યાંક મચડીને ભાંગી નાખતા હતા. મોટાઓને નવો કાર્યક્રમ જોઈતો હતો. શું કરવું એની એમને સૂઝ પડતી નહોતી. રેલવે સ્ટેશન, સરકારી કચેરીઓ, સબરજિસ્ટ્રારની ઑફિસ બધું નામશેષ થઈ ગયું હતું. એમના હાથમાં કશું કામ હતું નહિ. જ્યાં જ્યાં લોકોનાં ટોળાં જતાં હતાં ત્યાં ત્યાં શક્તિના સ્તંભો ઊખડી પડતા હતા, અને સત્તાનાં પ્રતીક માથાં નમાવીને ઊભાં રહેતાં. સરકારી નોકરો જનતાની ખુશામત કરતા હતા, મારવાડી છાનાછૂપા પૈસા આપતા હતા, જમીનદારની કચેરીના મુનીમ તેમને એક વર્ષનું મહેસૂલ માફ કરવાનું આશ્વાસન આપતા હતા ને લોકો માટે ભોજનની વ્યવસ્થા કરતા હતા. દારોગા સાહેબ ગાંધીટોપી પહેરી, રાષ્ટ્રધ્વજ હાથમાં લઈ, લોકોને ખુશ કરવા પ્રયત્ન કરતા હતા. ચોકીદાર એનો ગણવેશ સળગાવીને પોતાની નોકરીનું રાજીનામું આપતો હતો. ગરીબ ખેડૂતને એ વાતનો આનંદ હતો કે હવે તેમને મહેસૂલ નહિ આપવું પડે ને ચોકીદારી ટૅક્સ નહિ આપવો પડે. કશું નવું કરવાનો અવસર મળતો નહોતો. ફરવીસગંજ લાઇન પર જ્યાં રેલવેના પાટા હજી સલામત હતા ત્યાં એંજિન ડ્રાઇવર તથા ગાર્ડ જનતાના હુકમ પ્રમાણે ગાડી ચલાવતા હતા. દરેક સ્ટેશને ટિકિટબારી પર લખ્યું હતું, "ટિકિટ લઈને મુસાફરી કરવાની મનાઈ છે. ગડવનેલી નિશાળના વિદ્યાર્થીઓ સતત

પોકારો કરતા હતા, "ગાડી કિસકી ?" "હમારી." "એંજિન કિસકા ?" "હમારા." "સ્ટેશન કિસકા ?" "હમારા." કેટલાક લોકો ગાડીમાં ટિકિટચેકરનું કામ કરતા હતા — તેઓ જેની પાસે ટિકિટ હોય તેને ગાડીમાંથી ઉતારી મૂકતા હતા. એક મુસાફર પાસેથી વીકએન્ડ રિટર્ન ટિકિટનું અડધિયું નીકળ્યું. "ઉતર જાઓ, અભી ઉતરો. તુમ સ્વરાજ નહીં ચાહતે હો." એ કરગરવા લાગ્યો. એ કહેવા લાગ્યો, "આ તો જૂની ટિકિટ છે." પણ કોણ એની વાત સાંભળે ? સાંકળ ખેંચી, ગાડી ઊભી રખાવી અને એને ઉતારી મૂક્યો. થોડે દૂર જઈને રસ્તા વચ્ચે પાછી ટ્રેન ઊભી રહી. તિવારીજી આ તરફ સભાને સંબોધવા ગયા હતા. એ જગ્યાએ બે કલાક રાહ જોયા પછી, દૂરથી કોંગ્રેસના ધ્વજવાળી એમની બળદગાડી દેખાઈ. તિવારીજી બળદગાડીમાંથી ટ્રેનમાં ચડયા. 'ઇન્કિલાબ ઝિન્દાબાદ'નાં સૂત્રોથી આકાશ ગાજી ઊઠયું. ગાડી ઊપડી. દરેક સ્ટેશને, ખુરશીઓ, ટેબલ, ઘડિયાળ, સ્ટેશન માસ્તરની ઑફિસ જેની પર લખેલું હોય તે નામનું બોર્ડ, મોટા મોટા ચોપડાઓ, બધું ભેગું કરીને એ ઢગલાને આગ ચાંપવામાં આવતી હતી. રેલવે કર્મચારીઓની પણ લોકો તરફ સહાનુભૂતિ હોય એમ દેખાતું હતું. કોઈ ઠેકાણે કોઈને કોઈ રોકનાર નહોતું. પણ લોકો સ્વેચ્છાએ તોફાની ટોળાંને મદદ કરતા હતા. એક વિદ્યાર્થી પ્લૅટફૉર્મ પરની એક બત્તી લઈને નાચતો હતો ને બધાનું મનોરંજન કરતો હતો. કસવા સ્ટેશન પર નિશાળ તથા કોલેજના વિદ્યાર્થીઓ ટિકિટચેકર બચ્ચાસિંગને ટાંગાટોળી કરી એને મારતા હતા ને જૂનું વેર વાળતા હતા... ચુકરી થાણામાં "મહાત્માજીકા ઇજલાસ" બેઠી હતી. હવે કોઈને સરકારી અદાલતમાં જવાની જરૂર નહોતી. દારોગાબાબુને પકડયા હતા. એમને જનતાની જેલમાં લઈ જવામાં આવતા હતા. એમને બીજા વર્ગના કેદી તરીકે ગણવાનો હુકમ થયો ને જનતાના ન્યાયાધીશે કહ્યું, "ઉનકો પૂરી ખિલાના રોજ, ઔર દેખના ઉનકી બીબી જહાં જાના ચાહે વહાં ઉનકો પહુંચા દેના, બહુત હિફાજતસે." જેલ તોડીને કેદીઓ ભાગતા હતા. જેલ પર કોંગ્રેસનો રાષ્ટ્રધ્વજ લહેરાતો હતો. સરકારી તિજોરીની નોટો સળગાવાતી હતી. પશ્ચિમમાં ગોરખપુર જિલ્લાથી માંડીને પૂર્વમાં પૂર્ણિયા જિલ્લા સુધી આવી જ પરિસ્થિતિ હતી. સંપૂર્ણ અરાજકતા — ફાસિસ્ટોનું રાજ હતું. રાષ્ટ્રની શક્તિનો વિરાટ અપવ્યય થતો હતો — સંયમ નહોતો, વિશૃંખલા હતી, દૂરદષ્ટિનો સદંતર અભાવ હતો, દુર્લભ નિઃસ્વાર્થ ત્યાગના મહિમાથી મહાન બનવાની વૃત્તિ વ્યાપેલી હતી. લાલ પાઘડી પહેરેલા યમદૂત જેવા પોલીસ, હેલમેટ પહેરેલા ગોરા સૈનિકો, બંદૂક, ટૉમીગન કશુંય

જનતાને વિચલિત કરી શકતું નહોતું... દૂર વીરગામ સ્ટેશનના બજારમાં ટોમીગનનો અવાજ આવતો હતો — ત્યારે આ તરફ મકાઈનાં ખેતરોમાં છોકરાઓ એની નકલ કરતાં સ્ટેશનની 'ફૉગ સિગ્નલ'ની ગોળી ફોડતા હતા. એ લોકો શા માટે એમ કરતા હતા, તેની તો એમને ખબર નહોતી. હોળીને દિવસે ગામના લોકો ભાંગ પીને જેમ બેફામ રીતે વર્તે છે, તેવું જ નશો કરેલા જેવું એ લોકોનું વર્તન હતું. બેલગામ ઉત્તેજનાને મોટાભાઈના દળના લોકો ક્રાન્તિની પૂર્વઝાંખી કહે છે. તો સાચી ક્રાન્તિ આવી જ અંધાધૂંધીભરી, ઢંગધડા વિનાની હશે કે? વીરગાંવમાં ક્રાન્તિનો સર્જક કોણ હતો? વિનાયક મિશ્ર. એ સર્વેસર્વા છે. ગામલોકોનો નેતા. એ ક્રાન્તિ પહેલાં ગામમાં સત્યનારાયણની કથા કરતો, ગોરપદું કરતો, ને વ્રત વખતે પૂજા કરાવવા જતો, હિન્દુ મિશનમાં ભાષણ આપતો, ખ્રિસ્તી સાંતાલોની શુદ્ધિ કરતો. કોંગ્રેસનું મંત્રીમંડળ હતું ત્યારે કોંગ્રેસ પ્રધાનો જ્યારે પ્રવાસે નીકળે ત્યારે એમની જોડે એમનું શરીર ઘસાય એ રીતે એ મોટરમાં બેસતો, એ હાથ જોતો, લગ્નનું મુહૂર્ત કાઢી આપતો, જન્મકુંડળી તૈયાર કરતો, આયુર્વેદ, હોમિયોપથી, જડીબુટ્ટી, મૂળિયાંપાંદડાં એમ બધી જાતની દવા આપતો, ને રોજગાર કરતો. એ જાડું હિન્દી પુસ્તક એ એની પૂંજી. એમાં દવાના નુસખા હોય, ને પૂજાવિધિના મંત્ર પણ હોય. આદિવાસી વિસ્તારમાં કાલીપૂજા વખતે કાલીમાતાના મંત્ર વખતે એ હિન્દી પુસ્તકમાંથી રામાયણની કથા કહે. આવો માણસ એમની ક્રાન્તિનો સ્રષ્ટા ને નેતા. પછી એ 'ક્રાન્તિ' કેવી હોય! આ બધી વાત કોણ સમજાવી શકે? મેં કશું ખોટું કર્યું નથી. મેં તો ફક્ત મારી ફરજ બજાવી છે. હું સાક્ષી ન આપત તો બીજું કોઈ આપત. સરકાર પાસે માણસોની ખોટ નથી. ફેર એટલો જ કે બીજો કોઈ સાક્ષી આપત તો લોભને વશ થઈને આપત જ્યારે મેં તો મારા રાજકીય સિદ્ધાંતને વફાદાર રહીને મારી ફરજનું પાલન કરવા આપેલી. મોટાભાઈની સાથે આ વિષે હૃદય ખોલીને ચર્ચા કરી હોત તો સારું થાત. ના, પણ એનાથી કશું વળત નહિ. હું બોલ્યા કરત અને મોટાભાઈ કશું બોલ્યા વિના ધીરજથી બધી વાત સાંભળત અને વચમાં વચમાં સ્મિત ફરકાવત. કદાચ વચમાં એકાદ બે એવી વાત કહેત કે જેથી મારી બધી દલીલો પર પાણી ફરી વળત. એ જ્યારે મૃદુ સ્મિત કરતા, અને એમના ગાલમાં ખાડા પડતા, ત્યારે મને સમજાતું કે મારી તર્કસિદ્ધ જોરદાર દલીલો, ચર્ચા એ બધાએ એમની વિચારધારા પર અંશમાત્ર પણ અસર કરી નથી, ને એ તો એવા કોરા ને કોરા રહી ગયા છે. એમનું સ્મિત કે હાસ્ય મને પરાસ્ત કરવાને નહિ, પણ મારાં

હથિયાર હેઠાં મુકાવવાને માટે હોય. વળી એઓ બેચાર એવા ટૂંકા પ્રશ્નો પૂછે કે મારી બધી દલીલો ક્ષણમાં બુઠ્ઠી બની જાય.

ગયે અઠવાડિયે જ્યારે મોટાભાઈને મળવા આવ્યો હતો, ત્યારે એ વિષે મેં એમને કશું પૂછ્યું નહોતું. ચર્ચા કરવામાં હું હારી જઈશ એ બીકે નહિ, પણ સંકોચને કારણે. એ શું અપરાધી મનનો સંકોચ હતો? ના, મેં કંઈ અપરાધ કર્યો નથી. તો પછી અપરાધી માનસમાંથી ઉત્પન્ન થતો સંકોચ મારા મનમાં હોય જ ક્યાંથી? આ બધી વાત એ સમયે ઉપસ્થિત કરવી, એમાં ઔચિત્ય નહોતું કે એમાં સુરુચિ નહોતી તેને લીધે મારો સંકોચ હતો. અંતિમ ક્ષણની રાહ જોતાં જેને તુલસીની નીચે લઈ જવામાં આવ્યા છે, તેને એમ પૂછવું કે તમે વીલ ક્યાં રાખ્યું છે, એમાં સુરુચિ તો નથી જ ને? ના, મોટાભાઈને સમજાવવાની જરૂર નહોતી. એ મારી સ્થિતિ બરાબર સમજી ગયા છે.

ખાખી અર્ધું પાટલૂન પહેરેલો એક છોકરા જેવો લાગતો ઑફિસર દરવાજાની અંદર આવ્યો. કદાચ આસિસ્ટન્ટ જેલર રાત્રે જેલના રાઉન્ડ પર નીકળ્યો હશે.

ગયે અઠવાડિયે મોટાભાઈની જોડે એમના સેલમાં મુલાકાત થઈ હતી. સાથે છૂપા પોલીસનો માણસ હતો. એક વૉર્ડર પહેલેથી જ ત્યાં ઊભો હતો. એ ત્યાં હાજર હોય, ત્યારે શું વાત થઈ શકવાની હતી? મારા હાથમાં રૂમાલમાં બાંધેલાં કેટલાંક ફળ હતાં. અંદર જતી વખતે, છૂપી પોલીસે મશ્કરી કરતાં કહેલું, "જુઓ ભાઈ! અંદર કંઈ ગેરકાયદેસર સંતાડ્યું નથી ને? નહિ તો મારી નોકરી જશે. આ પ્રદેશમાં બંગાળીની નોકરી. એ કેવો શંકાસ્પદ મામલો છે તે તો જાણો છો. એ તો સારૂં છે કે મને આ ખાતામાં નોકરી મળી છે." પછી એને રૂમાલ ખોલીને અંદર શું છે તે બતાવવા જતો હતો, ત્યાં એણે કહ્યું, "રહેવા દો. એ તો મેં અમસ્તું કહ્યું હતું. તમે તો સારા માણસ છો. હું કંઈ માણસને ઓળખતો નથી?" આના કરતાં મોટું સર્ટિફિકેટ કોઈ રાજકારણના માણસને બીજું ક્યાંથી મળે? એ માટે હું તૈયાર નહોતો. મોટાભાઈની વિરુદ્ધ સાક્ષી આપ્યા પછી મારા પર બધા શંકાની નજરે જોતા હતા... મોટાભાઈ સેલમાં સળિયાની પાછળ ઊભા હતા. જથરપથર વાળ, માંદા હોય તેવા લાગતા હતા; નાક ઊંચું થઈ ગયું હતું. શરીરનો રંગ ફિક્કો પડી ગયો હતો. હાથ પર ને પગમાં કાળા ડાઘ પડી ગયા હતા. એમનું હસતું મોઢું, ઔત્સુક્ય ભરેલી કોમળ દૃષ્ટિ મને દુઃખ વ્યક્ત કરવાનો અવકાશ આપતાં નહોતાં. એમણે જ શરૂઆતમાં કહ્યું, "રૂમાલમાં શું છે?" વાતની

કેમ શરૂઆત કરવી એ મારો સંકોચ એમણે દૂર કર્યો... "કાકીમાએ આ ફળ મોકલ્યાં છે." "એમ કે? કાકીમા કેમ છે? એમણે કશું કહેવડાવ્યું છે?" શરૂઆતમાં તો થયું કે સાચી વાત કહી દઉં કે કાકીમાએ તો ખાવાપીવાનું છોડી દીધું છે. ના, શા માટે મોટાભાઈના સ્નેહાતુર મનને નકામું ભારે બનાવી દેવું? મેં કહ્યું, "ઠીક છે, તમારી વાત કર્યા કરે છે." એમનું મોઢું જોઈને મને થયું કે મોટાભાઈ મેં જે વાત દબાવવાનો પ્રયત્ન કર્યો તે જાણી ગયા છે. છૂપી પોલીસે કહ્યું, "બારણાં ઉઘાડી નાખો, અંદર જઈને બેસોને." મેં કહ્યું, "રહેવા દો." પણ વૉર્ડરે બારણું ઉઘાડી નાખ્યું. કોઈ સવાલ પૂછી શકયો નહિ. મોટાભાઈ મારી મૂંઝવણ સમજી ગયા હતા. હું ખોવાઈ ગયો હતો. એમણે જાતે જ મને જાત-જાતના સવાલો પૂછયા. મેં જવાબ આપ્યા કર્યા. જતી વખતે મોટાભાઈએ મને કહ્યું; "માને મળજે." એ મોટાભાઈ જોડે મારી છેલ્લી વાતચીત હતી. એમની એ છેલ્લી વાત. એમની છેલ્લી ઇચ્છા હું પૂરી કરી શકયો નહિ. મા આક્રંદ કરતી કરતી મને શુંનું શું કહેશે એ વિચારે હું ધ્રૂજી ઊઠતો હતો એટલે ગયો નહિ. મોટાભાઈ મારા મનની વાત બધી સમજે છે, છતાં એટલું ન જાણી શકયા કે માને મળવાનું મારે માટે શી રીતે સંભવિત છે? એમને તો ખબર છે કે મને શું ગમે અને શું ન ગમે. એક વાર મેં મોટાભાઈને એમને મનગમતી કવિતા લખવા કહેલું. હું મોટા મોટા કવિઓની ભુલભુલામણીમાં પાડે એવી કવિતા સમજી શકતો નથી. તેથી મોટાભાઈએ હું સહેલાઈથી સમજી શકું એવી કવિતા લખી આપેલી—

ચાહું છું હું બધાને મળે પૂર્ણ અધિકાર,
એનાથી ઓછું મને કશું ખપે નહિ.
પરપુષ્ટ ધનિકોની ઉપેક્ષા કયારેય સહીશ નહિ,
શ્રમજીવીઓના શોષણનો પ્રતિકાર થાય,
એ દિવસની અનિમિષ નેત્રે રાહ જોતો બેઠો છું.
મને અડગ શ્રદ્ધા છે કે
યંત્રમાં પિસાતા શ્રમજીવીઓના હતાશ નિશ્વાસ
પ્રલય સર્જશે; બીજો કોઈ માર્ગ નથી.
નવો સૂર્ય ઊગશે; ભૂખથી ચિમળાયલા મુખ પર
ફૂટી ઊઠશે હાસ્યરેખા. ન હોય કોઈની પાસે
અતુલ અગાધ સંપત્તિ.

સામ્યના રાજ્યમાં ચિન્તા ફક્ત કાર્યની જ હશે.

જીવન કેમ જિવાશે તેની નહિ.

આગળ કંઈ યાદ આવતું નથી. મને કવિતા મોઢે હતી. બે વર્ષમાં મારું કેટલું પરિવર્તન થઈ ગયું છે! મેં મોટાભાઈના પ્રવાહમાંથી છૂટવા પ્રાણપણે પ્રયત્ન કર્યો છે. એથી જ મને લાગે છે કે મારા અચેતન મને, મારા સ્મૃતિપટેથી આ કવિતા ભૂંસી નાખવામાં સહાય કરી છે. એ કવિતા માના ઓરડાના વરંડામાં મેં ટાંગી રાખી હતી. અત્યારે ત્યાં હશે કે નહિ તે કોને ખબર? હવે જઈને શોધીશ.

"જગે હુએ હો ક્યા બાબુજી?"

જોઉં છું તો સૂબેદારસાહેબ ક્વૉર્ટર્સમાંથી પાછા આવતા હતા. એમનું મોઢું ને આંખો જોતાં એમ લાગતું હતું કે એમણે થોડી ઊંઘ ખેંચી કાઢી હતી. હું સફાળો બેઠો થયો.

"બૈઠિયે, બૈઠિયે, આરામ કીજિયે, બાબુજી." કોઈની જોડે વાત કરવાનું મન થતું નહોતું. સૂબેદારસાહેબ દરવાજાની અંદર ગયા. ઑફિસ તરફ જતા હતા. કદાચ સાંજે પાથરેલી પથારી લેવા જતા હશે.... મોટાભાઈ હમણાં શું કરતા હશે? કદાચ કાગળ લખતા હશે. મોટાભાઈ જરૂર થોડા કાગળો લખી જશે. નિહાલસિંહને નોટબુક તથા પેન્સિલ લેવા જ પૈસા આપ્યા હતા. તેમાંથી એણે એ ચીજો મોટાભાઈને લાવી આપી હશે કે નહિ તે કોને ખબર? આપી હોય તોપણ એને સેલમાં રાખવી મુશ્કેલ છે — જરૂર રોજ ત્યાં તપાસ થતી હશે. લખવાની સગવડ હોવા છતાં, મોટાભાઈ કંઈ બધાની જેમ કાગળ લખે નહિ. એમનું મન જ અદ્ભુત છે. એ કોઈ પણ કામને ગૌરવહીન રીતે અથવા અરુચિકર રીતે કરે, એ હું કલ્પી જ શકતો નથી. ...મેરી ઍન્ટોનેટને વિશે સાંભળ્યું છે કે, મૃત્યુદંડની આગલી રાતે એના બધા વાળ સફેદ થઈ ગયા હતા. મોટાભાઈના વાળ સફેદ થઈ જાય તે હું કલ્પનામાં પણ માની શકું નહિ. એ જરૂર નિરાંતે ઊંઘતા હશે. સર વૉલ્ટર રૅલેએ હત્યા કરવાના લાકડા આગળ માથું નીચું કરતાં પહેલાં જલ્લાદની મશ્કરી કરતાં કહ્યું હતું: "જોજે ભાઈ, મારી લાડથી ઉછેરેલી દાઢીને કાપતો નહિ." પહેલાં મને આ ગપ્પું હશે એમ લાગેલું. ફાંસીને માંચડે ચડતાં પહેલાં કેટલાય રાજબંદીઓના જુદી જુદી જાતના વર્તનની વાત મેં સાંભળેલી. કોઈ બેભાન થઈ ગયેલા, કોઈએ સુપરિન્ટેન્ડેન્ટને ગાળો દીધેલી, કોઈએ ભગવાન પર દોષનો ટોપલો ઓઢાડેલો, તો કોઈએ ભગવાનનું છેલ્લી ક્ષણે સ્મરણ

કરેલું, કોઈએ ભાષણ કરવાનો નિષ્ફળ પ્રયત્ન કરેલો, કોઈ "સરફરોશીકી તમન્ના" ગાતાં ગાતાં નિર્વિકાર ભાવે માંચડાનાં પગથિયાં ચડતાં માંચડા પર આવીને ઊભા રહેલા. પણ મોટાભાઈ તો જરૂર કહેવાના કે આ બધું છીછરું ને નાટકી વર્તન કહેવાય. મોટાભાઈ એવું કશું નહિ કરે. એમના હોઠ પર તો અવજ્ઞાભર્યું સ્મિત જ હોવાનું. એ ઉપેક્ષાની સામે સુપરિન્ટેન્ડેન્ટની આંખો નીચી ઢળી જશે; મૅજિસ્ટ્રેટ બીજી તરફ નજર ફેરવશે, જેલર અમસ્તી અમસ્તી ટૉર્ચ સળગાવી કાંડા પરની ઘડિયાળમાં જોશે. જે નિર્વિકાર કેદી 'રેમિશન' કે પાંચ રૂપિયાને લીધે ઘાતકનું ઘૃણાસ્પદ કામ કરે છે એના પણ છાતીના ધબકારા વધી જશે. મોટાભાઈ એ સિવાય કોઈ બીજી રીતે વર્તે એ તો સ્વપ્નમાં પણ હું કલ્પી શકું નહિ...

ખટ્, ખટ્, ખટ્. દરવાજા આગળના બીજા માળ ઉપરથી કોઈ નીચે ઊતરે છે. બળનો નશો જેને ચડેલો છે એવી ગર્વાંધ વ્યક્તિનો પૌરુષવાચક એ પદધ્વનિ હતો — ધરતી તું સમજી લે. આ સ્થાનમાં બીજી કોઈની હકૂમત કે આદેશ ચાલવાનાં નથી — અહીં હું જ સર્વેસર્વા છું — એ ભાવ... હું ક્યારનોય આ અવાજની રાહ જોતો હતો. જેલના ખાખી પોશાકમાં એક કદાવર માણસ નીચે ઊતર્યો. દરવાજા પરના સંત્રીએ જોડા કાઢીને એને સલામ કરી. પછી સીધોસટાક ઊભો રહ્યો. એના કાળા અને સફેદ મિશ્ર રંગના દાંત દેખાયા. એના હાસ્યમાં, હાવભાવમાં ખુશામતની વ્યંજના પૂર્ણાંશે પ્રગટ થતી હતી. સૂબેદારે સલામ કરી. જેલર સાહેબે પૂછ્યું: "બધું બરાબર છે ને?"

સૂબેદાર સાહેબે કહ્યું: "હા, હજૂર. તમારે કહેવું નહિ પડે. બધું ઠીક કરી દીધું છે."

સૂબેદારે સાહેબે વૉર્ડરને કહ્યું: "ઘુવડ જેવું મોઢું કરીને શું ઊભો છે? જા, જઈને જો તો, કે સાહેબનો ઓરડો વાળીઝૂડીને સાફ કર્યો છે કે નહિ? આ બધા નવા માણસો પાસે કામ કરાવતાં નવનેજાં પાણી ઊતરે છે. કોંગ્રેસના આંદોલનને કારણે જેટલા ગાડીવાન કે ગોવાળિયા હતા, તે બધાને રોકયા છે. એ લોકો એક પણ વાત સમજતા નથી, નથી એમને એમના કામની ગતાગમ. બધા અણઘડ ભેગા થયા છે."

નાનાથી માંડીને મોટા સુધી બધા પોતાના હાથ નીચેના માણસો સહિત એક-સરખી રીતે જ વર્તે...

ચાર વાગ્યાનો ઘંટ વાગ્યો. પાછી વૉર્ડરોની ટોળી આવી. એક ટોળીમાં બાવીસ જણ હોય. એકના એક દશ્યનું પુનરાવર્તન — બધું એક રાતમાં મોઢે થઈ ગયું હતું. જાણે કે રેલવે સ્ટેશનનું પ્લૅટફૉર્મ — કેટલાક લોકો ગાડીમાંથી ઊતર્યા,

કેટલાક ચડયા – કોલાહલ. બધું અસ્તવ્યસ્ત થાય ને પાછું તેમનું તેમ... મોટાભાઈ શું ઓરડીના સળિયા પકડીને છેલ્લી ક્ષણની પ્રતીક્ષા કરતા હશે? હમણાં જે ચાર વાગ્યાનો ઘંટ વાગ્યો તે શું મોટાભાઈએ સાંભળ્યો હશે? દરવાજાની ઉપર અવાજના તરંગો વાયુમંડળની ઉપર કંપનસૃષ્ટિ સરજીને 'કન્ડેમ્ડ' સુધી જો પહોંચે તો શું મારા વિચારતરંગો ત્યાં પહોંચી ન શકે? મોટાભાઈ આખરી વખતે કોનો વિચાર કરતા હશે — માનો, કાકીમાનો કે મારો? મારો વિચાર શા માટે કરે? ના. જરૂર વિચાર કરતા હશે. ચિંતા, ગ્લાનિ, મારી તરફનો અણગમો એ બધાંથી એમનું મન ભરાઈ ગયું હશે. એ ચર્ચા અને દલીલોથી ખૂબ ઉપરની વસ્તુ છે... હવે પછી મારે માટે પણ પૂર્ણિયામાં રહેવું અસંભવિત બની જશે. કાકીમાને શી રીતે મોઢું બતાવી શકીશ? મહોલ્લાના લોકોની સામે શી રીતે ઊભો રહી શકીશ? સાક્ષી આપ્યા પછી કેટલાય દિવસથી આ સ્થિતિ સહન કર્યા કરું છું. પણ માની સામે જવું તો તદ્દન અશક્ય. મોટાભાઈના અંતિમ દિવસની આ છબી અપ્રત્યાશિત કે આકસ્મિક નથી. પાછલા કેટલાય મહિનાથી આ દિવસને માટે મેં મારા મનને તૈયાર કર્યું છે. વખત-કવખતે આ ચિત્ર મનને ભારેખમ કરી મૂકે છે. 'પાકુડ મર્ડર કેસ'ની ખબર રોજ છાપાંમાં વાંચીને હું તથા મોટાભાઈ માને સમજાવતા હતા. મા કહેતી: "ઓ મા! ભાઈ-ભાઈ વચ્ચે આવું બની શકે ખરું? — અને આજે આટલા દિવસો મેં જનતાની ઉપેક્ષા કરી છે તો હવે મન શા માટે ભાંગી પડે છે? જનમતની અવગણના થઈ શકે, પણ માની અવ્યક્ત વેદનાભરી દૃષ્ટિની, કાકીમાની નીરવ ભર્ત્સનાની ઉપેક્ષા થઈ શકે નહિ, શા માટે ન થઈ શકે? Sentimental nonsense.... મારી સામે વેદનાજર્જર સમાજનું કામ પડેલું છે. સમાજનાં યુગયુગ સંચિત અશ્રુ લૂછવાનો ભાર જેની ઉપર નંખાયો છે, તેને શું સંકીર્ણ ઘરના ખૂણાના બેચાર ઊનાં આંસુઓથી અકળાવાનું પરવડે? ખાદીની સાડીથી એ અશ્રુબિન્દુઓ તો લુછાઈ જશે. જીર્ણ કામળો અને મેલો અંગૂછો એ સામાન્ય થોડાં અશ્રુબિન્દુઓને ગરમ થયેલી રેતીની જેમ શોષી લેશે. એને માટે હું માથે લીધેલું કામ કર્યા વિના પડી રહું તે કંઈ ચાલે? હમણાં તો હું મારા ભવિષ્યની ચિંતામાં જ મગ્ન છું. મારું શું થશે એ વાતનું જ મહત્ત્વ મારે માટે ઘણું છે, મોટાભાઈનું શું થાય છે તે નહિ.

...કાનાઈલાલના મૃતદેહની છબીમાં એનું મુખ જોયેલું તે યાદ આવે છે. મોટાભાઈને પણ શું એ રીતે લોખંડના સ્ટ્રેચરમાં સુવાડશે? બન્ને આંખો અર્ધી

મીંચેલી – અંતિમ શ્વાસ લેવાના પ્રયત્નને કારણે મુખ બીભત્સ બની ગયું નહોતું. – આંખોની બખોલમાંથી ડોળા બહાર નીકળી આવ્યા નહોતા – જાણે શાંત નિદ્રામાં હોય એવો ભાવ હતો – ફક્ત ગળું કાળું પડી ગયેલું – લોહી જામી જવાથી ભૂરા ડાઘ પડી ગયા હતા...

જેલ ડૉકટર અઘોરબાબુએ જેલના દરવાજામાં પ્રવેશ કર્યો. બિચારો ઝડપથી આવ્યો હતો તેથી થાકી ગયો હતો. આજુબાજુ ક્યાંય નજર નાખવાના એના હોશકોશ નહોતા. મને લાગે છે કે જેલમાં પાંચ-છ ડૉકટર છે. પણ જેલનો વડો ડૉકટર સિવિલ સર્જન શહેરમાં રહે છે. અહીં એનું કવૉર્ટર્સ નથી. લડાઈ પહેલાં સિવિલ સર્જન જ જેલ સુપરિન્ટેન્ડેન્ટ નિમાતો. અઘોરબાબુ પાછા શા માટે આવ્યા? સૂબેદારે પૂછ્યું :

"ડૉકટરસાહેબ, તમે પાછા કેમ આવ્યા?"

"એમ જ. અમસ્તો આવ્યો."

સૂબેદાર સાહેબ પોતે પણ બધું જાણતા હતા. આજે બધા સાહેબની આગળ પોતાની કર્તવ્યપરાયણતા દર્શાવવા ઇચ્છતા હતા. હું અઘોરબાબુને ઓળખતો હતો. નસીબજોગે મારી તરફ એમની નજર ગઈ નહિ. નહિ તો વળી કંઈનું કંઈ પૂછી બેસત... એ ઑફિસમાં ગયા. જેલર સાહેબ પાછા આવી ગયા. એમના ઘરનો દીવો સળગ્યો, પંખો ચાલ્યો. અર્ધું પાટલૂન ને સફેદ ખમીસ પહેરેલા સુપરિન્ટેન્ડેન્ટ આવી પહોંચ્યા – સાથે સફેદ અને ચોકલેટ રંગ મિશ્રિત એક વરુ જેવો કૂતરો હતો. વૉર્ડરના મોઢા પર ડરનો ભાવ દેખાતો હતો – સેલ્યુટ ઍટેન્શન – કૂતરો અંદર જતાં પહેલાં કોણ જાણે શાથી પણ મારી આગળ આવીને પાછો ફર્યો. અંદરના વૉર્ડરે કૂતરાને માટે દરવાજો અર્ધો ખુલ્લો રાખ્યો. સાહેબ કરતાં એમના કૂતરાની ખાતરબરદાસ્ત કંઈ કમ નથી — એ દેખાડવા બધા ઉત્સુક હતા. જેલર સાહેબ એમના ઓરડામાંથી બહાર આવ્યા. સાહેબને કશી વિનંતી કરવા ઇચ્છતા હોય એમ લાગ્યું. અઘોરબાબુ ત્યાં આવીને ઊભા રહ્યા. સૂબેદાર જેલર સાહેબનું માન રાખવા એના શરીરને અડીને નહિ, પણ જરા દૂર ઊભા રહ્યા. સાહેબ હસતાં હસતાં કંઈ વાતો કરતા હતા ને બેધ્યાનપણે ટૉર્ચ સળગાવતા ને પાછી બુઝાવી દેતા હતા. કૂતરો ઘડીમાં ઑફિસમાં ને ઘડીમાં વચ્ચેના રસ્તા પર એમ આવજા કર્યા કરતો હતો ને મશાલોને સૂંઘતો હતો — સાહેબની પાસે આવીને જાણે કશા સમાચાર આપીને ચાલ્યો જતો હોય એમ લાગતું હતું. ...રાત્રિની શાંતિનો ભંગ કરતો મોટર લોરીનો અવાજ આવ્યો — એ નજીક

આવતી હતી. ભોં...ભોં... શું મોટરના ભૂંગળાનો આટલો જોરમાં અવાજ આવતો હશે ? — મોટાભાઈ, મા, બાપાજી બધાએ આ અવાજ સાંભળ્યો હશે. એક મોટરવાન દરવાજાથી થોડે દૂર આવીને ઊભી રહી. થયું કે હમણાં એનું બારણું ખોલીને એક પછી એક સશસ્ત્ર પોલીસ એમાંથી કૂદી પડશે — એબાઉટ ટર્ન રાઇટ — થશે. ના. પણ એમાંથી કોઈ ઊતર્યું નહિ. બધાં ગાડીની અંદર બેઠા રહ્યા હશે. ડ્રાઇવરે ગાડીની બત્તી ઓલવી નાખી. રસ્તો અને બધા ક્વૉર્ટર્સ પાછાં અંધારામાં વિલુપ્ત થઈ ગયાં. સાહેબનો કૂતરો ભસતો હતો. એ દરવાજાના સળિયામાં થઈને બહાર આવ્યો — એ જોતો હતો કે એના રાજ્યમાં શાંતિભંગ શાને કારણે થયો, એકદમ અજવાળું થયું શા માટે, ને પાછું વિલુપ્ત થયું શા માટે તેની શોધ કરવા એ જાણે બહાર નીકળ્યો હતો...

રાષ્ટ્રનું સંચાલનચક્ર મંથર છતાં નિશ્ચિત ગતિથી ચાલે છે.–રાતદિવસ. કયારે, કેટલા સમય પૂર્વે કોઈ હતભાગી મૂર્ખે એની સામે માથું ઊંચકવાનું દુઃસાહસ કર્યું હતું, એની પુનરાવૃત્તિ ન થાય, તે ઉદ્દેશથી દેશવ્યાપી નાનાંમોટાં અસંખ્ય ચક્રો નિયોજિત થયાં છે. એ ઘટના તથા એના નાયકનાં નામોનિશાન મિટાવી દીધા સિવાય રાષ્ટ્રને શાંતિ કે સ્વસ્થતા મળવાનાં નથી. જે સ્વપ્ન વિલાસે કેટલાંક અર્વાચીન હૃદયને ઉત્તેજિત કર્યાં હતાં, તે ભવિષ્યમાં ભયથી થરથરીને પંગુ બની જાય – એ આ ચક્રોના નિર્માણ પાછળ ઉદ્દેશ છે....કોરેહા થાણા, વેંકટેશ્વર દારોગા, ફોજદાર, સેશન્સ કોર્ટ, સરકારી વકીલ, જજ સાહેબ, સરકારનો સાક્ષી નીલુ, જેલના કર્મચારીઓ – એ બધા એક જ ઉદ્દેશથી એકબીજા જોડે ગંઠાયલા માળાના મણકાઓ છે. જે ઉદ્દેશથી એ બધા ગંઠાયલા છે, એ ઉદ્દેશના ચરમમુહૂર્તની હવે કેટલી વાર છે ? ફકત ફાંસીનું દોરડું ખેંચનારને જ જવાબદાર ગણવાથી છૂટી શકાય નહિ. આ પાશવતાની નૈતિક જવાબદારી જજથી માંડીને વૉર્ડર સુધી બધાની જ એકસરખી છે. આ નિષ્ણાતોના યુગમાં કોઈ પોતાના યંત્રના સીમિત ક્ષેત્રની બહાર જોતું જ નથી. એ પોતાના યંત્રના જે અંશને માટે જવાબદાર છે, તેટલો અંશ બરાબર ચાલે એટલે એનું કર્તવ્ય પૂરું થયું. વિરાટ સંચાલનશક્તિનો ઊગમ કયાં છે તેનો એને શી પડી હોય ? એંજિન મારફત બેલ્ટિંગ દ્વારા એ શકિત અંશતઃ એની પાસે પહોંચી એટલે પત્યું, તે પછી એ એનો અર્ધપ્રસ્તુત કાચો માલ આગળ પહોંચાડી દેશે. આટલે દૂર સુધી જેટલા હાથોમાંથી આ ક્રિયાનું સંચાલન થાય છે, એ બધામાં જ રાષ્ટ્રદાનવની નગ્નતા, તથા પાશવતા ઢાંકવાનો પ્રયાસ થતો હતો, પણ હવે એવી જગ્યાએ આવી ગયા છીએ કે જ્યાં બે આંખની

શરમને અવકાશ રહ્યો નથી. Crush or be crushed;—જગન્નાથનો રથ, પોતાની ગતિના ગર્વથી ચાલ્યા જ કરવાનો છે, પૈડાંની નીચે રાત્રિના આમંત્રણથી આકર્ષાઈ કોઈ હતભાગી કચરાઈને ચૂર્ણવિચૂર્ણ થઈ ગયો કે નહિ તે જાણવાની એને લગરીકે પરવા નથી, વર્ગના સ્વાર્થનો સ્ટીમરોલર રસ્તા પર સતત ફેરવ્યા જ કરવો પડશે, એને જરાય આરામ આપ્યો, કે પેલાં તત્ત્વો પાછાં માથાં ઊંચકશે. આશ્રમમાં જવાનો રસ્તો મોટાભાઈએ જાતે જ બાંધ્યો છે, બન્ને તરફ રાતરાણીની હાર છે, વખત મળે એટલે મોટાભાઈ દાતરડું લઈને રસ્તા પરનાં ઝાડઝાંખરાં ઘાસ વગેરેને કાપીને રસ્તો સાફ કરે, એક સફેદ ખાદીનું ગંજીફરાક જ એમના શરીર પર તે વખતે હોય....

બીજી એક મોટર આવી ઊભી રહી. ગણવેશ પહેરેલા પટાવાળાએ બારણું ઉઘાડ્યું. હેટકોટ પહેરેલો એક માણસ એમાંથી ઊતર્યો, એના મોઢામાં ચિરૂટ હતી. એ સિવિલ સર્જન હતો, સુપરિન્ટેન્ડેન્ટ સાહેબના માણસોએ એનો સત્કાર કર્યો.

સિવિલ સર્જને કહ્યું, "મને જરા મોડું થઈ ગયું. મારી રાહ જુઓ છો ને?"

"ના. ના. હજી મૅજિસ્ટ્રેટ સાહેબ આવી પહોંચ્યા નથી." સુપરિન્ટેન્ડેન્ટે કાંડાઘડિયાળ જોયું. એના મુખ પર વિરક્તિનો ભાવ હતો. "આવો, ઓરડામાં બેસો!" ખુરશી ખેંચવાનો અવાજ સંભળાયો. ઓરડામાંથી વાતચીતનો અવાજ સંભળાવા લાગ્યો. પાછો મોટરના ભૂંગળાનો અવાજ સંભળાયો. એક ગાડી આવીને ઊભી રહી. હાફપૅન્ટ પહેરેલો એક નાની ઉંમરનો માણસ ગાડીમાંથી બહાર કૂદી પડ્યો. એ દોડીને જેલના દરવાજામાં પેઠો, જેલર સાહેબે તેનું સ્વાગત કર્યું.

"ના. ના. તમને મોડું થયું નથી. અમે જ જલદી આવ્યા છીએ. ડૉક્ટર અને સુપરિન્ટેન્ડેન્ટ પેલા ઘરમાં તમારી રાહ જુએ છે. ચાલો, ઓરડામાં બેસો." ઓરડામાં જવું પડ્યું નહિ. સુપરિન્ટેન્ડેન્ટ, સિવિલ સર્જન બધા જેલની અંદર જવાને ઓરડાની બહાર આવીને ઊભા. એક એક કરતાં બધા અંદર ગયા. દરવાજો નીચો હતો, તેથી બધાને જતી વખતે માથાં નીચાં કરવા પડયાં.... દિલ્હી દરબાર વિષે આવા કોઈ દરવાજાની વાત સાંભળી હતી. કોઈ પણ રાજાને આથી એનું અપમાન થયું હોય એમ લાગેલું નહિ. યક્ષપુરીના અંધારામાં સુપરિન્ટેન્ડેન્ટના લોકો એક એક કરતાં વિલુપ્ત થઈ ગયા.... હમણાં અહીંથી ભાગી જાઉં તો કેવું? શબ તરફ હું જોઈ શકીશ નહિ. અહીંથી ભાગી જાઉં તો કોઈ જાણશે પણ નહિ.... મૅજિસ્ટ્રેટનો હુકમ જેલના અધિકારીઓને બતાવવો પડશે. એ નહિ

બતાવું તો એ લોકો મને શબ આપે શા માટે? ક્યાં ગયો એ કાગળ? કોઈ ગજવામાં તો હોય એમ લાગતું નથી. શું થયું? ઘેર ભૂલી આવ્યો કે શું? એવું હોય તો અહીંથી જવું જ પડે. ચાલો જે થયું તે સારું જ થયું. કાગળ ન જડ્યો એ સારું જ છે.... બીજી જ ટ્રેનમાં પટણા કે મુંબઈ જતો રહું તો કેવું? અમારા પક્ષના બુદ્ધિજીવી કોમરેડને મળવાની ખૂબ જ જરૂર છે.... ના. ગજવામાં આ રહ્યો કાગળ.... કાલે મારે પોતાને હાથે તો ગજવામાં મૂક્યો હતો. જાય ક્યાં? જોકે, હમણાં જ બધાં ગજવાં ફંફોસ્યાં હતાં, પણ જડ્યો નહોતો.

સૂબેદાર સાહેબે મારા મોઢા તરફ જોયું. એ મારા તરફ એકીટશે જોઈ રહ્યા હતા. એણે નજર ફેરવી લીધી. હવે એ મારી તરફ જોઈ શકતા નહોતા.

મને લાગ્યું કે દૂર લોકો એકઠા થતા હતા. સશસ્ત્ર પોલીસની બીકે વધારે લોકો આવ્યા નહોતા. નહિ તો અહીં લોકોની બેસુમાર ભીડ એકઠી થઈ હોત. એક ક્વૉર્ટર્સનો દરવાજો ઊઘડ્યો. બધા શબને જોવાને ઉત્સુક હતા.... મોટાભાઈના ગળા પર એક કાળો તલ છે.... શિયાળામાં ભગવાં વસ્ત્રોવાળું જોશીઓનું ટોળું દર વર્ષે પૂર્ણિયા આવતું, તેમાંનો એક જણ એક વખતે અમારા આશ્રમમાં આવ્યો હતો. આવીને વિકૃત ઉચ્ચાર કરતાં હસતાં હસતાં એણે કહેલું: "હું ફૉરચ્યુન ટેલર છું." મોટાભાઈ મુશ્કેલીમાં હતા. છતાં મોટાભાઈનો હાથ જોઈ એણે કહેલું કે મોટાભાઈનું એંસી વર્ષનું લાંબું આયુષ્ય છે. સાલો મિથ્યાવાદી... મોટાભાઈ એની વાત સાંભળીને હસતા હતા ને કહેતા હતા: "આ કોંગ્રેસની કચેરી છે. તમે આટલી જહેમત લીધી પણ અમે કંઈ પૈસા આપી શકીએ એમ નથી."

અચ્છા, જો મોટાભાઈ બીકથી બેભાન થઈ જાય તો એ દશામાં પણ એમને ફાંસીએ લટકાવાશે? એવું તે કંઈ થાય?

ફાંસીનું દોરડું લઈને મેટ અને પહેરેગીર ખેંચાખેંચી કરતા હતા. એ વખતની જેલની વાત યાદ આવે છે. "...દોરડાના ટુકડે ટુકડા કરવાનો એ લોકો પ્રયત્ન કરતા હતા. નરમ ચરબી લગાવેલા દોરડા પરથી લોખંડનું ફલક સરી જતું હતું... ભાગ્યશાળીઓને એક એક ટુકડો મળ્યો... એમાંથી જ શું શીઘ્રફલદાયી વશીકરણ કવચ બનતું હશે..."

હવે અંદરનો ફાટક ખૂલ્યો, સુપરિન્ટેન્ડેન્ટ, મૅજિસ્ટ્રેટ, સિવિલ સર્જન, જેલર, અઘોરબાબુ, આસિસ્ટન્ટ જેલર.... વૉર્ડર, વૉર્ડર, વૉર્ડર, કૂતરો, વૉર્ડર, વૉર્ડર. બધા મોઢા પર હાસ્યનો ભાવ દેખાડવાનો પ્રયત્ન કરતા હતા. દેખાડવા ઇચ્છતા હતા.

કે એક સામાન્ય ઘટનાથી એ લોકો જરા પણ વિચલિત થયા નથી. એથી એમને ચા પીવાનું જરા મોડું થઈ ગયું છે એટલું જ. સુપરિન્ટેન્ડેન્ટે સિવિલ સર્જન તથા મૅજિસ્ટ્રેટને પોતાને બંગલે ચા પીવાને આવવાની વિનંતી કરી. દરવાજો ઊઘડ્યો. કૂતરો આગળ આગળ રસ્તો બતાવતો ચાલતો હતો. બન્ને મોટરો એની પાછળ પાછળ બંગલાની પાસે જઈને ઊભી રહી. લોરીનો ડ્રાઇવર તૈયાર થઈને સ્ટિયરિંગ વીલ પકડીને બેઠો રહ્યો. વૉર્ડરે હજી સુધી અંદરનો દરવાજો અધખુલ્લો રાખ્યો હતો.... એ આવ્યા.... આ ક્ષણે....

"અરે નીલુબાબુ! નમસ્કાર! વહેલી સવારે તમે અહીં ક્યાંથી? મુલાકાત માટે આવ્યા હશે. સી.આઈ.ડી. તો આઠ વાગ્યા પહેલાં આવતા નથી. ચાલો મારે ઘેર. ત્યાં સુધીમાં ચા પી લઈએ. શું કહો છો?"

અઘોરબાબુએ મને જવાબ આપવાની તક આપી નહિ. મેં મહા મુસીબતે અસ્ફુટ શબ્દોમાં કહ્યું. "ના. મુલાકાત માટે આવ્યો નથી.—આવ્યો હતો...આજે મોટાભાઈની..." મારાથી વધુ બોલાયું નહિ. હોઠો કાંપતા હતા. પણ બોલી શકતો નહોતો, કોઈએ જાણે લોખંડી હાથથી મારું ગળું દાબી દીધું હતું. મારી આંખો પણ આંસુથી ભરાઈ ગઈ. બીજી બાજુ નજર કરીને મેં મહામુસ્કેલીએ અઘોરબાબુને મૅજિસ્ટ્રેટનો હુકમ આપ્યો. અઘોરબાબુએ હુકમ વાંચ્યો. મેં આંસુ લૂછી નાખ્યાં.

"તો, એમ વાત કરોને! કેમ તમે સાંભળ્યું નથી?" એ મારે ગળે વળગી પડ્યા.

"સરકારનો હુકમ આવ્યો છે, કે ફાંસીનો હુકમ તો હમણાં મુલતવી રહેશે."

આ શું કહે છે? અઘોરબાબુ ગાંડા તો નથી થઈ ગયાને? મેં એમના હાથો જોરથી પકડી લીધા. એ બોલ્યે જતા હતા.

"લશ્કરી ઇલાકા સિવાય, ભારતમાં સર્વત્ર ઑગસ્ટ આંદોલન વખતે ભાંગફોડ માટે જેમને ફાંસીની સજા થઈ છે, તેમની ફાંસી અનિશ્ચિત સમય માટે મુલતવી રાખવામાં આવી છે. વચ્ચે વચ્ચે કેટલીક જગ્યાએ આ હુકમ આવતાં પહેલાં ફાંસી દેવાઈ ગઈ છે. જેમની પર ખૂનનો આરોપ હતો, તેઓને હુકમ લાગુ પડતો નથી... આજે તો એક સામાન્ય કેદીની ફાંસી હતી. એ ત્રણ નંબરના સેલમાં રહેતો હતો. પરમ દિવસે હુકમ આવ્યો. તમારા ભાઈને એક નંબર સેલમાંથી ખસેડ્યા નથી, સાહેબ કહે છે, "શી જરૂર છે, નકામી ધાંધલ કરવાની" એથી ગેરસમજ થઈ. વળી ફાંસીની તારીખ આગળથી જેલમાંના કેદીને જણાવવામાં આવતી નથી. જેલના લોકો અંદાજથી જાણી જાય છે. એથી તપને ખોટા સમાચાર મળ્યા."...

મારી વાતો કરવાની શક્તિ હરાઈ ગઈ હતી, બધું શાન્ત હતું. નસોમાં રક્તપ્રવાહ પણ બંધ થઈ ગયો હતો.... ઝાડનાં પાંદડાં હાલતાં પણ નહોતાં. ગ્રહો એમની ગતિ ભૂલીને સ્થિર થઈ ગયા હતા. — વીરભોગ્યા વસુન્ધરાની અપર્ણામૂર્તિ — નિઃશ્વાસ લેતાં પણ બીક લાગતી હતી. ઉમાના તપનો ભંગ થાય તો...

નાડીના ધબકારા પાછા શરૂ થયા. વૃક્ષે વૃક્ષે પંખીઓનો કલરવ – પાંદડે પાંદડે પ્રભાતના પવનનો હિંડોળો – લાસ્યમયી પૃથ્વી ફરી પાછી જાતજાતના છન્દોથી લીલાયિતા થઈ ઊઠી છે...જેલના પથ્થરના દરવાજાની ઉપરની બાજુ પર ઉષાનાં કંકુવર્ણાં કિરણોની મધુર સવારી ઊતરતી હતી.

